

अम्भोजिनीवननिवासविलासमेव
हंसस्य हन्ति नितरां कुपितो विधाता ।
न त्वस्य दुग्धजलभेदविधौ प्रसिद्धां
वैदग्ध्यकीर्तिमपहर्तुमसौ समर्थः ॥

# ગુજરાત સાહિત્ય સભા · અમદાવાદ

## કાર્યવહી · સને ૧૯૩૮–૩૯

# ગૂજરાત સાહિત્ય સભાનાં પ્રકાશનો

---

ગુજરાતી સંસ્કૃતિનું વિહંગાવલોકન

શાહે આલમ

ગુજરાતનું વહાણવટું

શાહીબાગ

ગુજરાતનું પાટનગર–અમદાવાદ

જેતલપુર

અમદાવાદનું સ્થાપત્ય

ખંભાતનો ઇતિહાસ

વીર નર્મદ

નર્મદનું મંદિર ( પદ્યવિભાગ )

નર્મદનું મંદિર ( ગદ્યવિભાગ )

જયંતીવ્યાખ્યાનો

સાહિત્ય સભાનો રજત મહોત્સવ

Return from Abroad

ઉત્તર હિંદુસ્તાની સંગીતની સંક્ષિપ્ત
ઐતિહાસિક સમાલોચના

*

સને ૧૯૨૯ના ગુજરાતી સાહિત્યનું દિગ્દર્શન

સને ૧૯૩૦ તથા ૩૧ ના ગુજરાતી સાહિત્ય
પર દ્રષ્ટિપાત

બત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય

ગુ. સા. સભાની કાર્યવહી સને ૧૯૩૩–૩૪

ચોત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય

ગુ. સા. સભાની કાર્યવહી સને ૧૯૩૫

ગુ. સા. સભાની કાર્યવહી સને ૧૯૩૬–૩૭

ગુ. સા. સભાની કાર્યવહી સને ૧૯૩૭–૩૮

[ વિગત માટે જુઓ છેવટનું પાનું ]

# ગૂજરાત સાહિત્ય સભા
# અમદાવાદ

## કાર્યવહી :: સને ૧૯૩૮-૩૯



અ મ દા વા દ

# નિવેદન

ગૂજરાત સાહિત્ય સભાની સને ૧૯૩૮-૩૯ની કાર્યવહી છેક ફેબ્રુઆરી ૧૯૪૦ માં અમે બહાર પાડી શકીએ છીએ. આ વિલંબ માટે અમે ખરેખર અત્યંત દિલગીર છીએ. માત્ર દિલગીરી બતાવી અમે છટકી જવા માગતા નથી.

આ પ્રકાશનની ઢીલનાં ખરાં કારણો અમે દૂર કરવા યત્ન કરી રહ્યા છીએ; પરંતુ અમારે લાચારી સાથે જણાવવું પડે છે કે આ અમારા હાથની બહારની વાત છે. વળી આ દૂર કરવા માટે અમારી પાસે-અમારી સભા પાસે કાંઈ sanction નિયામક સત્તા નથી.

આવા વિલંબનું મુખ્ય કારણ એ વિદ્વાન સમીક્ષકોને સમીક્ષાનું જે કામ સભા તરફથી સોંપાય છે તે તેઓ વખતસર પૂરું કરી આપતા નથી ને છે. ગયા દશ વર્ષના અનુભવથી અમારે દુ:ખ સાથે જણાવવું પડે છે કે આજ સુધીના બધા વિદ્વાન સમીક્ષકોમાંથી ભાગ્યે જ બે ત્રણ જણે વખતસર પોતાની સમીક્ષાનું કામ પૂરું કરી આપ્યું હોય.

આ વખતે પણ તેમ જ બન્યું છે, બલ્કે અત્યાર સુધી કદી નહિ થયેલો એટલો વિલંબ આ વખતે થયો છે અને વિદ્વાન સમીક્ષકે છેક ગયા ડિસેમ્બર-જાન્યુઆરીમાં જ સમીક્ષાનું કામ પૂરું કરી અમને મોકલી આપ્યું છે. આથી જ આ અક્ષમ્ય વિલંબ થયો છે.

આથી અમારી વિદ્વાન સમીક્ષકોને એક જ પ્રાર્થના છે કે તેઓ સભા તરફથી તેમને સમીક્ષાનું જે કામ સોંપાય તેને તેમની બીજી અંગત ધંધા અંગેની ફરજો અને જવાબદારીઓ જેટલું જ મહત્ત્વ આપે તો જ આવા વિલંબો ન થાય અને સભાની કાર્યવહી નિયમિત રીતે બહાર પડી શકે.

આટલું અમારે સખેદ લખવું પડે છે, પણ અમને આશા છે કે વિદ્વાન સમીક્ષકો અમારી વિટંબનાનો ખ્યાલ રાખી અમને ક્ષમા કરશે.

આ કાર્યવહી બહાર પાડવામાં વિલંબ થયો છે તે માટે ફરી એકવાર અમે સર્વેની દરગુજર ચાહીએ છીએ.


અમદાવાદ

તા. ૧૨-૨-'૪૦

**ચૈતન્યપ્રસાદ મોતીલાલ દીવાન**

**મધુસૂદન ચિમનલાલ મોદી**

માનદ મંત્રીઓ,

**ગુજરાત સાહિત્ય સભા • અમદાવાદ**

# અનુક્રમણિકા


૧. **વિભાગ ૧લો : સમીક્ષા** પૃ. ૧ થી ૧૨૬

આડત્રીસનું ગ્રંથસ્થ વાङ્મય

સમીક્ષક: **પ્રો. મંજુલાલ રણછોડલાલ મજમુદાર**

૨. **વિભાગ ૨જો : ભાષણો** પૃ. ૧ થી ૭૪

**૧. મહાનુભાવ પંથ** ૩

પ્રો. રામચંદ્ર બ. આડવળે

**૨. સ્મૃતિકાળની સંસ્કૃતિ** ૯

શ્રી. પ્રહ્‌લાદ ચંદ્રશેખર દીવાનજી

**૩. સર સર્વપલ્લવી રાધાકૃષ્ણને માનપત્ર** ૪૦

**૪. મામા વરેરકરને સન્માન અને તેમનો જવાબ** ૪૫

**૫. શ્રી. સયાજીરાવ ગાયકવાડના અવસાનના કારણે શોકસભા** ૫૩

**૬. આધ્યાત્મિક સંસ્કૃતિનાં મૂળ** ૫૭

સ્વામી શ્રી. અદ્વૈતાનંદજી

**૭. અમદાવાદમાં રેડિઓ-મથકની જરૂર** ૬૩

શ્રી. ચંદ્રવદન મહેતા

**૮. અસ્મિતા** ૬૭

શ્રી. કનૈયાલાલ મા. મુનશી

૩ **વિભાગ ત્રીજો :** પૃ. ૭૫ થી ૮૮

**સ્વ. રણજીતરામ સુવર્ણચંદ્રક અર્પણવિધિ**

વાર્ષિક વ્યાખ્યાન : ડૉ. હરિપ્રસાદ દેસાઈ ૭૯

શ્રી. કનુભાઇનો પરિચય :

શ્રી. રવિશંકર રાવળ ૮૧

શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇ ૮૪

શ્રી. કનુભાઈ દેસાઇનો જવાબ ૮૫

૪. **વિભાગ ૪થો : લઘુલિપિ-વર્ગનો અહેવાલ** ૮૯

૫. **પરિશિષ્ટ** ૯૫

૬. **સભાનાં પ્રકાશનો** ૯૬

# આડત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય

## સને ૧૯૩૮ ના ગ્રંથોની સમીક્ષા

ગૂજરાત સાહિત્ય સભા, અમદાવાદ તરફથી

સમીક્ષક

પ્રો. મંજુલાલ રણછોડલાલ મજમુદાર

# અનુક્રમ


| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ગૂ. સા. સભાનો કાર્યપ્રદેશ . . . . | ૩ |
| વાર્ષિક સમીક્ષાનો દશ-વાર્ષિક પ્રયોગ . . . . | ૩ |
| આભારદર્શન તથા ક્ષમાયાચના . . . . | ૩ |
| સરવૈયું કે સિંહાવલોકન . . . . | ૪ |
| પાણીમાં તરતા પદાર્થો અને પુસ્તકો . . . . | ૫ |
| શિષ્ટતાની મહોરછાપ અને કાલભગવાનની લીલા . . | ૫ |
| વાઙ્મય–સાહિત્ય : શાસ્ત્ર અને સારસ્વત . . . | ૫ |
| શાસ્ત્ર અને સારસ્વતઃ અંતરંગભેદ . . . . | ૬ |
| શાસ્ત્રીય વાઙ્મયનો પ્રદેશ . . . . | ૬ |
| સારસ્વતના વિભાગો . . . . | ૭ |
| ચાલુ સાલની ગ્રંથસમૃદ્ધિ . . . . | ૮ |
| સારસ્વતની શોધમાં . . . . | ૮ |
| શાસ્ત્રાભ્યાસની નવી કેડીની અગત્ય . . . . | ૯ |
| સાહિત્ય-ધનના ધણીઓ પ્રત્યે પ્રાર્થના . . . . | ૯ |
| વાર્ષિક પ્રકાશનોનો ગ્રન્થ-કૂટ : સમીક્ષકનું કાર્ય . . | ૧૦ |
| અવલોકનની પરિપાટી, અવલોકનકારનાં બંધન . . | ૧૧ |
| સારસ્વત સમીક્ષાનું ત્રૈમાસિક . . . . | ૧૨ |
| પુસ્તકનાં રૂપરંગ પ્રત્યે પહેલી દૃષ્ટિ . . . . | ૧૪ |
| એક પેઢી પછીનો અનુભવ . . . . | ૧૫ |
| સુશોભિતપણાનો અતિરેક . . . . | ૧૫ |
| દ્વિતીય આવૃત્તિઓઃ શાસ્ત્રની કે સારસ્વતની ? . . . | ૧૬ |
| ગ્રંથમાળાઓનો ફાળો અને ઉદ્દેશ . . . . | ૧૬ |
| અનુવાદો સંબંધી, અનુવાદોમાં આત્મીય દૃષ્ટિ . . . | ૧૭ |
| અનુવાદોનો હેતુઃ વાચનભૂખ સંતોષવાનો . . . | ૧૮ |
| ભાષાંતરો શેનાં થવાં જોઇએ ? . . . . . | ૧૮ |
| પરોપજીવી બનવાનો ભય . . . . . | ૧૯ |
| અનુવાદયોગ્ય શિષ્ટ ગ્રંથોની યાદી . . . . | ૧૯ |
| કવિતા વહેવરાવનાર જ્ઞાનદંડની જરૂર . . . . | ૨૦ |

નવ-કવિતા . . . . ૨૧
કવિતાનો આદર્શ તથા મુખ્ય ઝોક . . . . ૨૧
નવકવિતાની દુર્બોધતાઃ . . . . ૨૨
ઐતિહાસિક વિષયોનું નવલકથા માટે આકર્ષણ . . . ૨૨
વિવેચનસાહિત્ય . . . . ૨૩
જીવનચરિત્રોના સાહિત્યનો યુગ . . . . ૨૪
બાલસાહિત્યની નવી કેડીઓ . . . . ૨૫
કવિતા-નવા સંગ્રહો . . . . ૨૫
કવિતા-સંપાદનો . . . . ૩૪
નાટકોઃ ( તખ્તા લાયકીનાં ) . . . . ૪૦
સાહિત્યવિવેચન . . . . ૪૬
સંસ્મરણો . . . . ૫૦
નવલકથા . . . . ૫૧
ઐતિહાસિક વાર્તાઓ . . . . ૫૧
સામાજિક વાર્તાઓ . . . . ૬૦
ભેદ ભરમની વાર્તાઓ . . . . ૬૫
પરપ્રાન્તની ભાષામાંથી અનુવાદો . . . . ૬૬
શરદબાબુનું વાર્તાચક્ર . . . . ૬૮
પરદેશી ભાષામાંથી રૂપાન્તરો . . . . ૭૩
નવલિકા, નવલિકાના વિષયો . . . . ૭૫
હાસ્ય-મર્મ-નું સાહિત્ય . . . . ૮૨
ચરિત્રો . . . . ૮૫
ઇતિહાસ . . . . ૮૯
ભૂગોળ-પ્રવાસ . . . . ૯૧
કેળવણી અને અર્થશાસ્ત્ર . . . . ૯૪
નિબંધો . . . . ૯૬
લલિત-કલા . . . . ૯૭
ધર્મ-તત્ત્વજ્ઞાન . . . . ૧૦૦
આરોગ્ય તથા વૈદક . . . . ૧૦૫
કુદરત અને વિજ્ઞાન . . . . ૧૦૮
કોશ, વ્યાકરણ . . . . ૧૦૯
બાલસાહિત્ય . . . . ૧૧૧

# આડત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય

## અમદાવાદ ગુજરાત સાહિત્યસભા તરફથી

સમીક્ષક

### પ્રો. મંજુલાલ રણછોડલાલ મજમુદાર

**સાહિત્યરસિક ભાઈઓ તથા બહેનો,**

**આપણી** ગુજરાતી સાહિત્ય પરિષદની જનેતા સમી આપની ગુજરાત સાહિત્યસભાએ સાહિત્યપ્રવૃત્તિની અનેક દિશામાં પહેલ કરી છે: સાક્ષર જયંતીઓ, ગુજરાતના ભૌગોલિક–સાંસ્કૃતિક ઇતિહાસને લગતાં પ્રકાશનો, શિલ્પ, ચિત્ર અને સ્થાપત્ય જેવી લલિત કલાઓ પ્રત્યે સહાનુભૂતિ, વાર્ષિક પ્રકાશનોની સમીક્ષા, ગ્રંથકાર–બહુમાનસૂચક ચંદ્રકની સંસ્થાપના: તથા સંગીત, નૃત્ય અને અભિનયને ખીલવનાર રંગભૂમિના સમુદ્ધારની યોજના—આવી આવી અનેક સાહિત્યપોષક પ્રવૃત્તિઓમાં મોખરે રહી, લગભગ બે પેઢીની પ્રતિષ્ઠા સાચવનાર સાહિત્યસભા આખા ગુજરાતનું નાક છે.

**ગુજરાત સાહિત્યસભાનો કાર્યપ્રદેશ**

એની અનેકવિધ પ્રવૃત્તિઓમાંથી માત્ર એકનો જ ઉલ્લેખ મારે માટે આજે પ્રસ્તુત ગણાશે. ગુજરાતી ગ્રંથસ્થ સાહિત્યની વાર્ષિક સમીક્ષા કરાવવાનો રવૈયો છેલ્લાં દશ વર્ષથી પાડવામાં આવ્યો છે. તેનું પરિણામ કેવું સુંદર તથા સર્વમાન્ય (અથવા બહુમાન્ય) આવ્યું છે તે આપણે સૌ જાણીએ છીએ. પદ્ધતિસરની, જોખમદારીના ખ્યાલવાળી, છતાં પૂર્ણ નિખાલસપણે, મારા પુરોગામી પંડિત મિત્રોએ — પૂર્વસૂરિઓએ — જે સમીક્ષા સાદર કરી છે તેનો ઘટતો આદર લેખકોમાં તથા પ્રકાશકોમાં થતો આવ્યો છે: આ હકીકત જ આ પ્રથાના સર્વગ્રાહીપણાને મંજૂર રાખે છે.

**વાર્ષિક સમીક્ષાનો દશ-વાર્ષિક પ્રયોગ**

મારી પહેલાં આવાં કાર્ય માટે નિમાયેલા વિદ્વાન અને સિદ્ધહસ્ત વિવેચકોની હારમાં મને મૂકીને આપની સભાએ મારું ખૂબ ગૌરવ કર્યું છે: તે દ્વારા મને ખૂબ પ્રોત્સાહન પણ આપ્યું છે; અને એ રીતે પ્રવર્તમાન સાહિત્યના નિકટ પરિચયમાં આવવાની જે તક મને મેળવી આપી છે તે બદલ

**આભારદર્શન તથા ક્ષમાયાચના**

સભાના કાર્યવાહકોનો આભાર માનું છું. મને પાકી ખબર છે કે વર્તમાન સાહિત્યવહેણોના અભ્યાસમાં અદ્યતન ગણાઉં એવો હું નથી; છતાં ૧૯૩૦–૩૨માં "ગુજરાતી સાહિત્ય–પરિચય"ના મારા સંપાદનકાર્યે મને વિવિધ વિષયો અને વિવિધ કક્ષાનાં શિષ્ટ લખાણોનો પરિચય કેળવવાનું સુગમ કરી આપ્યું હતું એટલું માફ. તે પછી આટલે વર્ષે મને પાછો શુદ્ધ સાહિત્યના અભ્યાસમાં ખેંચી લાવવામાં આપ સૌનો સદ્ભાવ જ કારણભૂત થયો છે એમ હું પૂરેપૂરું માનું છું. સાથે સાથે સમીક્ષાનું વાચન જે વખતે થવું જોઈએ તે વખતે મારાથી બની શક્યું નથી; છતાં તેમાં થયેલો વિલંબ તમે સૌએ નિભાવી લીધો છે, તે માટે પણ સભાના કાર્યવાહકોનો આભાર વ્યક્ત કરું છું.

પ્રવાસમાં આગળ વધનારને હમેશાં વનરાજ સિંહની જેમ પાછળ પણ અવલોકન કરવાની જરૂર પડે છે કે મજલ કેટલે આવી? ચીલો તો

**સરવૈયું કે સિંહાવલોકન**

ભૂલ્યા નથી? બીજા સાથીઓ ક્યાં છે? એ સૌ કેટલે આવ્યા છે?—આવા પ્રશ્નો સૈકે સૈકે, દસકે દસકે કે વર્ષે વર્ષે વિચારવા પડે છે.

અનેક વર્ષોના ગાળામાં થયેલી વિવિધ પ્રવૃત્તિઓનું સરવૈયું અથવા 'હૂંડો' કાઢવો પડે છે: કારણ કે પ્રતિવર્ષે, પ્રતિદિવસે અને પ્રતિક્ષણે માણસનો અનુભવ વધતો જાય છે, તેની દૃષ્ટિ વિશાળ થતી જાય છે, અને તેનું જીવન વિકસતું જાય છે. જેમ વ્યક્તિગત માણસમાં કે સમાજમાં તેમ સાહિત્યમાં પણ એ પ્રકારનું પરિવર્તન નિહાળી શકાય છે.

પરંતુ આ પરિવર્તન નિહાળવા જતાં આપણી આંખે નજીકની સામાન્ય વસ્તુઓ ઘણી મોટી દેખાવા સંભવ છે, અને દૂરની મોટી વસ્તુઓ નાની લાગવાનો ભય રહે છે. તેથી તે કાર્યમાં ઘણી સાવધાનતા રાખવી પ્રાપ્ત થાય છે. પ્રતિવાર્ષિક થતાં ગુજરાતી પ્રકાશનોની રીતસરની સમાલોચના કરાવવાનો પ્રયોગ કર્યે આજે એક દસકો વીત્યો છે: અને એ અરસામાં આપણને મળેલો અનુભવ, તેમાંથી ફલિત થયેલાં પરિણામો અને જણાવા લાગેલી મુશ્કેલીઓનો વિચાર કરવાનું પણ આ તકે ઇષ્ટ ગણાશે.

પુસ્તકોની બાબતમાં એમ બને છે કે અમુક પુસ્તક પ્રસિદ્ધ થતાં જ પ્રજાને તેનો મોહ લાગે છે: તથાપિ કાળે કરીને નવતાપ્રેમનો ઊભરો શમી જતાં એ પુસ્તક પ્રત્યેનો મોહ ઊતરી જાય છે અથવા ઓછો થાય છે.

પાણીમાં પડેલા પદાર્થો ઊંચાનીચા થઇ, ઝોલાં ખાઈ, આખરે પોતાના ગુરુત્વના પ્રમાણમાં અમુક સ્થળે સ્થિર થાય છે: કેટલાક તળિયે બેસે છે:

**પાણીમાં તરતા પદાર્થો અને પુસ્તકો**

કેટલાક અધવચ રહે છે: અને કેટલાક સપાટી પર તરતા રહે છે: પુસ્તકોની બાબતમાં પણ આવો જ કંઈ નિયમ પ્રવર્તતો હોય એમ જણાય છે. કેટલાંક પુસ્તકો થોડો કાળ 'વાહવાહ' બોલાઈ 'શક્રવર્તી' કહેવાયા છતાં થોડા સમયમાં જ વીસરી જવાય છે; ત્યારે કેટલાંક પ્રજાની દૃષ્ટિ આગળ સર્વદા રહીને વાંચનારને આનંદ આપે છે; અને કેટલાંક પુસ્તકોને ફરી ફરી વાંચતાં તેમાં નવો નવો આનંદ સ્ફૂરે છે.

એટલે જેમ પાણીમાં પડેલા પદાર્થ માટે તેમ પુસ્તકો માટે પણ કહી શકાય કે અમુક પુસ્તક કઈ જગાએ સ્થિર થશે અને કયું પદ પ્રાપ્ત કરશે

**શિષ્ટતાની મ્હોર-છાપ અને કાલભગવાનની લીલા**

તેનો નિર્ણય સમયને અધીન છે. કયાં કયાં પુસ્તકો વિસ્મરણરૂપી અગ્નિની આંચમાંથી બચી શકે છે અને તેનાઉપર વર્તમાનકાળની શિષ્ટતાની—Classicની—મહોરછાપ પડે છે તે પણ, આપણે તેમના જમાનાના રાગદ્વેષથી ખૂબ દૂર હોઈએ ત્યારે જ જાણી શકીએ છીએ. આપણે સૌ જાણીએ છીએ કે છપાય એટલું બધું સાહિત્ય નથી. સાહિત્યની કસોટીએ ઊતરે તે જ સાહિત્ય ગણાય. અને ગમે તેવા ટીકાકારે પણ યાદ રાખવાનું છે કે સાહિત્યકૃતિઓની કસોટી સમય કરે છે તેવી કોઈ ટીકાકાર કરી શકતો નથી. એટલે જેમાં સાહિત્યનો સાચો અંશ હશે તે પુસ્તક ભલે અમર કે ચિરંજીવ નહિ થાય છતાં તે વંચાયા કરશે તો ખરું જ.

'વાઙ્મય'ને કેટલાક વિશાળ અર્થમાં વાપરે છે. ઉચ્ચારમાત્ર, વાણીમાત્ર અથવા લેખનમાત્ર — તેને વાઙ્મય કહીએ તો તેમાં અતિવ્યાપ્તિ આવે છે.

**વાઙ્મય-સાહિત્ય શાસ્ત્ર અને સારસ્વત**

તેથી વાઙ્મયની જે રચનામાં વાણી અને અર્થનું સમતોલપણું હોય — જેમાં એ બન્ને સમબલવન્તાં હોય — જેમ અર્ધનારીશ્વરના સ્વરૂપમાં કલ્પવામાં આવ્યું છે તેમ — તો તેવું વાઙ્મય જ 'સાહિત્ય' નામને યોગ્ય બને છે: કારણકે એમાં વાણી અને અર્થનું સાચેસાચ સાથે હોવાપણું — 'સહિત' હોવાપણું હોય છે.

આ સાહિત્ય ઊર્મિપ્રધાન અથવા કલ્પનાપ્રધાન હોય તેમ વિચાર-પ્રધાન પણ હોય : વિચારપ્રધાન સાહિત્યને ' શાસ્ત્ર ' કહીએ તો કલ્પનાપ્રધાન સાહિત્યને ' સારસ્વત ' અથવા ' લલિત વાઙ્મય ' કહેવું ઠીક પડશે.[1] બધી લલિત કલાઓમાં કાવ્યનું સ્થાન ઊંચું છે : કારણકે ઊર્મિ તથા કલ્પનાના બળથી તેનામાં હૃદયને આહ્લાદ આપવાનો ગુણ રહેલો છે.

' શાસ્ત્ર ' અથવા ' શાસ્ત્રીય વાઙ્મય ' બુદ્ધિને — મગજને અસર કરે છે : અને તે મુખ્યત્વે વિચારપ્રધાન છે. શિલ્પ, વ્યાકરણ, કોષ, રાજનીતિ વગેરે વિષયોના ગ્રંથો, પદ્યબંધ હોય તોપણ તે શાસ્ત્ર-વિભાગમાં જાય છે. ત્યારે ' સારસ્વત 'ની ભૂમિકા ભાવનાત્મકપણું છે. એમાં જે રસની ઉત્પત્તિ કે ઉત્કર્ષ બતાવવાની શક્તિ રહેલી છે તે તેમાં રહેલી ભાવના, કલ્પના કે ઊર્મિને લીધે છે.

**શાસ્ત્ર અને સારસ્વત : અંતરંગ ભેદ**

તેથી શાસ્ત્રીય વાઙ્મયને મુખ્યત્વે અર્થવાહી જ રહેવું પડે છે, ત્યારે સારસ્વતમાં કલ્પના અને વૈચિત્ર્યને પુષ્કળ સ્થાન રહે છે. શાસ્ત્રગ્રંથો સીધા, સચોટ અને અસંદિગ્ધ વાણી અને શબ્દોમાં લખાય છે; ત્યારે સારસ્વતમાં વક્રોક્તિ, વ્યંગોક્તિ, લક્ષણા, ધ્વનિ, ઉત્પ્રેક્ષા, અતિશયોક્તિ, સંદિગ્ધતા ઇત્યાદિને સ્થાન હોય છે.

શાસ્ત્રીય વાઙ્મયમાં લેખકનું વ્યક્તિત્વ અલ્પસ્વલ્પ દેખાય છે અથવા બિલકુલ દેખાતું નથી; પરંતુ સારસ્વતમાં વસ્તુનિષ્ઠ ( objective ) પ્રકાર ન હોય તોપણ આત્મનિષ્ઠ ( subjective ) પ્રકારમાં વ્યક્તિત્વ જેટલું દેખાય છે તેટલું કલાની દૃષ્ટિએ વાજબી જ હોય છે : સારસ્વતમાં વસ્તુ-નિષ્ઠતા, વાસ્તવતા અથવા ધ્યેયતા, નિર્માતાના એકંદર વ્યક્તિત્વ અને દૃષ્ટિકોણ પર જ અવલંબેલાં હોય છે.

**શાસ્ત્રીય વાઙ્મયનો પ્રદેશ :**

કાવ્યેતર વિચારપ્રધાન વાઙ્મયમાં કોષ, વ્યાકરણ, છન્દઃશાસ્ત્ર, અલંકાર-શાસ્ત્ર, ચિત્ર, શિલ્પ, સ્થાપત્ય, સંગીત, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, જ્યોતિષ, આયુર્વેદ, રસાયન, ભૌતિકશાસ્ત્ર, માનસશાસ્ત્ર, સમાજ-શાસ્ત્ર, ધર્મ તથા તત્ત્વજ્ઞાન — એવા એવા અનેક ચિંતનાત્મક વિષયોનો અંતર્ભાવ થાય છે. સંસ્કૃત

---

૧. રાજશેખરે **કાવ્યમીમાંસા** અધ્યાય ૨માં આ વસ્તુ જ કહેલી છે : (જુઓ પૃ.૨ ગાયકવાડ ઓરિયન્ટલ સિરિઝ, આવૃત્તિ ૩, ૧૯૩૪ ) :–

**इह हि वाङ्मयमुभयथा शास्त्रं काव्यं च ।**

[ વાઙ્મય બે પ્રકારનું છે : શાસ્ત્ર અને કાવ્ય ].

સાહિત્યના ઉપલબ્ધ એકંદર ગ્રંથોનો વિચાર કરતાં જોઈ શકાય છે કે કાવ્ય નાટકાદિ કલ્પનાપ્રધાન સાહિત્યરચનાઓને મુકાબલે, શાસ્ત્રીય વાઙ્મયની રચનાઓ અનેકગણી વધારે છે: એટલે બુદ્ધિનો વિકાસ અનેક દિશામાં સધાયા પછી જ કલ્પનાના વિલાસ તરફ લેખકો વળતા હતા: શાસ્ત્રાભ્યાસનું નવનીત, સુરસ વાણીદ્વારા, સારસ્વતદ્વારા—પછી જ હૃદયંગમ સ્વરૂપે પ્રગટ થતું હતું.

કલ્પનાપ્રધાન, રસાત્મક, ભાવનાત્મક કે લલિત—એવાં એવાં નામોથી ઓળખાવાતા સાહિત્યને તેના બાહ્યસ્વરૂપ ઉપરથી બે વિભાગમાં વહેંચવામાં આવે છે: 'ગદ્ય' અને 'પદ્ય'. જેમાં માત્રા, અક્ષર કે શબ્દની ગોઠવણીના કે પંક્તિઓની સંખ્યાના સંબંધમાં કાંઈ નિયંત્રણ નથી, બંધન નથી, જે 'અનિબદ્ધ' છે તેને 'ગદ્ય' કહે છે;+ અને જેમાં છન્દઃશાસ્ત્રના નિયમોને અનુસરી એકંદર પદાવલિની રચના કરવાની હોય છે તેને 'પદ્ય' કહે છે.

**સારસ્વતના વિભાગો**

આમ રસાત્મક પદ્યબદ્ધ વાણીપ્રવાહ તે કવિતા: તેનાં વિવિધ સ્વરૂપો તે મહાકાવ્ય, ખંડકાવ્ય, ગીતકાવ્ય તથા મુક્તક. કાવ્યેતર ગદ્યસ્વરૂપના પ્રકારાન્તરો તે નવલકથા, નવલિકા, સંવાદ, નાટક, નિબંધ, જીવનચરિત્ર, વગેરે. બીજી દૃષ્ટિએ સારસ્વતના બે વિભાગ પાડવામાં આવે છે: એક વસ્તુનિષ્ઠ–objective સાહિત્યપ્રયોગો જેમાં નાટક, નવલકથા, મહાકાવ્ય, નવલિકા, ખંડકાવ્ય વગેરેનો સમાવેશ થાય છે: અને બીજો આત્મનિષ્ઠ–subjective વિભાગ જેમાં આત્મચરિત્ર, સંસ્મરણો, ઊર્મિકાવ્યો તથા ઊર્મિગીતો વગેરે આવે છે.

---

+ ગુજરાતમાં ચૌદમા સૈકામાં થયેલા મંડનમંત્રીકૃત **अलङ्कारमण्डन** ગ્રંથમાં કવિ થનારને કેટકેટલી તાલીમની જરૂર રહે છે તે જણાવેલું છે:

"काव्यस्य हेतुः प्रतिभा सर्वशास्त्रावलोकनम् ।
गुरूणां निकटेऽभ्यासः काव्यकृज्जनमित्रता ॥ १०
देशभाषापरिज्ञानं कविच्छायोपजीवनम् ।
सदसच्छ्लोकचातुर्यं छन्दोबन्धनमेव च ॥ ११
नव्यार्थानां च घटना समस्यापूरणं तथा ।
अर्थसङ्कलना चैव वस्तुरूपविवेकिता ॥ १२"

—मण्डनग्रन्थसंग्रहः, શ્રી હેમચંદ્રાચાર્ય સભા, પાટણ

જુઓ જામ શત્રુશલ્યના દરબારમાં થયેલા શ્રીકંઠ કવિનો **रसकौमुदी** ગ્રન્થ (રચનાસંવત ૧૬૬૭]: अनिबद्धं गद्यं। निबद्धं पद्यम् ।

સમીક્ષાના વર્ષમાં મારી પાસે આવેલાં નાનાંમોટાં પુસ્તકોની સંખ્યા ૩૩૪ની છે. આ સંખ્યામાં '૩૭નાં પ્રકાશનો ભેગાં નોંધાયેલાં અને સાલની શરૂઆતમાં પ્રગટ થયેલાં એવાં કેટલાંક પુસ્તકોની સંખ્યા, તથા કેટલાંક સાલ દરમ્યાન પ્રકટ થયેલાં છતાં મને ન મળેલાં એવાં પ્રકાશનોને ઉમેરતાં એકંદર સંખ્યા સહેજે ચારસો સુધી પહોંચી જાય છે.

**ચાલુ સાલની ગ્રંથસમૃદ્ધિ, વિષય પ્રમાણે**

આ આંકડામાંથી (સંખ્યાની દૃષ્ટિએ જ વિચારતાં) એક ભાગ બાલ-સાહિત્યનાં પ્રકાશનો રોકે છે, એક ભાગ શાસ્ત્રીય વિષયો સંબંધીનાં પ્રકાશનોનો છે: અને બાકીના બે ભાગ સારસ્વત—એટલે બહુધા કલ્પનાપ્રધાન એવા લલિત વાઙ્મય ખાતે જમા થાય છે. આ બે ભાગમાંથી ખાસ્સો એક ભાગ વાર્તાસાહિત્યે રોકી લીધો છે (૫૪ નવલો + લગભગ અઢીસો જેટલી નવલિકાના ૨૨ સંગ્રહો+ નિદાન ૨૪ બાળવાર્તા મળીને સો). વાર્તા પ્રત્યેનો વર્તમાન ગુજરાતી પ્રજાનો વધતો જતો પ્રેમ જોઈ શ્રી. રામનારાયણ પાઠકના 'સ્વૈરવિહાર'માંનો કટાક્ષ મને યાદ આવે છે: "બાળકો વાર્તા માગે તે સમજી શકાય તેમ છે; પરંતુ આ તો આખું ગુજરાત જ જાણે બાળક બની જતું હોય એમ લાગતું જાય છે!"

આપણાં નાટકો, આપણી કવિતા, આપણાં જીવનચરિત્રો, આપણાં પ્રવાસવર્ણનો વિસ્તાર પામેલા વાર્તાસાહિત્યના ઘેરગંભીર વડ નીચે એક પ્રકારનો વણછો અનુભવી રહ્યાં છે, અને તેથી તે ફાલવાં જોઈએ તેમ ફાલી શક્યાં નથી એમ મને લાગે છે.

અને એક રીતે આપણું સાહિત્ય સારસ્વતની શેહમાં તણાવા લાગ્યું છે. પરિણામે આપણે સાહિત્યના સીમાડાઓને સંકુચિત કરી બેઠા છીએ. શાસ્ત્ર અને સારસ્વત: વિચારપ્રધાન અને કલ્પનાપ્રધાન સાહિત્ય: એ બે વિભાગમાંથી બીજા તરફ જ આપણે મંડયા રહીએ છીએ. હરીફરીને આજના ઊગતા યુવાન લેખકોનો મોહ વાર્તાસાહિત્ય કે કવિતાસાહિત્ય પર જ ઊતરી જાય છે.

**સારસ્વતની શેહમાં**

વાઙ્મયના શાસ્ત્રપ્રદેશો અણખેડયા જ પડયા રહ્યા છે. એ પ્રદેશો વિસ્તીર્ણ છે, સંગીન છે, ઉદ્યમ અને પ્રતિભાને મનમાન્યું ફળ સંપડાવનારા છે; છતાં ખેદની વાત છે કે ધંધાર્થી પ્રકાશકો—અથવા કોઈ કે કહ્યું છે તેમ–વાઙ્મય-વિક્રેતાઓ વાર્તા સિવાયનાં ક્ષેત્રો બાદ કરી, અનેક ઊગતી કલમોને વાર્તાનુ-વાદની લતે ચઢાવી દે છે. પરિણામે નિબંધ, કોષ, પુરાતત્ત્વ, રાજકારણ,

સમાજશાસ્ત્ર, ઈતિહાસ, લલિતકળા, વગેરે વિષયોને જાણે સાહિત્યમાં કે બજારમાં કશું સ્થાન નથી! ધંધાર્થી પ્રકાશકોએ બાદ કીધેલા આ સાહિત્ય-પ્રદેશો જેમ જેમ અભ્યાસી લેખકોદ્વારા, સાહિત્યપોષક સંસ્થાઓની સાહાય્યથી ખેડાવા લાગશે, તેમતેમ આપણા અનેક શક્તિશાળી છતાં બેકાર ગણાતા અને તેથી જીવનનો સાચો આનંદ ખોળવામાં નાસીપાસ થનારા યુવકો આજીવિકા અને કીર્તિ બન્ને રળતા થશે.

**શાસ્ત્રાભ્યાસની નવી કેડીની અગત્ય**

એક બીજી વાત: શિષ્ટ કાવ્ય, નાટક તથા વાર્તા જેવાં કલ્પનાપ્રધાન સર્જનોને શક્ય બનાવવા માટે શાસ્ત્રીય ગ્રન્થોનાં સર્જન—જમીનને ખાતર-પાણી જેટલાં—અગત્યનાં છે.નહીં તો મમ્મટાચાર્યે કહ્યા પ્રમાણે કાવ્યશાસ્ત્રાદિના અભ્યાસથી ઉત્તેજિત થનારી પ્રતિભાવાળા સર્જકોની કૃતિઓ ગુણવત્તામાં ધીમેધીમે ઊતરતી જશે એ નિ:સંદેહ છે. મૌલિક રચના કરનાર કવિ કે નાટકકારે પણ ભિન્નભિન્ન માનવસંસ્કૃતિઓના ઇતિહાસ, કલાપરિચયના ગ્રંથો, માનવ-વિજ્ઞાનાદિનાં પુસ્તકો વગેરેનો અભ્યાસ ઈશ્વરદત્ત પ્રતિભાને તેજસ્વી બનાવવા માટે સેવ્યા વગર ચાલવાનું નથી. અભ્યાસશીલતા—scholarship—નું દેવાળું કાઢીને કોઈ પણ દેશનું સાહિત્ય ન્યાલ થઈ શક્યું નથી. આપણાં ઈતિહાસ, પુરાતત્ત્વ, છંદોરચના, ભાષાસંશોધન, સાંસ્કારિક વહેણ, વગેરે પ્રદેશનાં ઊંડાં ખેડાણ નહિ હોય, તો નવયુગનાં ભાવનાબીજ સડી જશે અને બોરાપણી પણ માથે પડશે.

દલપતરામે 'ધનિકોના ધર્મ' વિશે 'હોપ વાંચનમાળા'માં કવિતા લખી હતી તે મને આજે સાહિત્યકારોના સંબંધમાં સંભારવી ઉચિત લાગે છે. તેમણે લખ્યું છે:

**સાહિત્ય-ધનના ધણીઓ પ્રત્યે પ્રાર્થના**

"નિર્જળ ગામ—નવાણ ગળાવો,<br>
વાવ, કૂવા, નદી, તીર, તળાવો<br>
શોધી, જૂના ફરી સદ્ય સુધારો,<br>
તે ધનના ધણી! ધર્મ તમારો.'

ધનનો વ્યય કરવાની બાબતમાં યોગ્ય દિશાસૂચનભરેલો ધનિકો પ્રત્યેનો આ ઉપદેશ, સાહિત્યસ્વામીઓ અને સાહિત્યસર્જનની શક્તિવાળા વિદ્યાધનિકોને પણ લાગુ પડી શકે છે. જે પ્રદેશમાં પાણીની રેલછેલ છે, અથવા તો, ધરા ઝીલી ન શકે તેમ પચાવી ન શકે તેટલું જલવર્ષણ જ્યાં રોજ–બ–રોજ થયે જાય છે, ત્યાં નકામો વહી જતો બુદ્ધિપ્રવાહ, બીજાં ક્ષેત્રો

—જે સાવ નિર્જળ અને નીરસ રહેવા પામ્યાં છે—ત્યાં વાળવાની ખૂબ જરૂર છે. વળી કાંપ ઠરવાથી પાણીની સરવાણીઓ અટકી ગઈ હોય તેવાં બુદ્ધિઝરણો આગળનો કાંપ ખસેડવાની તેટલી જ જરૂર છે. અને વહ્યાં કરતા જળધોધને વાળી લેતી જૂની નહેરો અને નિરર્થક વહી જતા પાણીને રોકનારા પાણીના બંધ આજે મરામત માગતા હોય તો તેની મરામત કરી, ભૂમિને રસાળ કરનારા જળને સર્વત્ર અને સચરાચર વ્યાપી બનાવવાની પહેલી જરૂર છે. તો જ આખી સાહિત્યભોમ હરિયાળી લાગશે; નહિ તો રણપ્રદેશ અને ખારાં પાટની બાજુમાં ઊગેલી અલ્પજીવી વનસ્પતિઓ વર્ષભરનો સૂર્યતાપ ખમી નહિ શકે અને બીજે ઉનાળે બધું વેરાન જેવું લાગશે. સાહિત્યક્ષેત્રના કયા કયા ભાગને આ રૂપક લાગુ પાડવું તે આપ સુજ્ઞ સમક્ષ સ્ફુટ કરવાની જરૂર હું જોતો નથી.

**વાર્ષિક પ્રકાશનોનો ગ્રન્થ-કૂટ**

દિવસનું પૂરું એકેકું પ્રકાશન આવે એટલી અથવા એથીયે વધારે ઝડપથી અત્યારે પુસ્તકો પ્રગટ થઈ રહ્યાં છે. એનું સંખ્યાપ્રમાણ જોયા પછી, એ પ્રત્યેક પુસ્તકમાં પીરસાયેલ સાહિત્યરસનો આસ્વાદ કરવાની સ્વાભાવિક ઇચ્છા આપણને થાય છે. પરન્તુ આખાયે વર્ષના 'ગ્રન્થકૂટ' (જેમ અન્નકૂટ તેમ)ની વાનીઓ તરફ નજર નાખ્યા પછી લૉર્ડ બેકને પુસ્તકોના નિબંધમાં કહ્યું હતું તેમ આપણને પણ લાગે છે કે આમાંથી ફક્ત

"Some books are to be tasted; others to be swallowed, and some few to be chewed and digested."

**સમીક્ષકનું કાર્ય**

એટલે વાર્ષિક સમીક્ષકનું કાર્ય એક રીતે બહુ વિકટ અને વિશાળ છે, તેમ બીજી રીતે બહુ સૂક્ષ્મ અને મર્યાદિત પણ છે. અનેકાનેક વિષયને સ્પર્શ કરનારાં એવાં એકેએક પ્રકાશનનું ઝીણવટભર્યું વિવેચન તેની શક્તિ તથા તેના અવકાશની બહાર છે. એવું કાર્ય તો તેના પહેલાં અનેક દૈનિકો, અઠવાડિકો અને માસિકો, ત્રૈમાસિકો સૌ સૌની શક્તિ, શ્રદ્ધા તથા સાધનસંપત્તિ પ્રમાણે સાધે છે. એટલે કે વાર્ષિક સમીક્ષક પાસેથી વ્યક્તિગત પુસ્તકોનાં અવલોકનોમાં ઝાઝું નવું મેળવવાની આશા રાખવી વધારેપડતી છે. તેનું કાર્ય પ્રધાનપણે સાહિત્યના જુદાજુદા પ્રકારો અને તેના વિવિધ વિભાગોમાં ચાલુ પ્રકાશનોનું સ્થાન બતાવવું, બદલાતી અથવા બદલાવા માગતી સાહિત્યરુચિ તથા સાહિત્યવહેણો પ્રત્યે આંગળી ચીંધવી તથા એકંદર

વાતાવરણ ધ્યાનમાં રાખી ગ્રંથનું મૂલ્યાંકન કરવાનું સૂચવવું—એટલું છે: અને એટલુંયે જે સમીક્ષક યથાસાંગ કરી શકે તે પોતાને કૃતકૃત્ય માની શકે.

ગ્રંથકારો, પ્રકાશકો તથા વાચકોની દૃષ્ટિને એકસાથે સંતોષવાનું કાર્ય સમાલોચક ભાગ્યે બજાવી શકે છે. તેમાં વળી તેને બધાં પુસ્તકો મેળવવાની મુશ્કેલી, મળેલા સમયમાં જ તે વાંચી તપાસી જવાની મુશ્કેલી, બને તેટલાં વધુ પુસ્તકોને ઘટતો ન્યાય આપવાની મુશ્કેલી, તથા કોઈની અવગણના કે કોઈને અન્યાય થઈ જવાની ભીતિ—આ બધામાંથી નિર્વિઘ્ન પસાર થવું વિકટ છે — 'અસિધારાવ્રત' કહે છે તેના જેવું કંઈક આ છે.

**અવલોકનની પરિપાટી**

છતાં આ દિશામાં છેલ્લાં નવ વર્ષથી એવો સ્પષ્ટ અને બદલવો ન પડે એવો ચીલો પડી ગયો છે કે મારા પુરોગામી સમીક્ષકોએ સ્વીકારેલું ધોરણ જ મારે માટે સર્વથા સ્વીકાર્ય બન્યું છે. એમાંના કોઈકે સાહિત્યપ્રકારોને વળગી રહી, તેનાં નિરનિરાળાં સ્વરૂપોનો ખ્યાલ સમીક્ષામાં આંખ આગળ રાખ્યો છે. કોઈકે સાહિત્યપ્રકારોને ઉત્તેજનાર તથા પ્રેરનાર યુગબળોનો ઇતિહાસ આંખ આગળ રાખી, દરેક સાહિત્યપ્રકારનું વિશિષ્ટ અસ્તિત્વ સમજાવવાની નેમ રાખી છે. તો વળી કોઈકે દસકે દસકે બદલાતા સાહિત્યપ્રકારો અને સાહિત્યરુચિઓને ધ્યાનમાં લઈ નવાં પ્રકાશનોની આંકણી કરી છે. આ બધાંયે દૃષ્ટિબિન્દુઓ ઓછેવત્તે અંશે સમીક્ષકે ધ્યાનમાં રાખવાં જ પડે છે.

છતાં હવે વધતાં જતાં પ્રકાશનોને પહોંચી વળવા જેવી બીજી ભારે મુશ્કેલી મને જણાઈ નથી. આના ઉકેલ માટે ત્રૈમાસિક સમાલોચનાની યોજના હમણાં સૂચવું છું તે પ્રત્યે આપ સૌનું સહાનુભૂતિભર્યું ધ્યાન ખેંચું છું. આખા વર્ષની વિપુલ અને વિવિધરંગી પ્રકાશનસમૃદ્ધિ અવલોકનારની દશા,—કંઈક હીનોપમા હોવા છતાં—શ્રી. મેઘાણીએ વર્ણવી છે તેવી જ અહીં બંધબેસતી જણાવાથી, તેમના શબ્દોમાં જ ઉતારું છું:

**અવલોકનકારનાં મોંબંધન**

"અવલોકનકારની દશા ધાન્ય ભરપૂર ખળાવાડમાં મોંએ શીંકલી બાંધીને કામે લગાડવામાં આવતા બળદિયા જેવી હોય છે. એ ધાન્યનાં કણુસલાં કચર્યા જ કરે છે: એના પગમાં અનવધિ અન્નકણો ઠેબે આવે છે. એની આંખો સામે લીલાં, રાતાં ને ભૂરાં અનાજના ઢગલા હોય છે. એની નાસિકામાં તાજા દાણાની સુગંધ સીંચાય છે — પણ એને મોંએ બાંધી છે

શીંકલી, એક દાણો પણ ચાખવાનું બનતું નથી. દાણામાં ચંચુઓ નાંખીને તો મુક્તવિહારી નાનાં પંખીઓ જ ચાખી શકે છે.

શીંકલીની જેને ઉપમા આપી શકાય તેવું અવલોકનકારની ઉપર કયું મોંબંધન હોય છે? એ છે આ, કે જે વાંચો તે કેવું છે ને કેવું નહીં તે ઝટ ચર્ચી દેખાડો : તમારે રસાસ્વાદ નથી લેવાનો. તમારે તો કણુસલાં જ કચર્યે રાખવાનાં છે!”

**“સારસ્વતસમીક્ષા”નું ત્રૈમાસિક**

લગભગ એક દસકાથી વાર્ષિક ગ્રંથસ્થ વાઙ્મયની સમીક્ષા કરાવવાનું આપણે શરૂ કર્યું છે: અને આપણો અનુભવ એ પ્રયોગથી અનેક વિષયમાં સમૃદ્ધ બન્યો છે. ૧૯૨૯માં લગભગ પોણોસો-સો પુસ્તકોથી અવલોકનની થયેલી શરૂઆત આજે સંખ્યામાં તથા વિવેચનાવિસ્તારમાં લગભગ ચારગણી થઈ ગઈ છે. સમીક્ષકોની સમીક્ષાનું કદ પણ તેના પ્રમાણમાં વધતું જ ચાલ્યું છે. ૧૯૩૯ની સાલ માટે સભાએ સમીક્ષાનો ભાર એ વિદ્વાનો પર નાખ્યો છે તે પણ સૂચવે છે કે હવે અવલોકનનો વર્ષભર વિસ્તરતો કાર્યવિસ્તાર તથા કાર્યભાર વધતો જાય છે.

આ પરિસ્થિતિ ધ્યાનમાં લેતાં મને એક સૂચના સભા સમક્ષ પેશ કરવાની ઇચ્છા થઈ છે:

આટલાં વર્ષો સુધી, એમ બનતું આવ્યું છે કે સાલભરનાં પ્રકાશનો તથા તેમાં વ્યક્ત થતાં સાહિત્યવહેણો સંબંધી સમીક્ષક વર્ષને અંતે એક-સામટું અવલોકન વાંચવાને માટે તૈયાર કરે છે : દરમ્યાન ગુજરાતનાં દૈનિકો, અઠવાડિકો, પાક્ષિકો, માસિકો તથા ત્રૈમાસિકોમાં એનાં એ પ્રકાશનોની નોંધ તથા તેને લગતી સાહિત્યચર્ચા પ્રકટ થઈ ગયેલાં હોય છે.

એટલે હાલમાં એવું બને છે કે વાર્ષિક સમીક્ષકનો અમુક પુસ્તક સંબંધીનો અભિપ્રાય, જે સાલને અંતે જાણવાને મળે છે – તે તે પહેલાં પ્રકટ થયેલા નિદાન સાતઆઠ કે દસ અભિપ્રાયમાં એક નવાનો — અને કદાચ તે વાસી—stale—ગણાઈ જાય—એવાનો,—માત્ર ઉમેરો કરે છે.

તેને બદલે, વાર્ષિક સમીક્ષકને જુદાંજુદાં અસલ પુસ્તકો જ નહીં પરંતુ તે ઉપરાંત પ્રકટ થયેલાં તેના પરનાં અવલોકનોનું અવલોકન—Review of Reviews—કરવાની તક પણ મળે એવી ગોઠવણ થાય તો સભાએ પ્રતિષ્ઠાપિત અને સન્માનિત સમીક્ષકને પોતા તરફથી ઘણું નવું સત્ત્વ બતાવવાનું બની શકે.

આ કેમ કરી શકાય તે સંબંધી રૂપરેખા રૂપે થોડુંક અહીં જણાવું છું:

(૧) સભાએ નિયુક્ત કરેલા સમીક્ષકના તંત્રીપદે Review of Reviews જેવું ત્રૈમાસિક શરૂ કરવું: આ પ્રયોગને સાહિત્યપરિષદ જરૂર અપનાવે અને ખર્ચમાં ભાગીદાર થાય એમ હું માનું છું.

(૨) ત્રૈમાસિકના નામ માટે 'સારસ્વતસમીક્ષા', 'વાઙ્મયવિચાર', 'સાહિત્યદર્પણ' કે 'સાહિત્યસમાલોચક' જેવું કંઇક રાખી શકાય.

(૩) ત્રૈમાસિકના ત્રણ અંકોમાં બહુધા અવલોકન પૂરું થાય તો પછીના છેલ્લા અંકમાં, સાલભરની સાહિત્યસમૃદ્ધિ તથા સાહિત્યવહેણ સંબંધી, સમીક્ષકને જે કંઇ સમારોપ જેવું કહેવું હોય તે તેમાં કહેવાની તેને અનુકૂળતા રહી શકે.

(૪) દૈનિક, અઠવાડિક તથા માસિક વગેરેમાં આવતી સાહિત્ય-ચર્ચાઓની અવતરણસહિત નોંધ આ અંકોમાં સમીક્ષક લઇ શકે. જન્મભૂમિ, પ્રજાબંધુ, ગુજરાત સમાચાર, લોકવાણી, ગુજરાતી, ફૂલછાબ તથા જેનાં નામ મને અત્યારે યાદ આવતાં નથી તે — તથા માસિકો અને ત્રૈમાસિકો — એ સર્વમાં જુદાંજુદાં દષ્ટિબિંદુઓ તથા હેતુથી કરાયેલાં અવલોકનોમાં જણાઇ આવતા પૂર્વપક્ષ તથા ઉત્તરપક્ષની બરાબર ખબર લઇ, સમીક્ષક પોતાનો છેવટનો અંગત નિર્ણય પ્રકટ કરી શકે.

(૫) આમ થવાથી ત્રૈમાસિકના વાચકને બધાંયે અવલોકનો વાંચ્યા જેટલો લાભ મળશે અને એકે નવી વિચારકણિકા તે ગુમાવશે નહીં: તથા અવલોકન કરવાની પરિપાટી જે અત્યારમાં બિનજોખમદાર-પણે ચાલ્યા કરે છે તેમાં કંઇ ચાનક આવશે, અને સમીક્ષકની રાગદ્વેષથી પર એવી ઊંચી ભૂમિકાએ રહીને ખબરદારીથી કરેલું આ કાર્ય ખૂબ પ્રતિષ્ઠાવંતું ગણાશે. એ વાર્ષિક સમીક્ષકની સમીક્ષાને મળવું જોઇતું મહત્ત્વ જે આજે નથી મળતું તે આ પ્રયોગથી મળશે એમ હું તો માનું છું.

(૬) જોકે આવો પ્રયોગ સૂચવતાં મારે બતાવવું જોઇએ કે સભા તરફથી ગ્રંથસ્થ સાહિત્ય જ માત્ર અવલોકન માટે સોંપવામાં આવે છે: પરંતુ ત્રૈમાસિકને અંગે તે ઉપરાંતનું કેટલુંક સામયિક સાહિત્ય પણ સમીક્ષકને કદાચ જોવું પડશે; પણ એમ થશે તો જ

સારાંનરસાં અવલોકનોમાંથી ખરેખર માનવા જેવું શું છે તે સામાન્ય વાચકના ધ્યાનમાં આવી શકશે, અને વાચકોની વિવેકબુદ્ધિ પણ કંઈક અંશે કેળવાતી જશે.

આ સૂચના, પ્રયોગ તરીકે પણ એક વાર અમલમાં મૂકવા જેવી છે એમ મને લાગ્યાં કર્યું છે. આ સૂચનાને વ્યવહારુ સ્વરૂપ કેમ આપવું તે સંબંધી આપ સૌ મારાથી વધારે જાણકાર અને અનુભવી છો : તેથી આપના પર જ એ વાત છોડું છું.

પ્રકાશનોના વિહંગાવલોકનમાં પુસ્તકનાં રૂપરંગ પહેલાં આંખ આગળ આવે છે. જો હું ભૂલતો ન હોઉં તો ૧૯૨૦ પહેલાં પુસ્તકની બાહ્ય સજાવટ તરફ લેખક – પ્રકાશકનું વિશેષ ધ્યાન ગયું નહોતું; અને બહુધા લેખક જ પોતાનો પ્રકાશક બનતો હતો. ૧૯૧૬માં 'વીસમીસદી 'એ પહેલવહેલાં સુશોભનોના

**પુસ્તકનાં રૂપરંગ પ્રત્યે પહેલી દૃષ્ટિ**

ત્રુડકટ લેખના પ્રારંભમાં તથા અંતમાં, તેમ કેટલીક વાર વચમાં પણ, વિષયને બંધબેસતાં જણાય તેમ ગોઠવવાની પ્રથા શરૂ કરી હતી. આ વર્ષથી ચિત્રકાર એ સાહિત્યકારનો સાચો મદદગાર મનાવા લાગ્યો.

દરમ્યાન પ્રકાશક જેવો નવો મિત્ર લેખકને મળી આવ્યો. તેણે લેખકના લખાણનું સ્થૂલ કે બાહ્ય સ્વરૂપ નિર્માણ કરવામાં ઉત્સાહભર્યો ભાગ લેવા માંડ્યો. એક ગ્રંથમાલાના સંચાલકે લખ્યું છે તે ખરેખર સાચું છે કે:

"લેખક અને પ્રકાશકનો સંબંધ શરીર અને પ્રાણ જેવો છે. પ્રકાશક શરીર બાંધે છે, લેખક પ્રાણ પૂરે છેઃ એક બીજાના પૂરક બની તેમનાં સાહસ તેઓ જોડે છે."

આમ થવાથી, ધીમેધીમે જનતાની રુચિ બાહ્ય રૂપરંગ પર વિશેષ ઠરતી ગઈ; અને કેટલીક પ્રકાશનસંસ્થાઓએ તેમાં વૈવિધ્ય લાવવાના પ્રયોગો કરવા માંડ્યા, જે સારો સત્કાર મેળવી શક્યા. કદ, કાગળ, મુદ્રણ, સુશોભન અને વેષ્ટન મળીને થતું પુસ્તકનું બાહ્યાંગ, તેનાં નવતર નામકરણ તથા નવા નિરૂપણપ્રકારને લીધે પ્રત્યેક પ્રકાશનને વિલક્ષણ બનાવવામાં સરસાઈ થવા માંડી, અને તે ખાતે દોડાદોડ વધતી ગઈ.

છતાં હવે આજે લગભગ એક વીશી કરતાં ઓછાં વર્ષોમાં આપણને લાગતું જાય છે કે ફરમાસુ કામ કરી આપનાર ચિત્રકાર હવે સાહિત્યકારનું ગૌરવભર્યું સ્થાન અણઘટતી રીતે ખૂંચાવી લેવા તૈયાર થયો છે. ગમે તેવું સારું

લખાણ પણ કોઈ ચિત્રકારની બાહ્ય સજાવટ વગર પ્રસિદ્ધ થશે, તો જે લોકોની વાચનરુચિ રાજકારણમાંની જાગૃતિની સાથે હમણાં જ કેળવાવા લાગી છે તે લોકો, તેવા પ્રકાશન સામે નજર પણ નહીં કરે અને દુકાનદાર તેને દુકાનમાં રહેવા દેવા પણ તૈયાર નહીં થાય! વાર્તા, નાટક, તેમ બાલોપયોગી રંજનપ્રધાન પુસ્તકો જ નહીં, પરંતુ કાવ્ય, વિવેચન, નિબંધ જેવાં ચિંતન-પ્રધાન પ્રકાશનોને પણ હવે સચિત્ર બન્યા વગર ચાલતું નથી: એટલે તેમાંની સાદી સુઘડતાને ભોગે તેમને વિચિત્ર વરણાગિયાવેડા તરફ ઘસડાવું પડે છે. બાહ્ય રૂપરંગમાં દેખા દેતી બજારુ ચિત્રકલાનો દુરુપયોગ એટલી હદ સુધી આવ્યો છે કે ગ્રંથમાંનું વસ્તુ ઠીકઠીક કે નમાલું હોય છતાં કેવલ તેના બાહ્ય ઠઠેરાથી પુસ્તકો વાચકનું આકર્ષણ કરાવવા ઇચ્છે છે. ઓછા વખતમાં નકામા થઈ જતા જૅકેટ પર કોઈ ચિત્ર છાપી, મૂળ પુસ્તકના પૂંઠાને સાદું રહેવા દેવામાં શો કલાનો હેતુ સચવાતો હશે તે મને સમજાયું નથી. આ સ્થળે કુલીન સ્ત્રીઓની શિષ્ટ સજાવટ તથા વારાંગનાઓનો જુગુપ્સાપ્રેરક ઠઠારો — એ બેમાંનું અંતર સંભારવાનું મન થઈ આવે છેઃ જાહેર-ખબરિયા દવાઓની ગુણવત્તા જેમ તેના આંતરિક ગુણ કરતાં તેના વેષ્ટન — પૅકિંગ વગેરેથી વેપારીઓ અંકાવે છે તેમ.

**એક પેઢી પછીનો અનુભવ**

વળી બીજી વાતઃ રૂપે રંગે રૂડાં હોવા છતાં ઘણાં પુસ્તકોમાં જોડણી — શુદ્ધ લેખન — માંની ભૂલો આપણને ખૂબ આઘાત પહોંચાડે છે. આવાં અશુદ્ધ જોડણીવાળાં પુસ્તકો જોતાં, વસ્ત્રાલંકારની ટાપટીપ કરેલી કોઈ દેખાવડી સ્ત્રી ગામડિયા ભાષા બોલતી સંભળાય અને જેવી ગ્લાનિ થાય તેવી વાચકને થાય છે. પુસ્તકોનાં મથાળાંના અક્ષરોની ચિત્રવિચિત્ર ઢબ તથા ઉત્તરીયવસ્ત્ર જેવું 'જૅકેટ'નું વેષ્ટન હવે પુસ્તકનું લગભગ અનિવાર્ય અંગ ગણાવા લાગ્યું છે: છતાં એ જૅકેટ પર રજૂ કરેલી કોઈ સ્ત્રી કે કોઈ પુરુષનાં રેખાંકનો કે રેખાચિત્રોને ભાગ્યે પુસ્તકના વસ્તુ સાથે સીધું કે આડકતરું લાગેવળગે છે — તે હવેની 'ફૅશન' બની ચૂકી છે. પરંતુ આમાં તો "ઉપરકી આછી બની, ભીતરકી રામ જાણે" જેવી સ્થિતિ આવવાનો ભય રહેલો છે. ટૂંકામાં કહેવાનું એટલું કે આવું વલણ વધતાં કલાકારની સાચી કલા મારી જશે અને સાહિત્યપ્રકાશન ખર્ચાળ થવાથી સાહિત્યનો પ્રચાર વ્યાપક થતો અટકી જશે. જે વરણાગીવેડા વાર્તાનાં

**સુશોભિતપણાનો અતિરેક**

પુસ્તકોમાં યુક્ત દેખાય છે એવી વરણાગી અન્ય પ્રકાશનોમાં શોભતી નથી. આને ઉદ્દેશીને "કલમ – કિતાબ"કારે એકવાર લખેલું તે મને અહીં યાદ આવે છે:

"સારું છે કે કનુ દેસાઈની પીંછી છે: નહીંતર આપણાં કેટલાંયે પુસ્તકોને હાથ પણ કોણ લગાડત?"

ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં બીજી, ત્રીજી કે ચોથી આવૃત્તિ જોવાનું ભાગ્ય બહુ થોડાં જ પુસ્તકોનું લખાયું હોય: છતાં ચાલુ સાલે

**દ્વિતીય આવૃત્તિઓ: શાસ્ત્રની કે સારસ્વતની?**

નવલકથા અને નવલિકાનાં પુસ્તકોની બીજી, ત્રીજી, અને ચોથી આવૃત્તિઓ સાથે, ૪ કવિતાનાં પુસ્તકો બીજી આવૃત્તિમાં પ્રવેશ્યાં છે. શ્રી. નાગરદાસ પટેલ તથા રમણલાલ શાહની બાલસાહિત્યની કેટલીક પુસ્તિકાઓની ત્રીજી અને ચોથી આવૃત્તિ પણ થઈ શકી છે, તે માટે તેમને અભિનંદન ઘટે છે.

પરંતુ આ વર્ષે શાસ્ત્રવિભાગનાં પુસ્તકોની પ્રગતિ પણ ધ્યાન ખેંચે તેવી છે. તેથી વિશેષ સંતોષની વાત તો એ છે કે સ્વરૂપે લલિત છતાં શાસ્ત્રીય વાઙ્મયમાં ગણવો પડે એવો શ્રી. કાકાસાહેબના 'હિમાલયનો પ્રવાસ' તેની પાંચમી આવૃત્તિ પ્રકટ થઈ છે. અને શ્રી. પાંડુરંગ વળામે હવે — "શ્રી રંગઅવધૂત" બનેલા — તેમની 'ઉપનિષદની વાતો'ની બીજી આવૃત્તિ થઈ છે: તે ઉપરાંત ધર્મતત્ત્વજ્ઞાન વિભાગમાંથી કેટલાંકની બીજી આવૃત્તિ થઈ છે: એટલે પાછલાં વર્ષોમાં પ્રકટ થયેલાં પુસ્તકો આ વર્ષમાં વિજય સાથે ફરી દેખા દે છે.

ગુજરાતમાં જ્યારથી વાર્ષિક ગ્રંથમાલાઓ અસ્તિત્વમાં આવતી ગઈ છે ત્યારથી વાર્તા — નવલકથા અને નવલિકા – બન્નેના ભાવ પ્રિમિયમથી

**ગ્રંથમાલાઓનો ફાળો અને ઉદ્દેશ:**

બોલાવા લાગ્યા છે. હું ન ભૂલતો હોઉં તો સસ્તા સાહિત્યવર્ધક મંડળની વિવિધ ગ્રંથમાલા, જીવનલાલ અમરશીની જ્ઞાનવર્ધક ગ્રંથમાલા તથા નવજીવન પ્રકાશન મંદિર, એ ત્રણે જૂનામાં જૂની ગ્રંથમાલાઓ છે: તેમનો ઉદ્દેશ કેવલ સારસ્વત — લલિત વાઙ્મયનો રસ લગાડીને ગુજરાતી વાચકપ્રજાને ઘેલી બનાવવાનો નહોતો: તેમનો હેતુ સાચે સાચ વાચકોને ઉપયોગી સાહિત્ય સસ્તું આપવાનો, જ્ઞાન વધારવાનો. અને નવજીવન લાવવાનો હતો. ત્યાર પછીની ઘણીખરી ગ્રંથમાલાઓને—વશે કે કવશે—

રંજનપ્રધાન વાર્તાવાચનની ભૂખને સંતોષવા તરફ ખેંચાવું પડ્યું છે. તેથી હાલમાં વર્ષે વર્ષે વધતી જતી અનેક ગ્રંથમાલાઓનાં ભૂલભુલામણીમાં નાખે તેવાં નામો વાંચતાં વેંત, સાહિત્યરુચિને કઈ તરફ વાળવાના જાહેર પ્રયત્નો થઈ રહ્યા છે તેનો આપણને ખ્યાલ આવી શકે છે.

પરપ્રાંત તથા પરદેશના સાહિત્યમાંથી આણેલા નવા ફૂલરોપ મોટે ભાગે નવલકથાના વિભાગમાં જાહેર રીતે અને નવલિકાના વિભાગમાં કંઈક

**અનુવાદો સંબંધી**

છાની રીતે દેખા દે છે. નવલકથાનાં લગભગ ૫૪ પુસ્તકોમાંથી ૨૫ એક અનુવાદો બહારના સાહિત્યમાંથી કરવામાં આવ્યા છે. તેમાંથી બંગાળીમાંથી ૧૬, મરાઠીમાંથી ૧, અને અંગ્રેજીમાંથી ૯ – એમ જાણી શકાયું છે: બંગાળીમાંથી થયેલા અનુવાદનું લેખકવાર વિવરણ કરતાં જણાય છે કે તેમાં બંકિમબાબુની એક, દેવી પ્રસન્નરાય ચોધરીની એક, રવીન્દ્રનાથ ટાગોરની એક, અજાણ્યા લેખકની એક અને બાકીની બધી શરદબાબુની સામાજિક નવલો છે. તેમાં ત્રણ (શેષપ્રશ્ન, અનુરાધા અને પથેરદાબી, આ જ વર્ષમાં અને વિપ્રદાસનું બીજું ભાષાન્તર 'સુવાસચંદ્ર')નાં તો બબ્બે ભાષાંતરો થયાં છે: શરદબાબુ પ્રત્યેનો ગમે તેની આંખે ચડે તેવો પક્ષપાત કેટલી હદે પહોંચવા જાય છે તેનો કંઈક ખ્યાલ આપણને આથી આવી શકે છે.

આ વર્ષમાં ધર્મ–તત્ત્વજ્ઞાનના વિષયનો અનુવાદવિભાગ બહુ સંતોષકારક અને પ્રોત્સાહક પણ છે. અરવિંદબાબુ ઉપરાંત શીખ, જૈન અને વેદાંત ધર્મના ગ્રંથો પણ અનુવાદિત થયા છે.

જેમ ભાષાના શબ્દભંડોળ માટે કહેવાય છે તેમ ભાષાના સાહિત્ય માટે પણ કહી શકાય તેમ છે કે કોઈ પણ ભાષાનું સાહિત્ય એ તે ભાષાના

**અનુવાદોમાં આત્મીય દષ્ટિ**

એટલે કે તે ભાષા બોલનાર સમાજના પુરુષાર્થનું પ્રતીક હોય છે: એવા સમાજમાં દરેક નવી વસ્તુનો બહિષ્કાર કરવાની સંકુચિત વૃત્તિ નથી હોતી; અને જે જુઓ તેનો સ્વીકાર કરો એવી ભિખારીવૃત્તિ પણ નથી હોતી: પોતાપણું સાચવીને, ગૌરવ વધારીને જેટલી નવી વસ્તુ લઈ શકાય અને આબાદ રીતે પોતાનામાં ભેળવી શકાય — આત્મસાત્ કરી શકાય તેટલાનો સ્વીકાર કરતાં તે આંચકો નહીં ખાય; અને નવાની ભભકથી અંજાઈ જઈ જેને જુએ તેને ચરણે ઢળી પડે, પોતીકાંનો તિરસ્કાર કરી, પરાયાંનું દાસત્વ સ્વીકારે એવી હીનબુદ્ધિ પણ ન રાખે: પોતાની હસ્તી

જોખમમાં હોય ત્યારે પારકાના હુમલાથી બચી જવા માટે, અમુક જાતની પુરાણપ્રિયતા કહો અથવા ક્ષેમવૃત્તિ કહો — તે આવશ્યક હોય છે; પણ જ્યારે પ્રજા સમર્થ બને, પરાક્રમ પ્રગટ કરે અને નવું લઈ આવવાની ઇચ્છા કરે ત્યારે જૂની ક્ષેમવૃત્તિ ઘડીભર કોરે મૂકે તો વાંધો લેવા જેવું ન હોય. છતાં તેવે વખતે પણ નવું નવું લઈ આવવાના ઉત્સાહમાં પ્રજાની આત્મીય દૃષ્ટિ તણાઈ ન જાય અને પરિણામે આખો સાહિત્યપ્રવાહ ડોહળાઈ ન જાય તે ખાસ સંભાળવાનું છે. હાલમાં છેલ્લાં પાંચેક વર્ષથી વધી પડેલા શરદબાબુના આક્રમણને આપણે વિચારપૂર્વક ખાળવું ઘટે છે: નહીં તો શુદ્ધ ગુજરાતી જીવનની નવલકથાનું સ્વરૂપ ડોહળાઈ જવાનો ભય રહે છે.

**અનુવાદોનો હેતુ વાચનભૂખ સંતોષવાનો**

હાલમાં વાર્તાનો શોખ વધતાં અનેક ગુણપ્રકારની વાર્તાઓનો અનુવાદ જુદીજુદી ભાષાઓમાંથી ક્વચિત્ વિવેકસર તો ઘણી વાર દેખાદેખી થયાં જાય છે. લોકોમાં વાર્તા વાંચવાનો રસ વધતો જાય છે. વાર્તા વાચનારો વર્ગ પણ વધતો જાય છે: અને તેની માંગ પૂરી પાડવા વાર્તા લખનારો વર્ગ પણ વધતો જાય છે. આપણી ઘણી વાર્ષિક ગ્રંથમાળાઓ આ વાચનભૂખને, જે મળે તે વંચાવીને સંતોષવાના શોખ પર જ નભી રહી છે.

મૌલિક પુસ્તકો આપણા સ્વાધ્યાય અને ચિંતનનાં ફળો હોઈ આપણી મૂલ્યવાન સમૃદ્ધિ છે: અને અનુવાદો તથા ભાષાંતરો પણ પરવિચાર-સમૃદ્ધિ હોવા છતાં આપણા ઉદ્યમ અને અભ્યાસનાં ફળો છે. એવાં ફળોના રસથી પણ જો આપણા સંસ્કારબીજકને પોષણ મળતું હોય તો આપણે તેમને છેક જ અવગણી શકીએ નહીં: ઊલટું તેમને જરૂર આવકારીએ.

**ભાષાંતરો શેનાં થવાં જોઇએ ?**

પરંતુ ખરું પૂછો તો ભાષાન્તરની સાચી દિશા જ આપણને હજી સૂઝી નથી. ભાષાંતર કરવાં હોય તો એવા ગ્રંથોનાં હોય કે જે આપણે ત્યાં અભ્યાસ કે યત્ન કરવા છતાં પણ રચી શકાય તેમ ન હોય. તેથી એવા અસાધારણ સર્જન કે ચિંતનને મૂર્ત કરતા અમર ગ્રંથોને જ ભાષાંતરવા ઘટે છે. કેટલાયે અંગ્રેજી ગ્રંથકારો છે જેમની કીર્તિનો કીમતી ફાળો બીજી ભાષાના શિષ્ટ ગ્રંથોના સુંદર અનુવાદો આપવામાં જ નિર્ભર છે. સર વિલિયમ જોન્સ—તેમણે Theatre of the Hindus નામથી સંસ્કૃત નાટકોના અંગ્રેજી અનુવાદો આપ્યા, સર એડ્વીન આર્નોલ્ડ જેવાએ બુદ્ધચરિતનો અનુવાદ The Light of Asiaની અમરકૃતિ રચીને

આપ્યો છે. પેન્ઝરે **કથાસરિત્સાગરની** વાતોને 'The Ocean of Stories' ના નામથી દસ ભાગમાં લોકકથાઓનાં તત્ત્વો સંબંધી વિદ્વત્તા-ભરેલી પ્રસ્તાવનાઓ સાથે અંગ્રેજીમાં ઊતારી છે: આવા વિદ્વાન અનુ-વાદકોનો શ્રમ સ્વતંત્ર ગ્રંથરચના કરતાં કોઈ પણ દરજ્જે ઊતરતો છે એમ કોણ કહી શકશે? તેમજ આપણા ગુજરાતી ગ્રંથકારોમાંથી ગણાવીએ તો મણિલાલ નભુભાઈ તથા સ્વર્ગસ્થ કેશવલાલભાઈના જીવનનું સુંદરમાં સુંદર તેમ જ કીમતીમાં કીમતી કાર્ય શિષ્ટ ગ્રંથોના અનુવાદોનું જ હતું.

**પરોપજીવી બનવાનો ભય:**

પરંતુ વર્તમાન સાહિત્યમાં જે અનુવાદો થાય છે તે માત્ર સામાન્ય પુસ્તકોના થાય છે. શાસ્ત્રીય અને બોધક ગ્રંથોનાં ભાષાંતરો તો જેટલાં થાય તેટલાં અભિનન્દનીય છે: પરંતુ આપણે ત્યાં રંજન-પ્રધાન એવા એકના એક પુસ્તકના પણ અનેક અનુવાદો થાય છે અને ગુજરાતની શક્તિ તથા દ્રવ્યનો પારાવાર અપવ્યય થાય છે. વળી એક બીજી વાત: આવા સામાન્ય પુસ્તકોનાં ભાષાંતરોની વધારે પડતી સાહિત્યમાં ભરતી થવા માંડતાં આપણો લેખકવર્ગ પરોપજીવી અને આળસુ બનતો જાય છે. આપણે સૌ ફરિયાદ કરીએ છીએ કે ગુજરાતમાં અભ્યાસવૃત્તિ મંદ પડતી જાય છે: પંડિતોની જાત ઘટવા લાગી છે: ગમે તે વિષયનો અભ્યાસ કરી તેના સારરૂપ અથવા સ્વતંત્ર ગ્રંથ રચવા જેટલી શ્રમ લેવાની વૃત્તિ ઘણા ઓછાની થાય છે: પણ એમ ન થાય તો શું થાય?

પરભાષાના અનુવાદો સામે વિરોધનો સૂર કાઢેલો જોઈ કોઈ એમ માનવાની ઊતાવળ ન કરે કે આપણે બીજા દેશનાં કે પ્રાંતનાં સત્ત્વશાળી સર્જનોથી પરિચિત રહેવા માગતા નથી. સંસ્કૃતિનાં વહેણ જગતભરમાં વહે છે: તેમાંથી વાળી શકાય તેટલાં વહેણ આપણે આપણા દેશમાં વાળી લાવવાં જોઈએ. આપણા લેખકોનો અમુક વર્ગ તેવા કાર્યમાં મચેલો રહે તેથી સાહિત્યને જરૂર લાભ છે. પરંતુ આ લેખકોએ અનુવાદ કરવાનાં પુસ્તકો ખરેખર સંસ્કૃતિનાં વહેણને ફેલાવે તેવાં સત્ત્વશાળી છે કે કેમ તેની પહેલાં ખાત્રી કરી લેવા બદલનો અમારો આગ્રહ છે; અને એવી ખાત્રી તો તે સાહિત્યના ઇતિહાસના અભ્યાસ વગર થવી અશક્ય છે.

**અનુવાદયોગ્ય શિષ્ટ ગ્રંથોની યાદીઓ:**

ભાષાંતરો કરવાં જ હોય તો પરપ્રાન્તના કે દરિયાપારના દેશોના, અમર કલાવિધાયકોના ગ્રંથોને ગુજરાતીમાં જરૂર ઊતારો: તેને બદલે નાના નાના ક્ષણજીવી ફુગા ત્યાંથી લાવી, આપણી 'ગુર્જરી વાડી'ને શણગારવાનો સંતોષ લેવો તે નકામું છે.

સાધારણ કોટિની પરદેશી વાર્તાઓ ઉપર શ્રમ તથા દ્રવ્યનો ખર્ચ થતો અટકાવવા આપણે શું કરી શકિયે તેને પ્રશ્ન તમારી સમક્ષ હું રજૂ કરું છું.

આ સૂચના માત્ર પરપ્રાન્તીય સાહિત્ય પૂરતી જ મર્યાદિત સ્વરૂપમાં હું અહીં રજૂ કરું છું. જવાબદાર સંસ્થાઓ તરફથી ગુજરાતી સાથે વત્તોઓછો નિકટ સંબંધ ધરાવતી એવી મરાઠી, હિંદી તથા બંગાળી ભાષામાંના જુદા જુદા વિષયનાં શિષ્ટ પુસ્તકો Classics–ની યાદીઓ પ્રકટ થતી રહે તો બીજી દેશી ભાષાઓમાં કયાં શ્રેષ્ટ પુસ્તકો રચાય છે, તેમાંનાં કયાં અને કેટલાં અનુવાદ થવા યોગ્ય છે અને આપણામાં શેની ઊણપો છે –તેની માહિતી અભ્યાસીઓ તથા વિદ્વાનોને મળતી રહે તો પોતપોતાના સાહિત્યમાં ઊતારી લેવા જેવી કૃતિઓ કઈ કઈ છે તેનો સાચો ખ્યાલ લેખકો તથા પ્રકાશકોને રહે.

તેવી જ બીજી યાદી આપણા કયા કયા ગુજરાતી ગ્રંથો પરભાષામાં અનુવાદવા યોગ્ય છે તેની પણ તૈયાર થતી રહેવી જોઇએ: તો પરસ્પર વિનિમયથી ઘણો લાભ થવાનો સંભવ છે. ગોવર્ધનરામભાઈનો 'સરસ્વતીચંદ્ર', ઇચ્છારામનો 'ચંદ્રકાન્ત,' ન્હાનાલાલનાં નાટક અને ગદ્ય વાર્તા, મહાત્માજીનાં ઘણાં લખાણો, મુનશી તથા રમણલાલની કેટલીક નવલકથાઓ, ધૂમકેતુ, મેઘાણી વગેરેની નવલકથાઓ; તથા કાકાસાહેબના બે ત્રણ ગ્રંથો, શ્રી. રવિશંકર રાવળના 'અજન્તાના કલામંડપો' તથા 'સરસ્વતી' પ્રેસવાળી હિંદી ગલ્પ સંસારમાલા, એટલું, મારા જાણવા પ્રમાણે, પરપ્રાન્તીઓના પરિચયમાં આવી શક્યું છે. પણ હજી ઘણાં એવાં આપણાં સુંદર સર્જનો છે જે બીજી ભાષામાં ઊતારવામાં આવે તો ત્યાં પણ સારું સ્થાન પ્રાપ્ત કરી શકે. આ દિશામાં પણ પદ્ધતિસરનો પ્રયત્ન થવાની જરૂર છે.

**કવિતા વહેવરાવનાર જ્ઞાનદંડની જરૂર:**

વર્તમાનયુગની કવિતા જનહૃદયને આપણી પ્રાચીન કવિતા જેટલી આકર્ષી શકતી નથી એ સત્ય હકીકત છે. કવિતાનો રસાસ્વાદ સહૃદયતા અને ઉચ્ચ કોટિનો અધિકાર માગે છે તેથી જ તેની લોકપ્રિયતા ઓછી છે એવો એક મત છે: છતાં સુ–ભાષિત હોય એવી સાચી કવિતામાં ગમે તેવા પ્રાકૃત માણસના હૃદયને પણ હલમલાવવાની શક્તિ રહેલી છે તે વિસરવા જેવું નથી. આપણો કવિતાભોગી વર્ગ દિવસે દિવસે ઘટતો જાય છે. તેથી, આજની કવિતામાં રસની ઊણપ હશે કે વિચારોનો ભાર વધારે હશે કે પાંડિત્ય વધારે હશે કે પ્રેરણા કરતાં પરસેવો વધારે હશે કે શું હશે–તે કોઈ કહી શકે તેમ નથી.

પરંતુ ઉન્નત જીવન ઘડવામાં પ્રેરણા મળે અને વાંચતાવેંત હૃદય—સોંસરી નિકળી જાય તેવો કવિતાનો પ્રસાદગુણ હાલના કવિવર્ગે કાવ્ય માટે ગૌણ માન્યો છે એમ કહેવાનું મન થાય છે. કવિતા ડાયરો, દરબાર અને શેરી મૂકી હવે દીવાનખાનામાં, અભ્યાસખંડમાં અને માસિકોનાં પાનામાં ભરાઈ બેઠી છે. કોઈ એવો સાધુચરિત આવે અને જ્ઞાનદંડ પ્રહરી, પંડિતવર્ગમાં બંધિયાર થઈ ગયેલો કવિતાનો પ્રવાહ ફરીથી ગુજરાતી સમાજમાં ખળખળ વહેતો બનાવી દે, અને માનવહૃદયને રસગ્રાહી થતાં શીખવે એ ઘડીની રાહ સૌ જોઈ રહ્યાં છીએ. ભાઈ સુંદરમ્‌ના નવી કવિતાને જૂનાં બીબાંમાં ઢાળવાના પ્રયોગો જેમ જેમ સફળ થતા જશે તેમ તેમ નવી કવિતામાં લોકવર્ગને પણ અસર કરવાની તાકાત આવતી જશે એમ મને લાગે છે.

**નવ—કવિતા:**

નવી કવિતામાં ગુજરાતી જીવનની નિર્મળ લાક્ષણિકતા જ્યારે ઊતરતી નથી અને પરકીય વાતાવરણથી પોષાયલી ભાવનાઓ અને કલ્પનાઓ તરે છે ત્યારે તેમાંનું કવિત્વ ઊંચું હોવા છતાં, કવિતાનો વાંચકવર્ગ વિસ્તારી બનતો નથી, પણ સંકોચાતો જાય છે. આ વસ્તુસ્થિતિ નવ-કવિઓને વિચારપ્રેરક થવી ઘટે છે. આપણા પ્રગતિપોષક કવિઓ ગુજરાતીપણામાં ઊંડા ઊતરે, તેમાં રસ લે, તેની સરસતા શોધે અને લોકસુલભ વાણીમાં તેને સીંચે તો જનતા આપે છે તેનાથી વધારે ભાવભર્યો સત્કાર નવ—કવિતાને આપશે.

**કવિતાનો આદર્શ તથા મુખ્ય ઝોક:**

વિચારપ્રધાન કવિતા એ જ ઉત્તમ કવિતા: કારણકે હૃદયને અસર કરનાર 'પુષ્કળ કવિતા માત્ર, પોચટ આંસુ સારતી' હોય છે એવો 'ઠાકોર સંપ્રદાય'નો મત ઊગતા કવિઓ પર વધુને વધુ અસર કરતો જણાય છે; અને તેથી જ આજનો વાસ્તવદર્શી કવિ કલ્પનાવિહાર અને કુદરતવિહાર મૂકી દઈ, વાસ્તવ જગત તરફ વળ્યો છે. વાસ્તવ જગતમાં દેખાતો અન્યાય, જુલમ, જુઠ્ઠાણું, દંભ, કંગાલિયત વગેરે નિહાળીને કવિનું હૃદય સમસમી ઊઠે છે. તેનો પુણ્યપ્રકોપ જાગે છે: અને ધગધગતી વાણીમાં એની કવિતાનો રસ વહેવા માંડે છે: પણ પછી વાસ્તવદર્શી કવિનું મોટું ભયસ્થાન આવીને ખડું થાય છે: એને નવીનતાની ખાતર, ક્ષુદ્રમાં ક્ષુદ્ર વિષયો ખોળી કાઢી, તેમાં નવા બોધપ્રધાન વિચાર દુર્બોધ વાણીમાં ઢાળવાના પ્રયોગો કરવા પડે છે.

વર્તમાન કવિતામાં ઘણાં ઘણાં લક્ષણો છે જે સામાન્ય વાચકથી પકડી શકાતાં નથી; પરંતુ એક વસ્તુ એણે અચૂક પકડી છે કે આપણી વર્તમાન કવિતાનાં દુર્બોધિતા અને અવિશદતા—એ સામાન્ય લક્ષણો ગણાવા લાગ્યાં છે. આ હકીકતને એક ટુચકા વડે સમજાવીએ તો વધારે સ્પષ્ટતા થશે: "ઇંગ્લંડમાં એક ડોશી એક દેવળમાં નવા પાદરીનું પ્રવચન સાંભળીને આવ્યા પછી અફસોસ કરતી હતી કે 'અરે બાપ! આ પાદરીના બોલવામાં તો કાંઇ શકરવાર ન મળે: આ તો બધું જ ચોખ્ખું ને ચટ સમજાતું હતું. ક્યાં આગલા પાદરીની પંડિતાઈ! ભલભલા સમજી શકતા નહોતા!'* —આપણી વર્તમાન કવિતા જે તેની દુર્બોધિતા માટે ખ્યાતિ વધારતી જાય છે તે આ જુના પાદરીના પ્રવચનની કક્ષાએ પહોંચવા આવી છે. પાંડિત્ય પ્રદર્શનની કસરતશાળા તરીકે આપણા નવીનોના કવિતા–પ્રયોગો થાય છે અને તેથી સ્વાભાવિક પ્રશ્ન થાય છે કે આપણી કવિતા લઈ જાય છે 'કયે રસ્તે?'

**નવકવિતાની દુર્બોધિતા:**

સામાજિક નવલો માટેના વિષયો જૂના થઇ જવાથી કે મુનશી અને રમણલાલના પ્રયોગો પછી તેમાં નવીનતા લાવવાનું દુર્ઘટ જણાવાથી આપણા લેખકોની નજર ઐતિહાસિક વાતાવરણમાંથી વાર્તાઓ ઉપજાવવા તરફ હવે ઝડપથી વળતી હોય એમ લાગતું જાય છે. ચાલુ સાલના નવલકથા વિભાગને તેના વસ્તુપરત્વે તપાસવાથી આ નવા જમાનાની તાસીર તેમાંથી જોઈ શકાય છે. સામાજિક નવલો નથી લખાતી અથવા લખાવી બંધ થઈ છે એમ નહીં, પરંતુ એક નવી દિશા તરફ પ્રસ્થાન થઇ રહ્યું છે એટલું જ અહીં વક્તવ્ય છે. સંખ્યામાં પણ સામાજિક નવલો ૧૩ છે ત્યારે ઐતિહાસિક નવલો ૧૪ છે.

**ઐતિહાસિક વિષયોનું નવલકથા માટે આકર્ષણ:**

જૂના ઇતિહાસો ઊખેળાવા લાગ્યા છે. આપણા લબ્ધપ્રતિષ્ઠ નવલ-કથાકારો રમણલાલ, મેઘાણી, ચૂનીલાલ શાહ, ગુણવંતરાય આચાર્ય, ગોકુળદાસ રાયચુરા, ઉછરંગરાય, સુશીલ, નાગકુમાર મકાતી વગેરેએ ઇતિહાસની ભોંયપર પોતાની વાર્તાસૃષ્ટિનો વણાટ કર્યો છે. તેમાં છેક પ્રાચીન ઇતિહાસ ('ક્ષિતિજ'માં રોમન સામ્રાજ્ય અને ભારશૈવો તથા નાગોનો સમય, 'તક્ષશિલાની રાજમાતા'માં અલેકઝાંડરનો ને પૌરસનો સમય, 'કલિંગનું યુદ્ધ'માં મહારાજા ખારવેલનો સમય), મધ્યકાલીન રજપૂત ઇતિહાસ ('નગાધિરાજ',

* આ ટુચકો 'કલમકિતાબ'કારની કટારોમાંથી સાભાર ઉદ્ધૃત કર્યો છે.

'સોરઠપતિ' તથા 'સોમનાથની સખાતે' તેમજ 'રા'ગંગાજળિયા'માં—રા' નવઘણ તથા રા'માંડલિક જેવા ચૂડાસમાઓનો ઇતિહાસ, 'સતી જસમા'માં સોલંકી ઇતિહાસ, 'સમરાંગણ'માં ગુજરાતના છેલ્લા સુલતાનનો સમય, 'ખાપરા કોડિયાનાં પરાક્રમો' તથા 'દરિયાલાલ'માં મધ્યકાલીન કચ્છ અને સોરઠનો ઇતિહાસ, 'વીર દયાળદાસ'માં ઔરંગઝેબ અને મેવાડના રાજસિંહનો સમય તથા 'ઠગ'માં કંપની સરકાર અને પિંઢારાનો વખત) તથા અંગ્રેજી સમયનો ઇતિહાસ, લેખકો શોધી વળ્યા છે: અભ્યાસની, અન્વેષણની તથા માનવતા નિહાળતી કલ્પનાની જેમાં જરૂર પડે છે એવો આ નવો ચીલો ગુજરાતી નવલને સમૃદ્ધ બનાવશે એવી આશા રહે છે.

સને ૧૯૩૦ પહેલાં સાહિત્યનાં અનેકવિધ અંગોની શુદ્ધ વિવેચના કરનારા છૂટક લેખો, માસિકો અને ત્રિમાસિકોમાં છપાતા આવ્યા છે: પરંતુ

**વિવેચન સાહિત્ય :**

આવા લેખોને પુસ્તકારૂઢ કરવાનું કાર્ય તો ચાલુ દસકામાં જ શરૂ થયું હોય એમ જણાય છે; અને તેના સ્વતંત્ર સંગ્રહો પ્રકટ થવા લાગ્યા છે.

ચાલુ સાલે શ્રી. રામનારાયણ પાઠકનાં "અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો" પ્રકટ થયાં છે. તેમાં ગુજરાતી કવિતાનું નવું પ્રસ્થાન થયે લગભગ પોણું સૈકુ વિત્યા પછી તેના નવનવા પ્રયોગો, રીતિઓ, તેનાં પ્રેરકબળો, કાવ્યવિષયો, કાવ્યના કલેવરરૂપ શબ્દ, અલંકાર, પ્રાસ વગેરેની પદ્ધતિસરની અન્વેષણા કરેલી છે. શ્રી. રમણલાલના 'જીવન અને સાહિત્ય' ભાગ બીજામાં તેમની પ્રસન્ન શૈલીમાં સાહિત્ય તથા જીવન સંબંધી રસિક ચિંતનો છે.

શ્રી. મોહનલાલ દવેના 'સાહિત્યકલા'ના રમૂજપૂર્ણ લેખો મૂળ લખાયેલા બીજા અને ત્રીજા દસકામાં, છતાં સંગ્રહરૂપે ચોથા દસકામાં પ્રકટ થાય છે.

શ્રી. નરસિંહરાવના સાહિત્યવિષયક લેખોનો છેલ્લો ભાગ 'મનોમુકુર' ભાગ ૪–રૂપે આ વર્ષે જ પ્રસિદ્ધ થયો છે. એટલે હવે વિવેચન સાહિત્યનું જુદું વ્યક્તિત્વ દિવસે દિવસે સ્વીકારાવા લાગતું જાય છે.

ગુજરાતી સાહિત્યનું સૌથી નબળું અંગ નાટક છે. નાટકોના ગ્રંથોની સંખ્યા પ્રમાણમાં થોડી છે એટલું જ નહીં, પણ નાટકો કહેવાતી ઘણીખરી

**તખ્તાલાયકીનાં નાટકોનું સર્જન:**

રચનાઓમાં સંભાષણની હારમાળા જ હોય છે. આપણાં શિષ્ટ નાટકોને અત્યારે નથી કોઈ રંગભૂમિ મળતી કે નથી નવલકથા જેવો બહોળો વાચકવર્ગ મળતો. છતાં ચાલુ સાલમાં જે અગિયાર નાટકો નોંધાયાં છે તે ભજવવા

જોવાં અથવા ભજવવા માટે લખાયાં છે એટલી એમાં વિશેષતા છે. શ્રીયુત રમણલાલનાં બે પુસ્તકો 'અંજની' અને 'પરી અને રાજકુમાર તથા બીજાં પાંચ નાટકો' એ ભજવાયાં છે અને ભજવાવાનાં છે. શ્રી. મૂળજીભાઈ શાહનું 'યુગદર્શન' અને શ્રી. કુલીનચંદ્ર દેસાઈનું 'વ્હેમનાં વમળ' રંગભૂમિ પર ભજવાઈ ચૂક્યાં છે. સ્વ. વ્યોમેશચંદ્ર પાઠકજીના 'સંવાદો' સંમેલનો તથા મેળાવડામાં ભજવવા માટે જ લખાયા હતા. શ્રી. અત્રેનું 'ઉંબર બાહાર' શ્રી. મૂળશંકર પાધ્યાએ ગુજરાતીમાં ઊતારેલું સુરતની કોલેજના વિદ્યાર્થીઓએ ભજવ્યું હતું. શ્રી. મેઘાણીનો 'શાહજહાં'નો દ્વિજેન્દ્રલાલ રોયના રંગભૂમિ માટેના નાટકનો અનુવાદ બીજી આવૃત્તિમાં પ્રવેશે છે.

એટલે નવા વર્ષનું નોંધપાત્ર ચિહ્ન, નાટકોના સંબંધમાં એ છે કે રંગભૂમિ માટે લખાતાં નાટકો તથા શિષ્ટ સાહિત્યકારો લખે છે તેવાં શિષ્ટ અને પાઠ્યનાટકો વચ્ચેનું અંતર ઓળંગી જઇ નાટકની ભાષા, ગીત વગેરેને કંઈક અંશે સહેલાં અને વાસ્તવદર્શી બનાવવાનો સત્ પ્રયત્ન તેની પાછળ જોઈ શકાય છે.

**જીવન ચરિત્રોના સાહિત્યનો યુગ:**

સને ૧૯૨૧ થી ૧૯૩૦ સુધીના દસકાને 'બાલસાહિત્યનો યુગ' અથવા 'દસકો' કહીને ઓળખાવિયે તો ૧૯૩૧ થી શરૂ થયેલો દસકો 'ચરિત્ર સાહિત્ય'ના દસકા તરીકે સારી રીતે ઓળખાવી શકાશે. આપણે ત્યાં પ્રજાની અસ્મિતા હવે જાગી છે. પોતાના ભૂતકાળના વીરોની પ્રજામાંથી પ્રેરણા મેળવવાનું હવે એને ભાન આવ્યું છે. અને સાહિત્યકારોમાં પણ નવા સાહિત્ય—પ્રકાર ખેડવાની વૃત્તિ જાગી છે. તેથી જ જીવનચરિત્રોએ સારી પ્રગતિ બતાવી છે. તેમાંયે વળી નાનાં નાનાં ચરિત્રો હૃદયંગમ શૈલીમાં રચીને જે ઝડપથી શ્રી. શારદાપ્રસાદ વર્મા, શ્રી. ધીરજલાલ ટોકરશી તથા શ્રી. રસુલભાઇ વહોરાએ પ્રકટ કરવા માંડયાં છે તેથી સાહિત્યનો આ વિભાગ ઘણો માતબર બન્યો છે. કેવળ કાલ્પનિકતામાં રાચતી વૃત્તિ હવે વાસ્તવિકતા તરફ વળતી જાય છે: તેથી લેખકની કલ્પનાએ ઘડી કાઢેલાં વાર્તા–નાટકાદિનાં પાત્રો કરતાં જગતના ઇતિહાસપટ પર અમર પગલાં મૂકી ગયેલાં અને વર્તમાનકાળમાં દેશના ચાલતા અધ્યાયમાં પગલાં મૂકતાં વાસ્તવિક પાત્રો પ્રત્યે હવે વલણ વધવા માંડયું છે.

ગુજરાતમાં નવી દષ્ટિએ પ્રાથમિક કેળવણીનો સૂક્ષ્મ વિચાર થતાની સાથે બાળકો માટે સાહિત્ય સર્જાવા લાગ્યું છે. વાચનની ભૂખની દષ્ટિએ જોઈએ

તો હાલનાં બાળકો વાંચતાં શીખે છે તેની સાથે જ બાલસાહિત્યની પુસ્તિકાઓ વંખેરવા માંડે છે. થોડું સમજાય, થોડું ન સમજાય–છતાં બાળકો એ વાંચ્યેજ રાખે છે: પરિણામે તેમનામાં જિજ્ઞાસા તથા રસવૃત્તિ જાગ્રત થાય છે. તેને અંગે અનેક વિષયોનું સાહિત્ય તેમને બાલોચિત ભાષામાં સુલભ કરવાના પ્રયત્નો થયા છે.

**બાલસાહિત્યની નવી કેડીઓ: શિષ્ટગ્રંથોની બાલ–આવૃત્તિની જરૂર:**

વળી પ્રૌઢશિક્ષણની વાતો ચાલે છે એ જમાનામાં આ બાલસાહિત્યનો ઉપકાર બીજી રીતે નોંધપાત્ર બને છે. નિશાળે જતાં બાળકો તથા કુમારો માટેનું આ ઇતરવાચન બાળકોની માતાઓને પણ વહેવારુ રીતે ઠીકઠીક સાધન પૂરું પાડી રહ્યું છે. થોડું ભણેલી માતાઓનો વાચનનો શોખ તથા નવું જાણવાની ઇચ્છા આ પુસ્તકોદ્વારા ઘણાં ઉત્તેજિત થયાં છે: અને આ સાહિત્યને–રમકડાંવાળાઓ બાળકનાં રમકડાંને બૂમ પાડીને વેચે છે કે "બાળકની માને રમવાનાં રમકડાં": કારણકે નાનાં બાળકોને રમકડાં કેમ રમવાં તે તેમની માતા જ શીખવાડે છે—તેમ આ બાલસાહિત્યને પણ મુખ્યત્વે 'માતાઓમાં વંચાતું સાહિત્ય' એમ કહીને જરૂર ઓળખાવી શકાય.

વળી બાલસાહિત્યમાં અનેક વિષયોનો સમાવેશ હવે થવા લાગ્યો છે: તો આપણા શિષ્ટગ્રંથોની સંક્ષિપ્ત કે ટૂંકાવેલી બાલ–કિશોર–અને કુમાર માટેની આવૃત્તિઓ તૈયાર થવા માંડે એ ઇચ્છવા જેવું છે: તો પહેલી માતાઓ અને પછી બાલકો, ગુજરાતનું જ અને શિષ્ટ હોય એવું સાહિત્ય વાંચતાં થશે.

## ૨

હવે ગુજરાતી પ્રકાશનોના પ્રકારો અને તેની વિભાગવાર ગ્રંથસમૃદ્ધિનો પરિચય કરી લઈયે.

સારસ્વતના પ્રવાહમાં પહેલું તીર્થ કવિતાનું આવે છે: તેથી આપણે ત્યાંથી જ આપણી યાત્રાનો પ્રારંભ કરીશું: આ વર્ષની કવિતાને બે વિભાગમાં

**કવિતા–નવા સંગ્રહો:**

વહેંચી નાખી છે. (૧) નવાં સર્જનો, અને (૨) જૂનાં સંપાદનો: આ વર્ષના વિશિષ્ટ ચિહ્ન તરીકે સંપાદન વિભાગનો ફાલ ધ્યાન ખેંચે છે: ગુજરાતી કવિતાનો અભ્યાસ કંઈક વેગ ધારણ કરતો જાય છે એનું એ સુચિહ્ન છે.

ગઈ સાલ કરતાં સંખ્યામાં કંઈક ઓછા એટલા કાવ્યસંગ્રહો પ્રકટ થયા છે. મળેલાં બાવીસ પુસ્તકોમાંથી 'કાવ્યમંગલા' (સુંદરમ્) અને 'ગંગોત્રી'

(ઉમાશંકર)ની બીજી આવૃત્તિ આ વર્ષમાં થવા પામી છે. યુનિવર્સિટીએ કૉલેજના અભ્યાસક્રમમાં આ નવી કવિતાના સંગ્રહોને સ્થાન આપીને તેનો પરિચય ઊગતા વાચકવર્ગને કરાવવામાં મદદ કરી છે: અને તે દૃષ્ટિએ તેના કવિઓને મળેલું પ્રોત્સાહન નોંધપાત્ર છે. બાકીનાં વીસ પુસ્તકોમાંથી છ રાસસંગ્રહો, આઠ કાવ્યસંગ્રહો, એક બાલકાવ્યોનો સંગ્રહ, એક કાવ્યમય ગદ્યખંડોનો સંગ્રહ, એક મુક્તક-સંગ્રહ અને ત્રણ અનુવાદિત કાવ્યો છે.

પહેલું રાસસંગ્રહોનું જૂથ લઈયે: 'રાસકૌમુદી' ( મૂળજીભાઈ શાહ ), 'રાસ-પાંખડી' (વિવિત્સુ-ચીમનલાલ ગાંધી), 'રાસ-પૂર્ણિમા' (જમિયતરામ અધ્વર્યુ), 'રાસવિલાસ' (ખંડેરાવ પવાર), 'સૂર્યમુખી' (સુંદરલાલ પરીખ) અને 'અમર ગીતાંજલિ' (માસ્તર લાલજી નાનજી):

એમાંથી એકાવન રાસનો શ્રી. મૂળજીભાઈનો સંગ્રહ એમનો પાંચમો ગીતસંગ્રહ છે. તેમના પહેલાં રચાયેલા રાસની જેમ આ રાસ પણ સંગીતક્ષમ છે અને સરળતાને લીધે સુગેય છે: તેમાંના કેટલાક 'મારી ફૂલવાડીએ', 'સંબોધન', 'સ્વપ્નોનો સોહાગ', 'ફૂલસોહાગી', 'લીમડાની છાંય', 'જીવનવસંત', 'નાથ હજી આવ્યા નહીં!' 'વરણાગિયા', 'સંત', 'ભારતીવંદના' વગેરે નોંધપાત્ર છે; કવિશ્રી ન્હાનાલાલની પ્રસ્તાવના તથા 'ગરબા' સંબંધી પ્રારંભનો લેખ એ તેનાં વિશેષ આકર્ષણો છે.

'રાસપાખંડી'ના લેખકનો આ પહેલો કાવ્યસંગ્રહ છે: કુટુમ્બપ્રેમ, સ્વદેશપ્રેમ તથા પ્રકૃતિપ્રેમ એ આ ગીતોનો પ્રધાન સૂર છે. સંગ્રહ આશાસ્પદ છે: છતાં એના 'પરિચય'માં નોંધ્યું છે તેમાંથી એ વસ્તુ અહીં ઊતારૂં છું: ગેય કવિતાનું-ખાસ કરીને ગરબા અને ગરબીનું-એક વિશિષ્ટ તત્ત્વ એ છે કે તેમાં એક વિચાર, એક લાગણી કે એક પ્રસંગનું ટૂંકામાં ટૂંકું આલેખન હોવું જોઈએ. એવું એકધારું લખાણ ચાર કે પાંચ કડીમાં સમાવી ન શકાય તો ગીતનું પોત પાતળું અને વણાટ ઢીલો થઈ જાય છે. પરિણામે ગીતમાં શબ્દાળુતા આવી જાય છે. વળી ગીતો ગાવા માટે જ રચાયાં હોય છે: અને ગાનારને તે યાદ કરવાં પડે છે; તેટલા સારૂ પણ ગીતો બને તેટલાં ટૂંકાં અને મુદ્દાસર હોય, તેટલાથી યે કવિને અડધી ફતેહ મળી જાય છે. નરસિંહ, મીરાં કે દયારામનાં પદોનો આ દૃષ્ટિએ અભ્યાસ ઉપકારક છે.

ગીતોના આસ્વાદમાં તેનો રચનાબંધ એ બીજી મહત્ત્વની વસ્તુ છે. ઘણે ભાગે ધ્રુવપદ તથા અંતરાની કડી: એ પ્રમાણે ગીતની રચના હોય

છે. ધ્રુવપદ ગીતની કડીને અંતે ઝીલાવા માટે તથા ગીતના કેન્દ્રસ્થ ભાવનું આવર્તન કરવા માટે યોજાયેલું હોય છે: અને તેથી તે 'ધ્રુવ' રહે છે, બદલાતું નથી. આખા ગીતના અર્થને વીંટીને એક કરવા પૂરતી 'ટેક'ની કડી સમર્થ હોવી ઘટે છે; અને ગીત ઝીલનારને ધ્રુવપદ જ ઝીલવાનું હોય છે: તેથી ગીતનું ધ્રુવપદ સાચેસાચ કાયમ રહેવું ઘટે છે: આપણા કેટલાક રાસ-લેખકો આ મુદ્દો ચૂકી જાય છે: ત્રીજી વસ્તુ, રાસને લોક ઝીલાતા બનાવનારી તેની શબ્દાવલિ તથા સુંદર પ્રાસ છે. કલ્પનાનું સંકુલપણું અને ભારેખમ સંસ્કૃત શબ્દો–તેને લીધે જૂના કવિઓની પ્રસન્નગેયતા બહુ ઓછા નવીનોને સિદ્ધ થઇ છે. વળી અત્યારે ઉપજતું રાસસાહિત્ય એકના એક વિષયો તેમ એક જ કોટિના વિચારો, એક જ ઢાળ, અને એક જ કલ્પનાઓથી પ્રગતિ કરતું અટક્યું છે: રાધા અને કૃષ્ણ સંબંધીનાં મધ્યકાલીન કવિઓનાં ગીતોના સંબંધમાં આવું જ બનવા પામ્યું હતું. તેમનામાંથી જેમ કેટલાકનાં પદોમાં જ સામાન્ય વિષયમાંથી અસામાન્ય કવિત્વ ઝળકી ઊઠ્યું છે તેમ આપણા નવીનોના સંગ્રહોમાંથી પણ એવું અસામાન્ય ઓછું લાધે છે.

પહેલા બે સંગ્રહોની જેમ ત્રીજો 'સૂર્યમુખી' (સુંદરલાલ પરીખ)નો ગીત–સંગ્રહ પણ વડોદરાના જ એક પ્રસિદ્ધ ગીતલેખક તરફથી પહેલીવાર પુસ્તકરૂપે મળે છે. તેમનું 'અહો એ સંતતણાં દર્શન' વાળું કાનરો–આશાવરીનું ગીત, 'ચાલો જઇએ વર્ષાઋતુને વારણે, સખિ!' વાળો મીયાંકી મલ્હારનો ગરબો, તથા 'પ્રભુજી બોલો કાંઈ એક બોલ, બાળક આવ્યાં શરણ અબોલ'-વાળું બાલપ્રાર્થનાનું ગીત—એટલાં તો ગુજરાતભરમાં પ્રસિદ્ધ થયાં છે. બીજાં ગીતોના વિષય પ્રાસંગિક છે છતાં તેમાં સામાન્ય કરતાં વિશેષ ઘણું છે.

'રાસપૂર્ણિમા' (જમિયતરામ અધ્વર્યુ)માં સંગીતક્ષમ રાસ છે: તેમાંના 'અભિસારિકા', 'ગરબાનો ગરાસ', 'બેડલિયું' અને 'દુનિયા દુખિયારી' જેવા નોંધપાત્ર છે: પરંતુ 'રાસવિલાસ' (ખંડેરાવ પવાર) નામે એક સુરતવાસી મહારાષ્ટ્રીનો સંગ્રહ ઊંચુ કવિત્વ વ્યક્ત કરે છે. એમના રાસના વિષય તથા તેમાંની કલ્પના પણ અવનવીન અને મનોરમ છે. એમના 'લાખેણા', 'સોણલાંનો દેશ', 'સરી જા વાદળી', 'તેજ કોનાં ઢળ્યાં?' 'વાંછના', 'વાદળીનું રુદન' વગેરેમાં સુંદર ભાવ અને ભાવને અનુરૂપ વાણી તથા ઢાળ યોજાયાં છે. જન્મે મહારાષ્ટ્રી એવા લેખકનો આ નાનો સંગ્રહ ગુણવત્તાની દૃષ્ટિએ મોટો છે.

'અમર ગીતાંજલિ' (કવિ લાલજી નાનજી)ના લેખક કચ્છના રાજ્ય-

માન્ય કવિ છે. તેમની કવિતામાં પ્રસાદ છેઃ છતાં કંઇ કંઈ કચ્છી ભાષાની છાંટ છે. 'સ્વાત્માર્પણ', 'અંધતમ એકલતામાં આશાદીપ', 'આવો રે હરિ ! બાંધુ દામણે', 'વીર જસરાજનું રણગીત' તથા 'કચ્છનું રાજગીત' એમાંનાં લાક્ષણિક કાવ્યો છે.

કાવ્યસંગ્રહોમાં શ્રી. પૂજાલાલના 'પારિજાત'ને અભિજાત સંગ્રહ તરીકે પહેલું સ્થાન ઘટે છે. અરવિંદ આશ્રમમાં યોગસાધના માટે જઈ વસનાર શ્રી. પૂજાલાલ રણછોડદાસ દલવાડીએ રોજના સાધક–ક્રમમાંથી ઘડીભર વિસામો મેળવી પારિજાતનાં કાવ્યપુષ્પોનો અર્ઘ્ય લઇ ગુજરાતી કવિતાસાહિત્યમાં જાહેર પ્રવેશ કર્યો છે. કવિતાકાર તરીકે એ ભક્તાત્મા, આરાધક અને ઉપાસકના સ્વરૂપના છે. તેથી તેમને યમ–નિયમની જીંદગીમાંથી આશાએશ મેળવવાનું સ્થાન કવિતાસર્જન છેઃ એમનું 'પ્રિયા કવિતાને'નું સંબોધન આ વાતને સ્પષ્ટ કરે છેઃ

" તું એક મુજ અંતરંગ સહુ જાણનારી સખી
ન ગુહ્ય તુજથી કશુંય હૃદયે કદી સંઘર્યું:
ન અન્ય કહીં યે જઇ ઉર કદીય મેં ઠાલવ્યું
પ્રિયે તું થઇ ઓતપ્રોત, મુજ જીવને જા ભળી
મહા અરવ શૂન્યમાં ય મુજ સંગ રહેજે હળી. "

તેમના કવિતાક્ષેત્રમાં પાટણ, ચિતોડ, સૂરપાણ અને અરવલ્લીના પાળિયા, કવિની પ્રાન્તીય અસ્મિતા અને ગુજરાતભક્તિની સાક્ષી પૂરે છે. ઠાકોરસંપ્રદાયની વિચારપ્રધાન અને પાઠ્ય એવી કવિતાશાલાના એ અનુયાયી જણાય છે. તેથી એમણે અગેય પૃથ્વી છંદ–અને તેમાંયે પૃથ્વીની ચૌદ લીટીઓના એકમનું સ્વરૂપ જે 'સોનેટ' તેને તેમણે અપનાવ્યાં છે. ગૌરવભર્યા પૃથ્વી છંદની મર્યાદાઓ–અર્થગરિમા માટે આવશ્યક ગણેલી સંસ્કૃતપ્રચુર શબ્દાવલી અને એકવિધતા–તેણે તેમનાં કેટલાંક સુંદર કાવ્યોને પ્રસાદગુણથી વંચિત રાખ્યાં છે. છતાં કવિનો કુદરતપ્રેમ તથા શાંત ચિંતનો માટે તલસતું હૃદય તેમનાં કાવ્યોદ્વારા જોઈ શકાય છે. કવિ, પ્રાકૃત માણસોને તેમનાં કાવ્યપુષ્પોની સુગંધ લેવામાં ભાગીદાર બનાવવા સારૂ કંઇક ભાષાને હળવી બનાવે, અને વિચારોને ઊર્મિપર સરસાઇ મેળવતા અટકાવે તો ગુજરાત તેમનું વિશેષ ઋણી બનશે.

'અર્ચન' ('પ્રબોધ અને પારાશર્ય') તથા 'કાવ્યસંહિતા' ('અનામી')–એ કવિતાની નવી કેડીએ પ્રયાણ કરતા કાવ્યસંગ્રહો છે. બે મિત્ર–કવિઓનો ભેગો કાવ્યસંગ્રહ પ્રત્યેકની વિશિષ્ટતાને ગૂઢ રાખે છે. સંગ્રહમાંનાં કથા–વસ્તુવાળાં

કાવ્યો સારાં છે. તોટક છંદની 'ચાલ' બનાવીને રચેલું 'પૂજારી'નું કાવ્ય ખાસ નોંધપાત્ર છે; છતાં એકંદરે જોતાં કવિઓએ પોતાની કાવ્યદેવીનું 'અર્ચન' શરૂ કર્યું છે એવું જે વિનયભર્યું નામ આપ્યું છે તે સાર્થ છે. આગળ જતાં તેમને કવિતાદેવી પ્રસન્ન થશે ત્યારે આથી વધુ સરળ અને સુગેય કાવ્યો તેઓ આપી શકશે એમ લાગે છે. 'કાવ્યસંહિતા'માં લેખકે બધા ૮૮ ચાલુ કાવ્યપ્રકારો (ગીત, રાસ, ખંડકાવ્ય, સૉનેટ, મુક્તક) તથા કાવ્ય-વિષયોનું પ્રતિનિધિત્વ રજૂ કર્યું છે. કલિંગયુદ્ધને અંતે અશોકનાં આત્મ-મંથન ચીતરતું 'સંહારને અંતે' કાવ્ય તથા ખેડૂતની ખાનાખરાબીનું ચિત્ર આપતું 'એક દર્શન'નું કાવ્ય કવિના ભવિષ્ય માટે સારી આશા આપે છે. આ જુવાન કોલેજિયનની કવિતાનો નીચેનો શ્લોક તેનો ઠીક પરિચય કરાવે છે:—

" પ્રભો ! હું છિદ્રોથી ખચિત અમથો વાંસ-કટકો
કૃપા સ્પર્શે જાગ્યો કવન કવવા ઓર ચટકો:
તું વાશે તો ગાશે જીવનભર બંસી મૃદુ સ્વરે
નહીં તો એ ઘેરા ભવવન વિશે મૂક ભટકો ! "

ઉપરના ત્રણ વિશિષ્ટ પ્રકારના, નવયુગની કવિતાના પ્રતિનિધિ જેવા, સંગ્રહોનો એકસામટો વિચાર કર્યા પછી લાગે છે કે કલ્પના, લાગણી અને સહૃદયતા છતાં કવિતા ભારેખમ બને છે ત્યારે તે કેવલ વાચ્ય કે પાઠ્ય બની જાય છે. પરંતુ કવિતા શ્રાવ્ય અને સુગેય બનશે તો જ તેને લોકાદર વિશેષ મળવા સંભવ છે. કારણ કે વાચન કરવા માટે જ જો કવિતા રચાતી હોય તો તો એની સરખામણીમાં લોકો સાદું અને હળવું ગદ્ય જ વધારે પસંદ કરે છે. તેથી કવિતાને જો જનતાના હૃદયમાં સ્થાન અપાવવું હોય તો અનેક વિચારગંભીર પાઠ્યકાવ્યોમાં રેલાતી ઊર્મિઓને સંયમપૂર્વક ઘૂંટીને પ્રજા ઝીલે તે સ્વરૂપે કવિતા પ્રગટ થાય એ ઇષ્ટ છે.

'કુંપળ' (સ્વ. તરુણેન્દ્ર મજમુદાર)-સાચે જ સત્તરમે વર્ષે સ્વર્ગસ્થ થનાર બાલકવિના કાવ્યરોપની કુંપળોનો તેમનાં બહેને પ્રકટ કરેલો આ મરણોત્તર કાવ્યસંગ્રહ છે. કોલેજમાં માત્ર પગ મૂકનાર આ તરુણે જે શક્યતાઓ આ પ્રયોગોદ્વારા બતાવી છે તે જોતાં તેના અવસાનથી આપણને ખેદ થાય છે. આટલી નાની વયમાં ફૂટેલી કુંપળોની કપરી કસોટી કરવા કોઈ પણ ન પ્રેરાય એ વ્યાજબી છે. 'બાલ કવિ' કાવ્યની નીચેની પહેલી કડી જાણે એ પોતાને માટે જ રચી ગયા હોય એમ લાગે છે:

" હું આગિયો આલમનો ભમન્તો
કુંજે વને ને સદને વિલાસું:

રેલી બધે શીતલ તેજ હાસું:
હું કલ્પના પાંખ પરે ઊડન્તો!"

કચ્છી બોલી જોમદાર અને મર્મ મીઠી છે; લોક સાહિત્યની જનેતા છે. એ બોલીમાં પણ સાહિત્યસર્જનની તાકાત છે એમ શ્રી. દુલેરાય કારાણીએ 'કારાણી કાવ્યકુંજ ભા. ૨'-રચીને ફરીથી બતાવી આપ્યું છે. પ્રસ્તુત ભાગમાં કચ્છી ઇતિહાસનાં કથાગીતો, નીતિબોધના ચાબખા અને વતનભોમ પ્રત્યેનો ભક્તિભાવ તેમણે પોતાની કવિતામાં સંઘર્યો છે. કવિની બાનીમાં વાણીનું તથા જુસ્સાનું શુદ્ધ કચ્છીપણું દૃષ્ટિગોચર થાય છે. એમાંની ગુજરાતી કવિતા પણ સુવાચ્ય અને સુગેય છે.

'કવિતા, કહેણી અને કંઠ'-એ ત્રિપુટીથી ઓપતા ચારણ કવિ દુલા ભગતનાં કાવ્યોના બે ભાગ ('કાગ-વાણી' ભાગ ૧-૨) એ નોખી જાતનો કાવ્યસંગ્રહ છે. ચારણી કાવ્યસામર્થ્યને નૂતન રાષ્ટ્રભાવોમાં અનેરી સ્વાભાવિકતાથી ઓતપ્રોત કરી દેનાર આ પુરુષ પાસે, ઉપર કહેલા લોકકવિતામાં અનિવાર્ય એવા ત્રણે ગુણોનો અદ્ભુત સુમેળ છે. પહેલો ભાગ ત્રણ વર્ષમાં બીજી આવૃત્તિમાં પ્રવેશ્યો છે તે ઉપરથી તે લોકાદર પામ્યાનું સ્પષ્ટ થાય છે. બીજા ભાગમાં સંગ્રહેલી, લોકવાણીમાં સફળતાથી પકડી લીધેલ ભવ્ય તથા સુંદર વિચારોવાળી માર્મિક કવિતાનો પરિચય શ્રી. મેઘાણીએ પોતાની મર્માળી તથા તલસ્પર્શી બાનીમાં કરાવ્યો છે. આ ભાગની કવિતા કવિની કલાનો વિકાસ સૂચવે છે. દુલાભાઈએ ઝડઝમકિયા ચારણી છંદોની જોડાજોડ સાદા સરળ લોકઢાળો પણ ઝીલ્યા છે અને એ ઢાળોમાં એમણે નવભાવનાની કવિતા ઢાલવી છે. ગાંધીજીવનની બારીક રેખાઓમાંથી ભગતે જે લોકગીતો રચી આપ્યાં છે તે સમાજના એકેએક થરને ડોલાવવાને સમર્થ છે. 'વાણિયો બેડે વેર', 'ગાંધીજીની દીકરી (મહાસભા)', 'હિંદ માતાનો લાડકડો વર છે'-વગેરે તેમનાં ગીતોનો પ્રચાર ગઢવી મેરુભા જેવા લોક-સાહિત્યના પ્રચારકોદ્વારા સુંદર રીતે થઈ રહ્યો છે. એકંદરે, ઉપર નોંધેલા કાવ્યસંગ્રહોને પડછે આ સંગ્રહ તેની 'રીતિ' (Style)ની દૃષ્ટિએ ખૂબ જુદો પડી જાય છે.

'ચમકારા'ના કવિ જહાંગીર દેસાઈનો બીજો કાવ્યસંગ્રહ 'પારસિકા' નામથી આ વર્ષમાં મળ્યો છે. કાવ્યોનો વિષય પારસી ઇતિહાસને લગતો છે: એમાં ઈરાની ઇતિહાસનું પદ્યરૂપે વિહંગાવલોકન છે: ભાષાની દૃષ્ટિએ એમાં અપરિચિત શબ્દોનું ભરણું એટલું બધું છે કે 'શબ્દાર્થ સિંધુ' રૂપી કોષ

આપવા છતાં તેમાં કહેલી વાત સમજતાં મુશ્કેલ પડે છે. અમારા નમ્ર મત પ્રમાણે, કવિએ કોઈ મહાકાવ્યની ધાટીપર આખા ઈરાની ઇતિહાસમાંથી ભવ્ય પ્રસંગ ઊચકી લઈ, કવિતા કલાનો ઉપયોગ કર્યો હોત તો મહેનત સાર્થક થાત; બાકી ગુજરાતી સમજનાર વાચકો માટે સરળ ગદ્યમાં ઇતિહાસ લખાયો હોત તો તેના તેથી યે વધારે વાચકો મળત. કવિ ખબરદારને પગલે ચાલી કવિએ નવા છંદો રચવાનો શોખ કેળવવા માંડ્યો છે. એ છંદોની ઝીણવટભરી તપાસમાં ઊતરવાનું આ સ્થળ ન હોવાથી કવિતાના વાંચકોને કુતૂહલ ખાતર પણ આ સંગ્રહ જોઈ જવા ભલામણ છે.

'ચિનગારી' ('તુરાબ') એ પૃથુ શુકલની 'ફૂલપાંદડી'ને યાદ આપતી ગદ્ય-કાવ્ય કંડિકાઓનો સંગ્રહ છે: તેમાં આલંકારિક, કલ્પનાપ્રધાન તથા ભવ્ય ગદ્યમાં ટપકાવેલા સ્ફુટ વિચારો છે: તેને કોઈ સળંગ સૂત્રમાં પરોવવાનું બની શકે તેમ નથી. લેખકે ટાગોરની 'ગીતાંજલિ'ના અંગ્રેજી ગદ્ય-અનુવાદની ધાટીનો નમૂનો યાદ કરાવ્યો છે. પરંતુ ધ્યાનમાં લેવાનું છે કે એ અસલ વિચારો ગીતરૂપે-કવિતારૂપે કોઈ કલાના ચોકઠામાં કવિએ રજૂ કર્યા હતા: ગદ્યમાં અનિબદ્ધપણું છે તેથી તેમાં કવિતાની સૂત્રાત્મક શૈલીની મનોરમતા આવી શકતી નથી. તેથી ભાઈ 'તુરાબ'ને સૂચવીશું કે તેમના સુંદર વિચારોને કોઈ છંદમાં કે ગીતમાં એ રજૂ કરે: પછી એની ખ્યાતિ કેટલી થાય છે તેનો અનુભવ તેમને બીજા પ્રયોગો કરતી વખતે જરૂર ઉપકારક થશે.

"પાંખડી" (જેઠાલાલ ત્રિવેદી)માં રજૂ કરેલાં વિચાર-મુક્તકો ઉપરના ગદ્ય વાકય સંગ્રહને મુકાબલે ઠીક વિચારી શકાશે: વિચાર મનોરમ હોય, ચમત્કારયુક્ત હોય અને તે સારી ભાષામાં ગૂંથાયો હોય-'સુભાષિત' હોય તો તે વાંચકોનું મન અવશ્ય ભેદી શકે છે: સંગ્રહના રસિક અને વિદ્વાન 'ઉપોદ્ઘાત' લેખકે 'કાવ્યાદર્શ'માંથી 'મુક્તક'-એટલે છુટા શ્લોકનું-સુભાષિતનું લક્ષણ યાદ કર્યું છે તે અહીં ઊતારિયે: मुक्तकं श्लोक एवैकश्चमत्कारक्षमः सताम् । -સહૃદયોને ચમત્કારયુક્ત લાગે એવો એક જ શ્લોક તે મુક્તક: આજે નવી કવિતાના યુગમાં 'મુક્તકો' લખાય છે તેથી આપણને તે નવાં લાગે છે એટલું જ: બાકી મુકતકસાહિત્યપ્રવાહ આપણા સમાજને યુગોથી સંસ્કારી બનાવતો આવ્યો છે: અને તે પ્રાચીન પરિપાટીને યાદ કરવા માટે ભાઈ ત્રિવેદીને અભિનંદન ઘટે છે: લખાય છે અને છપાય છે તેટલી બધી કવિતા કવિતાભોગીઓને આનંદ આપી શકતી નથી; પરંતુ આ પ્રકારની કવિતા

તેની પ્રાસાદિક બાની તથા ચમત્કૃતિના પ્રમાણને લીધે ઘણાને રીઝવશે એમ લાગે છે. તેથી એવા પ્રયોગો ઘણા થાય એ ઇષ્ટ છે.

'સોમાભાઇ ભાવસારનાં કાવ્યો' એ બાલકાવ્યોનો સંગ્રહ છેઃ તેમાં એકંદરે જોઇયે તો કાવ્યતત્ત્વ કમતી અને ગેયતત્ત્વ પર જોર દેવા જતાં શબ્દોને મઠારવાની, વિચારને ઘાટીલો બનાવવાની અને મોટામાં મોટું તો લાઘવ અથવા સંક્ષિપ્તતા લાવવાનું ભૂલી જવાયું છે. પ્રાસ અને માત્રામેળની સૂક્ષ્મતા તથા સાચા સંગીતની પકડ બાલ-કવિએ તો વળી વધારે અગત્યનાં ગણવાં જોઇયે. 'હાલરડાં'નું 'ચાંદો સૂરજ લડી પડયા'વાળું ૧૦મું ગીત કલ્પનાએ સુંદર છે. એવું જ સુંદર ૧૧મું 'નાનાભાઇ'વાળું છેઃ સોમાભાઈ પોતાનાં ગીતો સુંદર રીતે ગાઈ સંભળાવે છે તેથી તેમાં રહેલી કવિતા-તત્ત્વની કચાશ ઘણાના ધ્યાનબહાર રહી જાય છેઃ કારણ કે ગાવે સાંભળાવે તો તે સુંદર લાગે છેઃ પરંતુ તેમને સાચું માર્ગદર્શન થવા ખાતર જણાવવું ઘટે છે કે બાલગદ્ય અથવા બાલપદ્યમાં બનાવટી લાલિત્ય અને કાલાપણું દાખલ થવાથી તેની અસલી અસર મારી જાય છેઃ અને વળી વિચારો અને ભાવોની ગૂંથણી બાલગીતોમાં ઊંચી કલા માગી લે છે. તેથી આ બાલકોના કવિની શૈલીની કચાશ તેમના ભવિષ્યના પ્રયોગોમાંથી અદૃશ્ય થાય એમ આપણે ઇચ્છીશું.

'ઉપનિષદની વાતો'ની બીજી આવૃત્તિની નોંધ આગળ ઉપર આવશે. તેના મહારાષ્ટ્રી લેખક પાંડુરંગ વિઠ્ઠલ વળામે-હવે 'રંગ અવધૂત'ના સ્વરૂપમાં તથા નામથી 'ગુરુલીલામૃત' નામક ઓગણીસ હજાર દોહરાના રચનાર તરીકે ગુજરાતી કવિતાક્ષેત્રમાં દેખા દે છે. સંસ્કારી અને શુદ્ધ ભાષામાં રચાયલો આ ગ્રંથ આશ્ચર્ય પમાડે તેવો છેઃ ગુરુ દત્તાત્રયનાં ચરિત્રો તથા તેનાં આનુષંગિક ઉપાખ્યાનોનો તેમાં સમાવેશ કરેલો છે. ગ્રંથના ત્રણ ભાગ કરેલા છેઃ જ્ઞાનકાંડ, કર્મકાંડ તથા ઉપાસના કાંડ; પહેલા કાંડમાં કવિએ પોતાના ગુરુ વાસુદેવાનંદ સરસ્વતીનો પરિચય આપ્યો છે તથા તેમની આજ્ઞાથી 'દત્ત કથામૃત-ગ્રંથ'ની રચના કર્યાનું જણાવ્યું છે. તે પછી પોતાનો પરિચય આપ્યો છે. કવિનો વિનય જોવા જેવો છેઃ

> "નવ જાણું ગુર્જરગિરા, કાવ્યાલંકૃતિ શબ્દ:
> રચનાપાટવ ના લહું, અપાર એ જ્ઞાનાબ્ધ."

તે પછી પોતાના ગુરુના વચનપ્રસાદથી પોતે ગ્રંથ રચ્યો છે તેમો દોહરો આ રહ્યોઃ

" જેમ વગાડે તેમ આ, વાગે મુખ-તબૂર:
સપ્તમ પંચમ એ બધા, સર્વ એહના સૂર,."

કવિએ પ્રાકૃત ભાષાદ્વારા વર્ણવેલા ગુરુ–મહાત્મ્ય તરફ નજર રાખવા વાંચકોને જે ટકોર કરી છે તે સંસ્કૃત–પ્રાકૃતના વિગ્રહમાં રસ લેનારને રસિક લાગે તેમ છે:

" પ્રાકૃત જાણી ના હસો, ભાષાડંબર વ્યર્થ:
કાષ્ઠવેટિકામાં ભર્યાં, રત્નાભૂષણ અર્થ.
કાષ્ઠ દૃષ્ટિથી જે ત્યજે, સાવ અભાગી તેહ:
ભર્યો ખજાનો અર્થમાં; કરો કેમ સંદેહ ?
માની અલ્પ મને રખે, કરો ગ્રંથ-ઉપહાસ:
અલ્પ મક્ષિકામુખ થકી, મળે મિષ્ટ મધુ ખાસ. "

ગુરુ દત્તાત્રયની સેવામાં પોતાનું સર્વસ્વ કામ આવે એવી ઇચ્છા બતાવતો. નીચેનો ઝૂલણા છંદ કવિની શૈલીનો લાક્ષણિક નમૂનો છે:

" કાષ્ઠ થઈ પાવડી પાવની તુજ બનું
મૃદુ બની કેશ કાળા પખાળું;
દેહ બાળી બનું ભસ્મ ભીતિહરા
અંગપર જો ધરે તું કૃપાળુ !
મૃગ થઇ વ્યાધથી દેહ વીંધાવું આ
અજિન થઈ બેસવા કામ લાગું
શ્વાન થઇ મંદિરે નિત્ય ચોકી કરું
દરસ વિણ અન્ય નવ કાંઈ માગું !"

શ્રી 'રંગ અવધૂત'નો બીજો કાવ્યગ્રંથ 'સંગીતગીતા'નો છે: તોટકની દેશી અને વચ્ચે દોહરાના અંતરાવાળી રચનાવડે "ગામડાનો અલ્પશિક્ષિત ગ્રામવર્ગ પણ ગીતાના રાજભવન સુધી જઈ શકે, સામાન્ય ભણેલો પણ સંસ્કારી, એકાદ જુવાર સાચવતો ખેડૂત કે ઢોર ચારતો ગોવાળિયો પણ ભગવાનનું એ અમર ગાણું લલકારતો રહે"–એવો આશય તેની રચના પાછળ રહેલો છે. આ પદ્યાનુવાદ વાંચવા જેવો છે.

'રાસ-પંચાધ્યાયી' (અમૃતલાલ ના. ભટ્ટ)નો સમશ્લોકી અનુવાદ તેના લેખકનો સફળ પ્રયાસ છે. એક ખંડકાવ્ય તરીકે વિવિધ વૃત્તોમાં રચાયેલું આ કાવ્ય સુવાચ્ય બન્યું છે. નરસિંહ મહેતાની 'રાસસહસ્રપદી'નો ભાગવત–ગાયેલ પ્રસંગ આ અનુવાદમાં આપણને વાંચવાને મળે છે.

રાસનું વર્ણન નમૂના તરીકે ઊતારું છું:

" ભુજા-બેલડીઓ ગૂંથી, રાસ આરંભતા હરિ.
રહી સૌ મંડલાકારે, બબ્બેની મધ્ય શ્રીપતિ
અનેક સ્વરૂપે ઊભા, યોગમાયા—પ્રભાવથી. "

નવી કવિતા તરફ જનતાનું આકર્ષણ વધતું જાય છે તે સાથે પ્રાચીન ગુજરાતી કાવ્યોનું સંશોધન, સમુદ્ધાર અને અભ્યાસ પણ ચાલુ રહ્યો છે.

**કવિતા-સંપાદનો**

મધ્યકાલીન ગુજરાતી કવિતા તે સમયના ગુજરાતી જીવનની લાક્ષણિકતા સમજવા માટે ઉપયોગી છે; અને તેથી તે દિશામાં થતા પ્રયત્નો સત્કારવા જેવા છે: અભ્યાસીઓ માટે મધ્યકાલીન જ નહીં પરંતુ વર્તમાનકાળના કવિતાસાહિત્યનું પણ સંપાદન થવાની જરૂર ઊભી થતી જાય છે: ચાલુ સાલનો કાવ્યસંપાદન વિભાગ બન્ને રીતે ઘણો માતબર થયો છે:

આ વિભાગનાં એકંદર તેર પુસ્તકોમાંથી છ મધ્યકાલીન કવિતાનાં છે, ત્રણ બ્રિટીશ યુગનાં છે અને ચાર પ્રકીર્ણ સંગ્રહો છે.

પ્રાચીન કાવ્યોના સંપાદનવિભાગમાં બે સુંદર અને શાસ્ત્રીય પ્રકાશનો ચાલુ સાલમાં મળ્યાં છે: એક 'નરસિંહ મહેતાકૃત રાસસહસ્રપદી' (કેશવરામ કાશીરામ શાસ્ત્રી) અને બીજું 'વીરસિંહકૃત ઉષાહરણ' ( ભોગીલાલ જ. સાંડેસરા ) બન્નેનું મહત્ત્વ અને મૂલ્ય તેના વિદ્વત્તાભર્યા ઉપોદ્ઘાતો છે: પાઠસંશોધનની ચીવટાઇ, કવિના સમયની ભાષાનો નિકટ પરિચય તથા વર્ણ્ય વિષયના ઊહાપોહ માટે આનુષંગિક વીગતોનો અભ્યાસ—એ બન્નેના ઉપોદ્ઘાતોમાં તરવરી રહે છે.

'રાસસહસ્રપદી'નાં ઉપલબ્ધ પદોનો ક્રમ 'રાસપંચાધ્યાયી'ના આધારે ગોઠવી, શાસ્ત્રીજીએ ત્રુટક પદોને એક અખંડ તંતુથી સાંકળી લીધો છે: 'પદ' શબ્દથી સૂચિત થતા ગેય કાવ્યની પ્રાચીનતા, તેનું વૈવિધ્ય વગેરે સંબંધી કીમતી અન્વેષણ અહીં આપવામાં આવ્યું છે. સ્વર્ગસ્થ દી. બા. કેશવલાલભાઈએ 'પદ્યરચનાની સમાલોચના'નો તંતુ જ્યાંથી અધૂરો મૂકયો છે ત્યાંથી તેના ઈતિહાસનું સૂત્ર ઊંચકી લેવામાં આ નોંધ ખૂબ ઉપયોગી બનશે. સંશોધક તથા સમુદ્ધારકને તેમના સુરેખ પ્રયત્ન માટે અભિનન્દન ઘટે છે.

માધવકૃત 'રૂપસુંદર કથા'ના સંપાદન પછી, 'વીરસિંહકૃત ઉષાહરણ' એ ભાઈ સાંડેસરાનો બીજો અભ્યાસ-પ્રયોગ છે. એક જ પ્રતપરથી તૈયાર કરેલું સંસ્કરણ પ્રમાણમાં સુવાચ્ય બન્યું છે. 'પ્રવેશક'માં તેમના અભ્યાસ-પરિશ્રમની ઝાંખી થાય છે. ઈસવીસનના પંદરમા સૈકાનું આ કાવ્ય ભાષાના

અભ્યાસીઓ માટે સુગમ બનાવવા માટે સંપાદક અભિનન્દનને પાત્ર છે. 'પ્રવેશક'માં ચર્ચેલા પ્રશ્નોમાંથી બે સંબંધી નોંધ કરવી ઇષ્ટ છે. જે માનપુરીના 'ઉષાહરણ'ની નોંધ કરી છે તે માનપુરી, ગણેશસ્તુતિના મંગલાચરણના પદનો જ માત્ર કવિ છે; પરંતુ આખું આખ્યાન તો પ્રેમાનંદની કૃતિ છેઃ તેથી ત્રુટક ભાગપરથી દોરેલું અનુમાન સાચું ઠરતું નથી. બીજું, "ઉષાહરણ કે અનિરુદ્ધહરણ ?" નો પ્રશ્ન સને ૧૯૨૩ ના 'ગુજરાત' માસિકમાં સ્વર્ગસ્થ ચૈતન્યબાલા મજમુદારે-કદાચ ગુજરાતી સાહિત્યમાં પહેલ વહેલ્લો-ચર્ચ્યો હતોઃ તેનો ઉલ્લેખ સંપાદકે કર્યો નથી. તે તરફ તેનું ધ્યાન ખેંચું છું.

એક જ વિષયને લગતાં આખ્યાનો, જુદા જુદા જમાનાની અને જુદાં જુદાં સ્થળોમાં વસતા જનસમુદાયની જરૂરિયાત પ્રમાણે અનેક કવિઓને હાથે રચાતાં હતાંઃ તેમ 'ઓખાહરણ' (સંપાદકઃ શ્રી. ગજેન્દ્રશંકર પંડ્યા)નો પ્રસંગ પાંચ સાત ગુજરાતી કવિઓએ ગાયો છેઃ વીરસિંહ, જનાર્દન, ભાલણ, વિષ્ણુદાસ, માધવદાસ, કાશીદાસ, પ્રેમાનંદ તથા કહાન-એટલાનાં આખ્યાન-કાવ્યો 'ઉષાહરણ'ના પ્રસંગની આસપાસ ગૂંથાયેલાં જાણવામાં આવ્યાં છે. એક માનપુરીનું નામ ગણાવવામાં આવ્યું છે તે અસલ આખું કાવ્ય ન જોવાથી બન્યું છે. "માનપુરી પ્રભુકે-" એ નામનું ગણેશસ્તુતિનું પદ કેટલીક પ્રતોમાં પ્રારંભમાં મળી આવે છે. તે ઉપરથી સોસાયટીની યાદીમાં માનપુરીના નામપર એ આખ્યાન ચઢાવવામાં આવ્યું હતું. આ ભૂલ પ્રસ્તુત સંપાદકે પણ ચાલુ રાખી છે. ઓખાહરણની ખાનદેશમાંથી મળી આવેલી ૮૦ કડવાંવાળી સચિત્ર પોથીના, પ્રારંભમાં જ આ માનપુરીનું હિંદી પદ છેઃ અને આખ્યાનની છેવટે પ્રેમાનંદ કવિની છાપ છે.

એક પ્રસંગમાં કાવ્યોનો તુલનાત્મક અભ્યાસ કરવાનું સુગમ પડે તે હેતુથી અહીં ત્રણ કવિનાં આખ્યાનોને એક સાથે જોડયાં છે. ૧૯૨૨માં પ્રેમાનંદ કવિના 'સુદામાચરિત્ર'ના આખ્યાનની આવૃત્તિ તેમના પુરોગામી આઠ કવિઓના કાવ્ય-પ્રયોગો સાથે પ્રકટ કરી, આવા તુલનાત્મક અભ્યાસની પહેલ આ નોંધ લખનારે કરી હતી. તેવા જ કોઈ ધોરણે શ્રી. પંડ્યાએ શૈલી, વિષય તથા વાતાવરણની તુલનાત્મક દૃષ્ટિએ અભ્યાસીને જાણવાનું મળે એવું પ્રસ્તાવનામાં આપ્યું હોત તો જિજ્ઞાસુઓને તે બાબતનો અસંતોષ ન રહી જાત. 'ઉષા'નું રૂપક સહસ્રકર સૂર્યની પુરોગામી ઉષા તરીકે અને આકાશમાં ચિત્રરેખાઓ દોરનારી ચિત્રલેખાને એની સખી તરીકે સમજાવવામાં સંપાદકે મનોરમ તર્ક ગૂંથ્યો છે.

સંપાદકે પ્રેમાનંદના ૨૯ કડવાંવાળા ઓખાહરણની નોંધ લીધા પછી

૪૯ અને ૫૨ કડવાંવાળા પ્રયોગ તરફ નજર કરતાં, વધારાનાં કડવાંને 'ક્ષેપક' કહ્યાં છે; પરંતુ પ્રેમાનંદની કવિતાકલાના વિકાસનો અભ્યાસ ધ્યાનમાં લેતાં, એ બતાવવું પ્રાપ્ત થાય છે કે વધારાનાં કડવાં ક્ષેપક ગણવાનાં નથી: પરંતુ કવિએ કરેલી એ કાવ્યની સંવર્ધિત અને સંશોધિત આવૃત્તિના અંગભૂત ગણવાના એ ભાગ છે. કવિનાં બીજાં આખ્યાનોની આવી ઉપલબ્ધ બીજી આવૃત્તિઓ સંબંધી માત્ર સ્પર્શ કરીને જ આ મુદ્દો અહીં છોડી દેવો પડે છે. પ્રેમાનંદના અનુયાયી કવિઓમાં તેમના કાવ્યની મોહિની વધતી ગઈ તેથી તેમણે તેમાં ઉમેરા કર્યા હશે એ વાત અસંભવિત નથી.

'સિલેકશનસ્ ફ્રોમ કલાસિકલ ગુજરાતી લિટરેચર—ભાગ ત્રીજો' (સં. ડૉ. એર્ચ તારાપોરવાલા) એ કલકત્તા યુનિવર્સિટીના ગુજરાતી અભ્યાસક્રમને માટે તૈયાર કરેલો સંપાદન–ગ્રંથ છે. મુંબાઈ યુનિવર્સિટી જ્યારે શિષ્ટ ભાષા અને પ્રાન્તિક ભાષાઓની મહત્તાનો પ્રશ્ન ચર્ચવામાંથી ઊંચી પણ આવી નહોતી ત્યારે સર આશુતોષ મુકરજીની ૧૯૧૮માં જાહેર કરેલી વિશાળ યોજનાને પરિણામે ૧૯૨૪માં આ ગુજરાતી સાહિત્ય–સંકલનનો પહેલો ભાગ પ્રકટ થયો હતો. તે પછી ૧૯૩૦માં બીજો અને ૧૯૩૬માં આ ત્રીજો ભાગ પ્રકટ થઈ શક્યો છે: તેમાં દયારામ સુધીના યુગની કવિતાનો સમાવેશ કર્યો છે. પરપ્રાન્તમાં રહેનાર અને ગુજરાતી સાહિત્યનો પરિચય સાધવા ઇચ્છનારની સુગમતા ખાતર કવિપરિચય વગેરે મુદ્દાસર અંગ્રેજી નોંધમાં ડૉ. તારાપોરવાળાએ આપ્યું છે. ૧૯૩૬માં પ્રકટ થયા છતાં ચાલુ સાલમાં મને તે સંગ્રહ મળ્યો તેથી તેનો પરિચય અહીં કરાવ્યો છે. 'શ્રી. કનૈયાલાલ મુનશીની સાહિત્યસેવા'નું અંગ્રેજી પ્રકરણ લખનાર આ પારસી વિદ્વાનનો ગુજરાતી સાહિત્યનો પરિચય સુવિદિત છે.

'દૂહાની રમઝટ' (સં. ગોકુળદાસ રાયચુરા અને ગઢવી મેરુભા)માં 'દોહા' જેવા પ્રાકૃત છંદમાં રચાયેલાં સુભાષિત મુક્તકોનો સંગ્રહ આપવામાં આવ્યો છે: પાંચસો દૂહાના એ સંગ્રહને સમસ્યા અને પ્રહેલિકાની ઢબે સામસામા ઉત્તરો અથવા એક બીજાની અર્થપૂર્તિ કરનારા દૂહા તરીકે ગોઠવ્યા છે. 'આદિવચન'માં દૂહાની રચના, તેની વેધક શક્તિ તથા તેના વૈવિધ્ય વિશે વિચારપૂર્ણ લખાણ જોડેલું છે. ભાષાની દૃષ્ટિએ બધા દૂહા અભ્યાસીએ તપાસવા જેવા છે: તેમાંના કેટલાક દસમા શતકમાં મળી આવતાં પ્રાકૃત અપભ્રંશ સુભાષિતોની છાયા જેવા છે: કેટલાક શામળ દલપતના સમયના અને પ્રમાણમાં આધુનિક લાગે તેવા છે. કેટલાક પ્રાન્તિક શબ્દોનો કોષ

જોડયો હોત તો સંગ્રહ શાસ્ત્રીય બની શકયો હોતઃ પરંતુ સંપાદકોનો હેતુ માત્ર તેને આમવર્ગની દૃષ્ટિએ ચલણી બનાવવાનો હોવાથી આવી આશા રાખવી વધારે પડતી છે. આવા બીજા ઘણા સંગ્રહો માટે હજી અવકાશ છે: તે કામ લોકસાહિત્યના આ મિશનરીઓએ ઉપાડવા જેવું છે. 'દૂહાની રમઝટ'ને શહેરી જનતામાં જાણીતી કરવા માટે તથા તેનો રેકર્ડદ્વારા પ્રચાર કરવા માટે બન્ને શાયરોને અભિનંદન ઘટે છે.

'ગવરીકીર્તન માલા' ( સંશોધક 'મસ્ત' ) એ આજથી પોણાબસે વર્ષપર થઈ ગયેલી રજપૂતાનાના વાગડ પ્રાંતમાં આવેલા ગિરપુર–ડુંગરપુરની નાગર બ્રાહ્મણ બાઈનાં પદોનો સંગ્રહ છે. સં. ૧૮૧૫માં જન્મેલી ગવરીબાઈ પાંચ વર્ષની વયે બાલવિધવા થઈ; અને પરમેશ્વરને પોતાનો પતિ કહેવા લાગી. સમજણ આવતાં જ્ઞાનવૈરાગ્યના જોર પર જીંદગી ગાળવાનો નિર્ધાર કર્યો. ડુંગરપુરના રાજા શિવસિંહજીના દરબારમાં ગવરીબાઈની પ્રભુભક્તિની સુવાસ પહોંચી. ધર્મનિષ્ઠ રાજાએ પ્રભુપરાયણા બાઇ માટે સં. ૧૮૩૬માં એક મંદિર બંધાવી આપ્યું; અને લાલજીની મૂર્તિ પધરાવી ત્યાં યાત્રીઓ માટે સદાવ્રત ચાલુ કર્યું. ગવરીબાઈ કીર્તનો રચતી અને ભજન કીર્તન કર્યા કરતી. સંતસાધુઓના સહવાસથી તેનામાં વેદશાસ્ત્રાદિનું જ્ઞાન આવતાં એ બહુશ્રુત બની: અને સમાધિ ચડાવતાં પણ શીખી; સાધ્વીવેશમાં રહેતી ગવરીબાઇનો ઝોક જ્ઞાન તરફ વિશેષ વળવા લાગ્યો. સં. ૧૮૬૦માં પોતે ગોકુલવૃન્દાવન જવા નિકળ્યાં. માર્ગમાં જયપુરના રાજાએ તેનું સન્માન કર્યું. ગોકુલયાત્રા કર્યા પછી એણે કાશીવાસ કર્યો: અને પોતાનો અંતકાળ આવેલો લાગતાં સં. ૧૮૬૫માં યમુનાતટપર મધુવનમાં આવી રામનવમીને દિવસે સમાધિ લીધી. અસ્ત થયેલા મધ્યકાલીન યુગની કવિતાનાં છસોએક પદનું આ સંપાદન ઉપકારક છેઃ દેવનાગરી લિપિમાં તેને પ્રકટ કરવાથી તેનો વાંચકવર્ગ વધશે તે નોંધવું ઘટે છે.

'કેકારવ'માંથી કથાકાવ્યો, કુદરતકાવ્યો અને ઊર્મિકાવ્યોની ૩૪ કૃતિઓ વીણીને 'ગ્રામમાતા અને બીજાં કાવ્યો' (સંપાદકઃ શ્રી. નવલરામ ત્રિવેદી)ના નામથી આ સંગ્રહ સંપાદકે આપ્યો છે. ઉપયોગી કલાપી-જીવનની પિછાન અને કવિતાનું સમતોલ વિવેચન તેમાં જોડેલું છે. સંપાદકની વિદ્વત્તા અને શક્તિનો પરિચય આપણને તેમાંથી થાય છે. તેનાં ટિપ્પણ પણ ઉપયોગી અને વિચારપ્રેરક છે.

કલાપીની કવિતામાંથી ચોક્કસ વર્ગીકરણ કરી આવા પ્રકારનો એક

સંગ્રહ થવાની જરૂર હતી જ. પ્રસ્તુત સંગ્રહથી તેમજ બીજા જ સંગ્રહ ('હૃદયત્રિપુટી અને બીજાં કાવ્યો') દ્વારા—જે મને મળ્યો નથી—કંઈક આ ધોરણે સંપાદન થયું છે: છતાં એને બદલે એક લાક્ષણિક સંગ્રહમાં સારામાં સારૂં બધું વિવેકસર સમાવવામાં આવ્યું હોત તો કલાપીનો પરિચય ઝંખનાર વાચકવર્ગને બબ્બે સંગ્રહો વસાવવા ન પડત; પરંતુ આવાં સંપાદનો પ્રકાશકોની જરૂરિયાત પ્રમાણે કરી આપવાં પડતાં હોવાથી તેના વિદ્વાન સંપાદક શ્રી. નવલરામનો અમે વાંક કાઢતા નથી.

ગઈ પેઢીના શિષ્ટ કવિઓને આપણે નવીનોની આંખ આગળથી ભૂલાવવા ન માગતા હોઈએ તો હવે એવો સમય આવી પહોંચ્યો છે જ્યારે આપણા કેટલાક બ્રિટીશ યુગના કવિઓના અનેક કાવ્યસંગ્રહોમાંથી તેમની માત્ર લાક્ષણિક કૃતિઓનો એકએક સંગ્રહ સવેળા તૈયાર કરીએ: નર્મદાશંકર, દલપતરામ, નરસિંહરાવ, ખબરદાર, બોટાદકર, ન્હાનાલાલ—વગેરેમાંથી આર્નોલ્ડે જેમ બાયરન, શૅલી, કીટ્સ, ટૅનિસન વગેરેમાંથી પસંદગી કરી છે, ટિપ્પણી, પ્રસ્તાવના વગેરે જોડયાં છે: અને કવિનું વૈશિષ્ટ્ય બતાવનારાં તેનાં કાવ્યોમાંથી પહેલા વર્ગનાં બધાં કાવ્યોનો તેમાં સમાવેશ કર્યો છે: કવિ સંબંધી જીવનપરિચય, ગ્રંથપરિચય, શૈલીપરિચય, તેનું સાહિત્યના મંદિરમાં સ્થાન—અને છેવટે કવિ સંબંધી જેમણે જેમણે અભ્યાસનોંધો પ્રકટ કરી હોય તેની કાલાનુક્રમ લેખસૂચિ તથા કવિના સમગ્ર ગ્રંથોની સૂચિ—એવી પદ્ધતિએ આપણા કવિઓનો પરિચય આપવાની અગત્ય ઊભી થઈ છે. આપણી સાહિત્યપોષક પ્રસિદ્ધ સંસ્થાઓ, કોઈ મુખ્ય સંપાદકની દેખરેખ નીચે જુદાજુદા સંપાદકોદ્વારા આવું કામ જરૂર ઊપાડી શકે છે.

'નર્મદનું મંદિર—પદ્યવિભાગ' (સં. વિશ્વનાથ ભટ્ટ)ની બીજી આવૃત્તિ આ સાલમાં પ્રગટ થઈ છે: એમાં કવિની સર્વકાલીન રસવત્તા કે ઉપયોગિતાવાળી કવિતા પ્રત્યે આજના વાચકવર્ગને અભિમુખ કરવાની નેમ છે: તે સહૃદયી રસિક સંપાદકને હાથે સુંદર રીતે પાર પડી છે: છતાં અભ્યાસીઓ તથા સામાન્ય વાંચકો બન્નેને એકીસાથે સંતોષે એવી 'નર્મ-કવિતા'ની આવૃત્તિ, ઉપર જણાવેલા ધોરણે, તૈયાર થવાને હજી અવકાશ છે: નર્મદની કવિતાકલાના ઘડતરનો વિકાસક્રમ વાંચકની નજર બહાર ન રહે તેટલા સારુ 'વજેસંગ-ચાંદબા' જેવી પદ્યવાર્તામાંથી પણ અવતરણો આપીને પુરોગામી કવિઓમાંથી પીધેલાં પ્રેરણાજલનો ખ્યાલ વાંચકને અપાયો હોય તો એ અંગથી 'મંદિર'નો એ અવડ ખૂણો વિશેષ શોભત.

'લલિતકાવ્યસંગ્રહ' (સં. પ્રસન્નરાવ વ્યાસ) એ નર્મદાશંકરના ઉત્તરકાલના સમકાલીન અને સુરતના શિક્ષક, કવિ તથા નાટકકાર લલિતાશંકર વ્યાસ (૧૮૪૯–૧૯૨૧)નાં કાવ્યોનો સંગ્રહ છે. ગુજરાતી વાંચનમાળાની પાંચમી ચોપડીમાં 'પરેશા વિશ્વેશા, અકલિત તહારી કૃતિ ગતિ'વાળી 'પ્રભુકૃતિ' સંબંધીની કવિતાથી તેમનું નામ જાણીતું છે. સંગ્રહમાંનાં કાવ્યો પ્રાસંગિક સ્વરૂપનાં છે. તેમનાં નાટકોમાંનાં ગીતો ધ્યાન ખેંચે તેવાં છેઃ પરંતુ તેમાંથી ગેયતત્ત્વને જુદું પાડીએ તો તેમાંનું કવિત્વ આછુપાતળું જણાઈ આવે છેઃ છતાં એમના યુગની કવિતાના અભ્યાસીને આ સંગ્રહ ઉપયોગનો છે.

'ગ્રામભજનમંડળી' (સં. જુગતરામ દવે) તથા 'સ્વરાજ્યનાં ગીતો' (સં. કલ્યાણજી મહેતા, બીજી આવૃત્તિ) એ બે વિશિષ્ટ હેતુથી કરવામાં આવેલા ગીતસંગ્રહો છે. 'ભજનમંડળી'ની સંસ્થા આપણાં ગામડાંઓના વિકાસમાં મહત્ત્વનો ભાગ ભજવે છેઃ અને શ્રી. રમણલાલ દેસાઈની 'ગ્રામલક્ષ્મી'માં તથા શ્રી. ચંદ્રવદન મહેતાની 'રતન'માં તેનાં દર્શન કરાવવામાં આવ્યાં છેઃ એ પ્રાચીન જ્ઞાનસંસ્કારવિનિમયની લોકભોગ્ય સંસ્થા જનપદમાં સાહિત્ય, સંગીત તથા કલાની ત્રિપુટીનો સુમેળ સાધે છે; અને ગ્રામજનોની કુંળી તથા મૃદુ લાગણીઓને સમાનતાના હક્કથી વ્યક્ત કરવાની તક મેળવી આપે છે. આ પ્રાચીન ભજનસાહિત્યમાં નવજીવનનો પ્રાણ ધબકાવી, નવયુગનાં ભજનોને યોગ્ય સ્થાન મળે તે હેતુથી શ્રી. જુગતરામે ભજનસમાહ યોજવામાં ઉપયોગી થાય એવી સાત 'મંડળી' માટેનાં ભજનો સંગ્રહ્યાં છે. તેની બે આનાની કીંમતથી 'આશ્રમ–ભજનાવલિ'ની લોકપ્રિયતા આ સંગ્રહ મેળવે તો નવાઈ નહીં લાગે.

'સ્વરાજ્યનાં ગીતો'નું સંકલન '૩૦માં કરવામાં આવેલું, અને '૩૧–૩૨ની લડતમાં તેનો થતો ઉપયોગ સરકારની આંખે ચડ્યો હતો. તેથી એ જપ્ત થયું હતું. કોન્ગ્રેસ પ્રધાનમંડળના અમલ દરમ્યાન હરિપુરા મહાસભાના પ્રસંગે તેની બીજી આવૃત્તિ થવા પામી છેઃ તેમાંથી કેટલુંક પ્રાસંગિક કાઢી નાખી, નવો ઉમેરો ઠીકઠીક કરવામાં આવ્યો છેઃ ત્રીજા દસકાના 'અસહકારયુગની ગીતા' એને કહીએ તો ચાલે.

વિશાળ ધર્મભાવનાવાળા મહારાજશ્રી નાનચંદ્રજી સ્વામીએ કરેલો "પ્રાર્થનાપદ"નો સંગ્રહ ભાવિકોમાં પ્રસિદ્ધ છેઃ તેમાં સર્વધર્મમાંથી હૃદયને અસર કરે તેવાં પદો સંઘરવામાં આવ્યાં છે.

મુંબઈ યુનિવર્સિટીનો '૩૯ની મેટ્રીક પરીક્ષા માટેનો 'ગદ્યપદ્યસંગ્રહ' પણ શાળાનું પાઠ્યપુસ્તક હોવા છતાં નોંધપાત્ર છે. તેમાંની પસંદગીનું ધોરણ,

સંપાદનની જોખમદારી તથા એકંદરે શુદ્ધ સાહિત્યનો પરિચય કેળવવા માટે યોજાયેલા લાક્ષણિક સંગ્રહ તરીકે તેની સમીક્ષા વિવેચકોએ મંડનાત્મક પદ્ધતિએ કરવાની જરૂર છે. અહીં તો માત્ર તેના અસ્તિત્વની નોંધ જ લેવાનું બની શકયું છે.

ઉપર એકવાર કહ્યા છતાં, ફરીથી કહેવું પ્રાપ્ત થાય છે કે ગુજરાતી સાહિત્યનું સૌથી નબળું અંગ નાટક છે. નાટકોના ગ્રંથોની સંખ્યા પ્રમાણમાં થોડી છે એટલું જ નહીં, પણ નાટકો કહેવાતી ઘણીખરી રચનાઓમાં સંભાષણની હારમાળા જ હોય છે; કારણકે આપણે ત્યાં ઘણેભાગે પાઠ્ય નાટકો, સંસ્કૃત ઘાટીપર રચાયાં હોય છે: અને વળી રંગભૂમિ અને સાહિત્યજગત વચ્ચેનું અંતર જેટલું ગુજરાતમાં છે તેટલું ભાગ્યે હિંદના બીજા પ્રાંતમાં હશે.

**નાટકો :**
**(તખ્તાલાયકીનાં):**

બાકી કલ્પનાપ્રધાન સાહિત્યમાં નાટકનું સ્થાન સર્વશ્રેષ્ઠ છે. વસ્તુને પ્રત્યક્ષ કરવાને નાટક જેવું બીજું બલવાન સાધન નથી. લોકોને કેળવવાને, તેમની લાગણીઓ સમૃદ્ધ કરવાને, તેમની ગ્રામ્યતા શુદ્ધ કરવાને, તેમને અન્યના ચિત્તવ્યાપાર સમજતા કરવાને, એક જ લાગણીનો અનેક હૃદયમાં એકસાથે જુવાળ લાવવાને રંગભૂમિ જેવું બીજું એકકે સાધન નથી. નાટકકાર જેટલો બીજો કોઈ સાહિત્યકાર પોતાના ભાવુકોની સાથે પ્રત્યક્ષ સંબંધ બાંધી શકતો નથી.

ચાલુ વર્ષમાં અગિયાર પુસ્તકો આ વિભાગમાં મળ્યાં છે. તે સૌનું આગળ પડતું લક્ષણ-જેનું આગળ સૂચન કર્યું છે-તેની તખ્તાલાયકી માટેનો પ્રયત્ન છે. આમાંથી દ્વિજેન્દ્રલાલ રાયના 'શાહજહાં'નો અનુવાદ (ઝવેરચંદ મેઘાણી, બીજી આવૃત્તિ) તથા શ્રી. અત્રેના **ઘરા બાહેર**નો 'ઉંબર બહાર' અનુવાદ (અનુ. મૂળશંકર પાધ્યા) એ તો ભજવાઇ ગયેલાં જ નાટકો છે; અને 'અંજની' (રમણલાલ દેસાઈ), 'વ્હેમનાં વમળ' (કુલીનચંદ્ર દેસાઇ), 'યુગદર્શન' (મૂળજીભાઈ શાહ) તથા 'પરી અને રાજકુમાર' (રમણલાલ દેસાઇ) અને 'સંવાદો' (સ્વ. વ્યોમેશચંદ્ર પાઠકજી)—એટલા બિનધંધાદારી નટોએ રંગભૂમિ પર રજૂ કરેલા નાનામોટા નાટ્યપ્રયોગો છે.

'મૃગતૃષ્ણા' (ખટાઉ વલ્લભજી જોષી), 'યોગી કોણ ?' ('દિવ્યાનંદ'), તથા 'વૈશાલીની વનિતા' (પ્રહ્લાદ ચંદ્રશેખર દીવાનજી) અને 'રાજાની રાણી' (રમણિકલાલ દલાલ) એ ચારેમાં પણ ઘણા સંવાદો જોરદાર, વસ્તુનો ઊકેલ સૂચવનારા તથા શ્રોતાઓના ધ્યાનને ખેંચી રાખનારા છે. 'રંગભૂમિ પરિષદ'-દ્વારા આપણાં તખ્તાલાયકીનાં નાટકોમાંથી અમુકઅમુક પ્રવેશો લઇ, દરવર્ષે

'નાટ્ય પ્રયોગો' યોજવામાં આવે તો પ્રેક્ષકોની તેમ જ લેખકોની નાટ્યલેખન સંબંધીની સમજ સંસ્કારી તથા શાસ્ત્રશુદ્ધ બનવામાં ઉપકારક થયા વગર નહીં રહે.

'શાહજહાં' એ શેક્સપિયરના 'કિંગ લિયર' સાથે સરખાવાતા બંગાળી ભવ્ય નાટકનું પ્રતિબિંબ આપતો સુંદર ભાષાવતાર છે. બાર વર્ષ પહેલાં એ પ્રગટ થયું ત્યારે પણ એ ખૂબ ગમી ગયું હતું. આજે એની બીજી આવૃત્તિ આપણને મળે છે.

'ઉંબર બહાર' (અનુ૦ મૂળશંકર પાધ્યા)એ પ્રો. અત્રેના મરાઠી નાટકનું સબળ, સરળ અને શુદ્ધ ભાષાંતર છે. બહારથી સભ્ય અને ખાનદાન પુરુષો કેવા દુર્ગુણી અને દંભી હોય છે અને પોતાની સામે થનારને કેટલે સુધી હેરાન કરી શકે છે તેનો આમાં સબળ ચિતાર છે. શ્રીમંત સસરો પોતે જ લંપટઃ છતાં પોતાની પુત્રવધૂપર પરપુરુષગમનનું આળ મૂકી તેને ઘર બહાર કાઢી મૂકાવે છે. મ્યુનિસિપલ સ્કુલોની શિક્ષિકાઓનો પ્રેમશિકારી મ્યુનિસિપલ સભ્ય દોલતરાય વકીલ, પોતાને આશ્રયે આવેલી શિક્ષિકા બનેલી પેલી પુત્રવધૂ નિર્મળાનો પ્રણયાકાંક્ષી બનેલો રજૂ થાય છે. તે પછી તુર્ત જ નિર્મળાનો પરતાયેલો પતિ પાછો તેડવા આવે છે: ને નિર્મળા પોતાના બાલક પ્રત્યેના પ્રેમથી ખેંચાઇને પતિગૃહમાં ફરીથી દાખલ થાય છે. આમ વસ્તુ નજીવું, તેમાં પાછા લાગણીઓના ઝંઝાવાત, આક્રોશપૂર્ણ લાંબા સંવાદો–એમ કરતું નાટક પૂરું થાય છે. લેખકની રંગદર્શી કલાને લીધે નાટક તખ્તા માટેનું સુંદર હળવું સર્જન છે. અનુવાદકને અભિનંદન ઘટે છે.

'વૈશાલીની વનિતા' (પ્રલ્હાદ ચંદ્રશેખર દીવાનજી)માં ઈ. સ. પૂર્વે ચોથા સૈકાના હિંદનું ધાર્મિક, રાજકીય, સામાજિક તથા આર્થિક એમ–અનેકવિધ વાતાવરણ નાટકની ભૂમિકા તરીકે લેવામાં આવ્યું છે; અને તે સમયના જીવનનું પ્રતિબિંબ ખડું કરવાની લેખકની ધારણા છે. તે સમયના આર્ય હિંદુઓના સામાજિક જીવનના–વર્ણવ્યવસ્થા, અસ્પૃશ્ય જાતિઓ સાથેનો વ્યવહાર, આન્તર જાતીય વિવાહ, અનેક જાતના પુત્રોનું સમાજમાં સ્થાન –વગેરે પ્રશ્નોને નાટકમાં વણી લેવામાં આવ્યા છે. વર્તમાન સમાજ જીવનમાં એના એ પ્રશ્નો નવા સ્વરૂપે દેખા દેવા લાગ્યા છે: તેને પ્રતિચ્છાયારૂપે લેખકે આંખ આગળ રાખ્યા હોય એમ જણાય છે. આ પ્રયોગમાં, લેખકનો અભ્યાસ તથા પરિશ્રમ જેટલાં જણાય છે તેટલા પ્રમાણમાં નાટ્યકલાની પ્રતિભા કે સ્વાભાવિકતા દેખાતાં નથી.

સંસ્કૃત ક્લાસિકલ નમૂનાઓની ધાટીપર આ પંચાંકી નાટકની રચના થયેલી છે: છતાં તે સળંગ ગદ્યપ્રયોગ છે એટલું તેમાં જુદાપણું છે. મરાઠીમાં સાગ્રસંગીત-સંગીતપ્રધાન નાટકો તેમ જ કેવલ ગદ્યસંવાદોનું જ નાટક-એ એ છેડાપરના સફળ પ્રયોગો થયેલા છે. પરંતુ સળંગ ગદ્યમાં થયેલો આ ગુજરાતી પ્રયોગ તખ્તાલાયકીનો છે કે નહિ તે તો અખતરો કર્યે સમજાય. સંવાદોનું ગદ્ય સ્વાભાવિક હોવું જોઇએ અને તે ચંપૂઓ જેવું પ્રયત્નસાધ્ય કે ઊંચી ભૂમિકાપર હમેશ વિહરતું ન હોય. આ નાટકમાંના કેટલાક સંવાદોનું દીર્ઘસૂત્રીપણું તેને બહુધા પાઠ્ય કોટિમાં મૂકી દે છે. નાટકનો છેલ્લો પ્રવેશ જે રીતે પૂરો થાય છે તે રીતે કોઇ પણ પ્રયોગ પૂરો થાય કે કેમ તે વિચારવા જેવું છે.

નાટકમાં પાત્રપરત્વે ભાષા બ લાવી જોઈએ એમ તો કવિ નાનાલાલ સિવાય બધા યે માને છે. ખાસ કરીને ગૌણ પાત્રોની ભાષા તો પ્રચલિત શિષ્ટ ગણાતી ભાષાની પ્રાકૃત અથવા અપભ્રંશ હોય તો જ તેમાં સાહજિકતા આવે. આ નાટકમાં 'આહિર' કહેલા દુદુંભીની તથા બીભત્સકની ભાષા માટે, ' દૂબળા બોલે છે તેવી સુરતી બોલી 'નો પ્રાન્તિક ભેદ લેખકે યોજ્યો છે. તેથી ઇ. સ. પૂર્વે ચોથા સૈકામાંથી આપણે વર્તમાન સમયની ખૂબ નજીક આવી પડીએ છીએ એવો આભાસ થાય છે. સ્વર્ગસ્થ દી. બા. કેશવલાલ ધ્રુવે તેમના સંસ્કૃત નાટકોના અનુવાદોમાં મૂળ પ્રાકૃતોને બદલે ગૌણ પાત્રોની દેશી ભાષા રાખવા સંબંધી રાખેલી ચીવટાઈ અહીં સંભારવા જેવી છે. શુદ્ધ સાહિત્યના પ્રદેશમાં પ્રવેશ કરનાર પુરાતત્ત્વના અભ્યાસી એવા આ લેખકને આ નાટક માટે અભિનંદન ઘટે છે.

શ્રી. રમણલાલ દેસાઈના નવલકથાના સર્જન ઉપરાંત બીજાં ઘણાં ક્ષેત્રોમાં ચાલુ સાલે વિહાર જોઈ તેમને અભિનંદન આપીએ છીએ. વિવેચન-સાહિત્યમાં ' જીવન અને સાહિત્ય 'નો બીજો ભાગ અને નાટકસાહિત્યમાં 'અંજની' તથા 'પરી અને રાજકુમાર તથા બીજાં પાંચ નાટકો' એ એમનો ફાળો છે. નવલકથામાં તેમના જૂના ગ્રંથોની નવી આવૃત્તિઓ ઉપરાંત ઐતિહાસિક વિભાગમાં 'ક્ષિતિજ'ની અને 'ઠગ'ની વાર્તા એ એમના જાણીતા ક્ષેત્રમાં નવો ફાળો છે. અવલોકનના વર્ષમાં બીજા એક એવા લેખક જેમનો ફાળો એટલો જ વિપુલ તથા કીમતી છે તે શ્રી. ઝવેરચંદ મેઘાણી: તે માટે વિશેષ આગળ ઉપર લખીશું.

ગ્રંથાકારે લેખનની પહેલી શરૂઆત શ્રી. રમણલાલે નાટકથી જ કરેલી

હતી. 'સંયુક્તા' (૧૯૨૧) અને 'શંકિતહૃદય' (૧૯૨૪) પછી લગભગ પંદર વર્ષે તેમણે એમના લેખનપ્રારંભના નાટ્યકલાના પ્રયોગો તરફ ધ્યાન લગાડયું છે. પ્રાચીન રંગભૂમિની સિદ્ધિઓ તથા શકયતાને પૂરેપૂરો લાભ ઉઠાવી, પ્રસંગે પ્રસંગે નવાં તત્ત્વો યુક્તિથી દાખલ કરી; એમણે 'અંજની' લખ્યું છે: કહેવાની જરૂર નથી કે રંગભૂમિ માટે જ નજર રાખીને તેમનાં નાટ્યસર્જનો થયેલાં છે: કવિ તરીકે શ્રી. રમણલાલમાં ગીતતત્ત્વ આગળ પડતું અને મનોરમ પ્રકારનું છે એ તેમના 'નિહારિકા'ના સંગ્રહ ઉપરથી જ જોઈ શકાય છે. એટલે 'અંજની'માંનાં ગીતો એ બહુ સારી કવિતા છે એટલું એનું વૈશિષ્ટ્ય છે. કેસરલાલનું પાત્ર શરૂઆતથી હાસ્ય, કટાક્ષ તથા વ્યંગ્યોક્તિથી તથા તેની છેવટ સુધીની નિમકહલાલીથી ખૂબ યાદ રહી જાય તેવું સર્જાયું છે. 'શંકિતહૃદય'માંના 'કવિ'ની આ સંસ્કારેલી આવૃત્તિ જણાય છે. તે પાત્ર જીવંત રહેશે. 'કામદહન'નું અંતર્નાટક એ એક નવું ધ્યાન ખેંચે તેવું અંગ છે.

'જગતને ધનની–વૈભવની–સુખની વહેંચણી કરતાં હજી સુધી આવડયું નથી; અને તેની અવ્યવસ્થામાં જ આપણા સમાજનું દુઃખ સમાયું છે:' એટલે આ નાટકમાં તેવી અવ્યવસ્થાને પરિણામે થતા વિખવાદ, હૈયાવરાળ અને નિસાસાઓનું આલેખન છે: માનવતાભરેલી સૃષ્ટિનું આબેહૂબ પ્રતિબિંબ ઝીલી તેને પાછું સમાજને સોંપવાનો તેમાં ઉદ્દેશ રહેલો છે, જેથી માનવ પશુ થતો અટકે અને દેવ થવા યત્નશીલ બને. નાટક સુવાચ્ય છે: લેખકની કીર્તિને તે ઊંચે ચડાવે કે નહીં: તોપણ તેને સ્થાનભ્રષ્ટ કરે તેવું તો નથી જ.

'પરી અને રાજકુમાર તથા બીજાં નાનાં પાંચ નાટકો'–એ ભજવવા જેવાં નાટકો ઍમેચ્યોરની જરૂરિયાતને લીધે રચાયાં છે. લાંબી નવલકથાઓ લખતાં લખતાં પણ શ્રી. રમણલાલે જેમ ટૂંકી વાર્તાના બે સુંદર સંગ્રહો આપ્યા છે, તેમ આ નાના નાટ્યપ્રયોગો નાટ્યસાહિત્યમાં તથા ઍમેચ્યોર રંગભૂમિ માટે શિષ્ટ અને કીમતી સાધન પૂરું પાડે છે. 'એક તક'માં આખી માનવજાતને મહામાયાએ આપેલી તકનો એણે કેવો દુરુપયોગ કરવા માંડ્યો છે તેનું સૂક્ષ્મ પૃથક્કરણ તેમાં કલાત્મક રીતે કર્યું છે; 'કામદહન'નું 'અંજની'માં યોજેલું અંતર્નાટક અહીં જુદું આપ્યું છે. દરેક નાટિકાનું નિરૂપણ કરવું એ આવડી નાની નોંધમાં અશકય છે. આખો સંગ્રહ સંવાદ-સાહિત્યમાં મૂલ્યવાન ઉમેરો છે: અને આ સાલની નાટિકાઓમાં જ નહિ પરંતુ એના આખા વિભાગમાં તે મોખરે રહેશે એમ લાગે છે.

સ્વ. બ્યોમેશચંદ્ર પાઠકજીકૃત 'સંવાદો' (સંપાદિકાઃ જયમનગૌરી પાઠકજી) ભજવવા માટે લખાયેલા હતા. સાહિત્ય, નીતિ તથા સમાજમાંના અનિષ્ટ અંશો પ્રત્યે કટાક્ષ કરી, તે દ્વારા રમૂજ આપવાનો તેમાં ઉદ્દેશ રહેલો છે. તેની ભાષા સરળ અને પ્રસંગાનુરૂપ હળવી પણ છે. બ્હેન જયમનબ્હેને આ પ્રકારનું પતિનું તર્પણ-કાર્ય આરંભ્યું છે; અને તેમના અક્ષર-દેહને ભક્તિપૂર્વક સાચવી રાખવા માટે આપેલી આ તેમની ત્રીજી અંજલિ છે. પૌરાણિક પાત્રોની આસપાસ વર્તમાન જીવનના પ્રશ્નો લેખકે ચર્ચ્યા છે: Social Satireના અંશો, જે આપણી મધ્યકાલીન અને તળપદી એવી 'ભવાઈ'ના એક એક પ્રવેશ જેવા 'સ્વાંગ'માં જોવાને મળે છે તેવા જ અંશો, અહીં કલાત્મક રીતે સંસ્કારી લેખકે ગૂંથેલા છે. પ્રેમાનંદ અને દયારામનો સ્વર્ગમાં ચિતવેલો સંવાદ વર્તમાન સાહિત્યજગતમાં પ્રવર્તતા મતમતાન્તરોની ઠીક ખબર લે છે.

'યોગી કોણ?' ('દિવ્યાનંદ') નાટક માટે એક સામયિકમાં આવેલું અવલોકનઃ "નાટકનું વસ્તુ ઉત્તમ છે, શૈલી મધ્યમ છે; છતાં વસ્તુવિકાસ તથા પાત્રાલેખન અધમ છે"–એ બહુ કડક અને લેખકને કંઈક અન્યાય કરે છે. શૈલીની અસ્પષ્ટતાથી નાટકનાં સારા તત્ત્વોને પુષ્કળ હાનિ પહોંચી છે તેની ના પડાય તેમ નથી; કારણ કે તેથી તેમાંના સુંદર વિચાર અને સંસ્કારભર્યા વાતાવરણને વાચક તરફથી અન્યાય થવાનો ભય રહે છે. ઉત્તમ વસ્તુને યોગ્ય, શિષ્ટ તથા સરળ એવી શૈલી પર હાથ બેસતાં આનાથી ઘણા સુંદર અને શિષ્ટ પ્રયોગો લેખક રચી શકશે એવું આ આશાવન્તું સર્જન કહી શકાય.

પોતાના સૌંદર્ય પર મોહી પડેલી એવા એક ગુણવાન પતિની પત્ની, એક લાલસાભર્યા પુરુષની કુદૃષ્ટિનો ભોગ થઇ પડે છેઃ બન્નેને પશ્ચાત્તાપ થાય છે: જીવનના માર્ગો બદલાઈ જાય છે: બધામાં પતિત પત્નીનો ક્ષમાવાન પતિ માન ઉપજાવે તેવો છે: અને પોતાનું ન હોવા છતાં પત્નીના બાલકને એ ઉછેરે છે: અને પોતાના બાલક પર પત્નીને પ્રેમ ઉપજાવે છે.

લેખકે નાટકમાં સ્વરચિત સામાન્ય ગીતો દાખલ કરવાને બદલે, દયારામ તથા નાનાલાલનાં કેટલાંક પ્રસંગાનુરૂપ ગીતોથી પ્રવેશને અંતે વાતાવરણને ઘટ્ટ બનાવવામાં સફળતા મેળવી છે; અને ગદ્યની એકતાનતા હળવી કરી છે. અહીં 'વૈશાલીની વનિતા'ના લેખકે પોતાના નાટકમાં ગીતો ન આપવા માટે એક જુદો જ બચાવ કર્યો છે તે સંભારવાનું મન થાય છે. એ લખે છે: "સ્વાભાવિક જીવનમાં માણસ પ્રસંગે પ્રસંગે ગાતો નથી, પણ માત્ર

બોલે જ છે. તેથી સંગીતની નાટકમાં જરૂર નથી; કારણ કે તેથી નાટકની સ્વાભાવિકતા જતી રહે છે." આ મત ચિંત્ય છે. નાટકની ઉત્પત્તિ સમજાવતાં ભરતમુનિએ ત્રણ વેદમાંથી સંવાદ, ગીત અને અભિનયનાં તત્ત્વોના એકીકરણથી 'રૂપકો' જન્મ્યાં છે એમ આપ્યું છેઃ તે તેમને ફરીથી વિચારવા માટે સૂચવું છું.

ખટાઉ વલ્લભજી જોશીનું 'લક્ષાધિપતિ હોઉં તો ?' (૧૯૩૫)–જેમાં સંવાદને નાટકનું રૂપ આપવામાં આવ્યું હતું તેના કરતાં, તેમનું આ વર્ષમાં પ્રકટ થયેલું નાટક 'મૃગતૃષ્ણા' ગુણવત્તામાં ઘણું આગળ જાય છેઃ પ્રો. બ. ક. ઠાકોર જેવા કડક છતાં તલસ્પર્શી વિવેચકનો 'પ્રવેશક' એને મળ્યો છે એટલું એનું સુભાગ્ય કહેવું પડે. પાત્રોનાં નામ પરથી નાટકનું નામ પાડવાને બદલે લેખકે તેના પ્રધાનસૂર પ્રત્યે ધ્યાન કેન્દ્રિત કરવાના હેતુથી આધિભૌતિક સુખવાદને 'મૃગતૃષ્ણા'થી ઓળખાવ્યો છે. ધનની તૃષ્ણામાં અથડાતા માનવસમુદાયના જુદાજુદા થરનાં વાસ્તવદર્શી ચિત્રો આપવા જતાં, એકાદ પ્રવેશ જરા વધારે ઘેરા રંગથી ચિતરાઈ ગયો છે તે બાદ કરતાં નાટક, વર્ષનાં સારાં નાટકોની ગણતરીમાં મૂકવા જેવું છે. સંવાદો મુદ્દાસર અને સચોટ–ભાષી છેઃ ગીતો પ્રાસંગિક અને વસ્તુના વાતાવરણને મનોરમ બનાવવામાં મદદ કરે છે.

'રાજાની રાણી' (પ્રયોજકઃ રમણિકલાલ દલાલ)માં મીરાં, જુલિયટ અને સ્વીડનની સાગરખેડતી મહારાણી એમ ત્રણ રાણીઓ સંબંધી નાટિકાઓ અંગ્રેજી પરથી સૂઝેલી હોય એમ નિવેદન પરથી જણાય છે. ભાષા સરળ છે અને નાનાં નાટકો ભજવવા માટે પુસ્તકો ખોળનારને આનાથી સારી મદદ મળશે. 'કલા ને કિરણ'ની ભાષા કંઈક વધારેપડતી ભાવનાશીલ અને શિષ્ટ વપરાઈ છેઃ તેથી તેનો પ્રચાર ઓછો થશે એમ લાગે છે.

'વહેમનાં વમળ' (કુલીનચંદ્ર દેસાઈ) દૃશ્ય નાટક તરીકે જ યોજાયું હોવાથી તેમાંના સંવાદો, ગીતો વગેરે રંગભૂમિને અનુસરતાં હળવા રાખવામાં આવ્યાં છે. 'ધરમપુર કલા સમાજે' આ સામાજિક પ્રયોગ ભજવ્યો હતો. તેની સફળતા લેખકને બીજા વધારે ભવ્ય અને ઉન્નત પ્રયોગો રચવા પ્રેરે તો નવાઈ નહીં. નાટકની સંવાદકલા વખાણને પાત્ર છે; પરંતુ ગીતોની રચનામાં કચાશ જણાઈ આવે છેઃ તેને મઠારવાની જરૂર હતી. જોડણીની કેટલીક અક્ષમ્ય ભૂલોને લીધે નાટકનું વાચન આંખને ખૂંચે છે. બીજી આવૃત્તિ વખતે તેનું સંસ્કરણ તેની કિંમત જરૂર વધારશે.

'યુગદર્શન' (મૂળજીભાઇ શાહ)નું નાટક પણ ભજવવા માટે રચાયું હોવાથી તખ્તાલાયકીને અનુકૂળ તેનું પોત–તેના સંવાદ તથા તેનાં ગીતો–રાખવામાં આવ્યાં છે. વડોદરામાં આ પ્રયોગ ભજવાયો પણ હતો. તેથી સ્વાભાવિક રીતે એક શિષ્ટ સાહિત્યપ્રયોગ તરીકેનાં તેનાં લક્ષણો કંઇક આછાં–પાતળાં થયાં છે. તેમાંનાં કેટલાંક ગીતોમાંથી રાસકવિની કાવ્યકલા પરખાઈ આવે છે. દેશસેવાનો સાંપ્રતકાળનો વિષય એ નાટકનું વસ્તુ છે તથા નાટકનું નામ સાર્થ છેઃ પ્રધાનપણે રાસકવિ એવા લેખકે ચાલુ સાલે સાહિત્યનાં બીજાં ક્ષેત્રો (નાટક તથા નવલકથા)માં પણ વિહાર કરવા માંડયો છે તે તેમના વિકાસ માટે પ્રોત્સાહક છે.

**સાહિત્ય વિવેચન:** વિવેચનના ગ્રંથોમાં, પહેલો મૂકવા જેવો ગ્રંથ તે શ્રી. રામનારાયણ પાઠકનાં "અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણ" સંબંધનાં મુંબઈ યુનિવર્સિટી સ્થાપિત વસનજી ઠક્કર વ્યાખ્યાનમાલાનાં '૩૭ નાં વ્યાખ્યાનોનો સંગ્રહ. કદમાં નાનાં છતાં તેની શાસ્ત્રીય પદ્ધતિથી પ્રૌઢીમાં મોટાં એવાં આ વ્યાખ્યાનોમાં અર્વાચીન કવિતાનાં વહેણનો ઉદ્ગમ તથા વિકાસનું ઐતિહાસિક નિરૂપણ છે. વ્યાખ્યાનોમાં કવીશ્વર દલપતરામની કાવ્યરીતિથી આરંભી મનઃસુખલાલ ઝવેરી સુધીના કવિઓની કાવ્યઘાટીનું અવલોકન છે. એ અવલોકનમાં કાવ્યનાં સર્જક તથા પ્રેરક બળો ઉપર દૃષ્ટિ ઠરાવવામાં આવી છે. ગુજરાતી કવિતાનું નવું પ્રસ્થાન થયે લગભગ પોણું સૈકું વીત્યા પછી તેના નવનવા પ્રયોગો, રીતિ, તેનાં પ્રેરકબળો, કાવ્યવિષયો, કાવ્યના કલેવરરૂપ શબ્દ, અલંકાર, પ્રાસ વગેરેની પદ્ધતિસરની અન્વેષણા આ વ્યાખ્યાનોમાં કરેલી છે.

દલપત–નર્મદથી શરૂ થયેલા આપણા યુગમાં કવિતાને લગતાં રુચિ–ધોરણો કેટકેટલીવાર બદલાયાં ને એક પછી એક નવીન કવિતાપ્રવાહનાં સંકોચબળ ભેદનારાં નૂતનબળો કેટલાં આવ્યાં તેનો પહેલા વ્યાખ્યાનમાં સુંદર ચિતાર છેઃ એ ચિતાર સૂક્ષ્મતા અને સમદૃષ્ટિથી અંકિત છે. નર્મદ–દલપતના વખતમાં કાવ્યનું જે રુચિ–ધોરણ હતું તેનાથી ધર્મ, ધર્માખ્યાન કે વાર્તાના જૂના વિષય ઉપરાંત તેમાં સંસારસુધારો ને નીતિબોધ–એ વિષયો વધ્યા. નર્મદની અંગત લાગણીનાં કાવ્યો એટલે કે આત્મલક્ષી કાવ્યોનો પ્રવાહ શરૂ થયો. સૃષ્ટિસૌંદર્ય અને ચિંતનનાં કાવ્યો નર્મદથી શરૂ થયાં. યુનિવર્સિટીની નવીન કેળવણીથી ઘડાયેલા રુચિતંત્રે શ્રી. નરસિંહરાવની 'કુસુમમાલા'રૂપે કાવ્યક્ષેત્રમાં દેખા દીધીઃ આ નવીન બલનાં ચાર

લક્ષણ : તેમાં આત્મલક્ષી કાવ્ય ઉત્તમ ગણાય છે : તેમાં સ્વરૂપનો, સંયમનો અને મહાન અથવા ભવ્ય વિષયનો આગ્રહ છે: એવું અન્વેષણને અંતે જણાયું છે.

કાળે કરીને આ નવીન બળો અતંત્રતામાં વ્યવસ્થા લાવનારાં થયાં ખરાં; પણ તે જ પાછાં કાવ્યના વિસ્તારને સંકોચનારાં પણ બન્યાં. એ સંકોચને ભેદતી નાનાલાલની કવિતા આવી. એના છંદોમેળના બાહ્ય રૂપના ત્યાગથી, કવિતાના અંતઃસ્વરૂપ પર ઘણી અસર થઈ. નવા કવિતાપ્રદેશો ઉઘડ્યા છતાં કવિતાના વિષયો જગતને સ્પર્શ કરી આઘા ખસી જનાર બની ગયા. એટલે એક નવા પ્રકારનું સંકોચબળ દાખલ થયું. તે સંકોચબળને ભેદનાર એવા અન્યબળનું ઉદ્ભવસ્થાન તે પ્રો. ઠાકોરની કવિતાપ્રણાલિ. તેણે કવિતામાં વિચારપ્રધાનતાનું તત્ત્વ આણ્યું; અને વિચારને પ્રાધાન્ય આપતા આપણા જમાનામાં જે જે નવા વિચાર અને 'વાદો' આવ્યા તેને કાવ્યમાં ઉતારવા કવિઓએ પ્રયત્ન કરવા માંડ્યો : અને બીજી તરફથી અમુક તો કાવ્ય ન કહેવાય—એવો વિષયપરત્વેનો આગ્રહી મત શિથિલ થવાથી કાવ્યના જૂના અને બોધપ્રધાન પ્રકારો પુનરુજ્જીવિત થયા. દલપત નર્મદના વખતમાં મનાતું કે ગમે તે વિષયપર કાવ્ય થઈ શકે : ગમે તે વક્તવ્ય કાવ્યમાં મૂકી શકાય : અને અત્યારે પણ (ઠાકોરસંપ્રદાયના લેખકોને ધ્યાનમાં લેતાં) આપણે લગભગ એ જ સ્થિતિએ આવ્યા છીએ : પણ ઇતિહાસનું પુનરાવર્તન કદી થતું નથી. માનવગતિ કદાચ ગોળ લાગે ખરી : પણ તે ડુંગર ફરતા ગોળ રસ્તા જેવી : પરંતુ યુગેયુગે આપણે આગળ વધીએ છીએ એ તો ચોક્કસ. ટૂંકામાં, અર્વાચીન કવિતાનાં વહેણોનો ઇતિહાસ આટલો છે: શ્રી. પાઠકે ઉચિત ઉદાહરણો વડે આ વિષયનું સુંદર પ્રતિપાદન કર્યું છે.

પહેલાંનાં વહેણ અને પ્રવર્તમાન વહેણ તરફ વિશેષ દૃષ્ટિ ઠરાવવાથી વચલા કાળમાં થઈ ગયેલા નાનાલાલ, ખબરદાર તથા બોટાદકરની કવિતા-કલાની વિવેચના આપણે ઇચ્છીએ તેટલા પ્રમાણમાં મળી નથી. તે વિશેષ મળી હોત તો વિશેષ લાભ થાત. એકંદરે લખાણનું સ્વરૂપ 'વ્યાખ્યાન'નું હોવાથી પુસ્તકમાં કેટલુંક સંક્ષેપમાં કહી શકાય તેમ હતું તેનો તેમને વિસ્તાર કરવો પડ્યો છે; અને તેથી પછીનાં વ્યાખ્યાનોમાં કેટલાંક પૂર્વકથનોનું પુનરાવર્તન પણ કરવું પડ્યું છે. તેને લીધે પુસ્તક, વિષયના એકદેશને સ્પર્શ કરે છે. ઘણા આનુષંગિક મુદ્દાઓનો માત્ર ઉલ્લેખ કરી તેમણે તે પડ્યા મૂક્યા છે. એટલે સાહિત્યના એક સ્વતંત્ર, શાસ્ત્રીય મીમાંસાના ગ્રંથ તરીકે આ વ્યાખ્યાનો અપૂર્ણ-

અધૂરાં, અને કેટલીકવાર તો વ્યાખ્યાતાએ આ પહેલાં કરેલી આ વિષયની બીજી ચર્ચાઓનાં પૂરક હોય એવી રીતે તે યોજાયાં છે. પરંતુ આ મર્યાદા વ્યાખ્યાનોના સ્વરૂપને લીધે છે. વિવેચનાના શાસ્ત્રીય ગ્રંથ તરીકે જો આ વ્યાખ્યાનોને ફરીથી લખવામાં આવે તો લગભગ ચોથા ભાગનું લખાણ તેમાંથી નીકળી જાય અને અન્યત્ર કરેલી કાવ્યચર્ચા વડે એ જગાને તેઓ ભરી શકે અને પરિણામે સંપૂર્ણ ગ્રંથ આપણને આપી શકે.

'સાહિત્યકળા' (પ્રો. મોહનલાલ દવે)નો સાહિત્ય સંબંધીના નિબંધોનો સંગ્રહ એ વિવેચનસાહિત્યનાં જુદાં પ્રકાશનો ચાલુ દસકામાં છપાવા માંડ્યાં છે તેનાં આંદોલનને આભારી છે. વીસમી સદીના પહેલા બે દસકામાં જે સમર્થ, ચેતનવંતા અને સંસ્કારી શૈલીવાળા યુનિવર્સિટીના સ્નાતકોનો લેખકવર્ગ કામ કરી રહ્યો હતો તેમાં પ્રો. મોહનલાલ દવેનું સ્થાન મોખરે હતું. તે વખતમાં 'વસન્ત' માસિકમાં લેખ છપાય એ સાક્ષરતાની મોરછાપ જેવું મનાતું હતું : તેવી કપરી કસોટીના વખતમાં તેમનો—જેના નામપરથી આખા સંગ્રહનું નામ પાડયું છે તે—'સાહિત્યકળા'નો લેખ, ૧૯૦૯માં પ્રસિદ્ધ થયો હતો. શ્રી. દવેનું માનસિક બંધારણ સૌમ્ય અને શાન્ત પ્રકારનું છે તેથી શુદ્ધ સાહિત્યના નિબંધો એ લખે તેમાં નવાઈ પામવા જેવું કંઈ લાગતું નથી; પરંતુ તેમને જ્યારે 'હાસ્યરસ' સંબંધી માર્મિક ચર્ચા અને ઉદાહરણોથી પોતાના વકતવ્યનું સમર્થન કરતા જોઈએ છિયે ત્યારે એ શાન્ત મુખ, મુખમાં જ હસતું અને હસાવતું આશ્ચર્ય પમાડે છે. ૧૯૧૨ની વડોદરામાં મળેલી ગુજરાતી સાહિત્યપરિષદ વખતે તેમણે 'ફિલસૂફ'વાળું દૃષ્ટાંત વાંચી સંભળાવ્યું હતું તે દૃશ્ય મારી આંખ આગળ આજે નોંધ લખતી વખતે ખડું થાય છે. ખેદની વાત એટલી છે કે તે પછી ત્રીજા અને ચોથા દસકામાં, તેમની સાધારણ તબિયતને લીધે તેમણે વિશેષ લખ્યું નથી : અને તેથી નવો લેખકવર્ગ તેમને ઓછો પિછાને છે. તેમનો 'કાવ્યસંગ્રહ' પણ પ્રકાશનની રાહ જુવે છે.

વાર્તાકાર ઉપરાંત શ્રી. રમણલાલ દેસાઈ નિબંધકાર, વિચારક અને અભ્યાસી તરીકે પણ તેમની પ્રાસાદિક શૈલીના જોરે સારું ધ્યાન ખેંચી રહ્યા છે. 'જીવન અને સાહિત્ય-ભાગ ૨'માં સમાવેલાં વિવેચનોમાં અભ્યાસપૂર્ણ માહિતીઓ ઉપરાંત ચિંતનપ્રધાન આત્માનું ઉચ્ચારણ પણ છે : અને તેથી તેમનાં વિવેચન એ ગદ્યશૈલીની કલાકૃતિ બની રહે છે. અગિયાર વિષયો પર પ્રાસંગિક વિવેચનરૂપે લખાયેલાં છતાં વિષયના મૂળમાં જઈ, તેની તલસ્પર્શી

ચર્ચા કરનાર, અને તાજા જ પ્રશ્નોને કલાસિકલ મહત્ત્વ આપી તેના સંપૂર્ણ અને પ્રસન્નતાપૂર્વક કરેલા વિચાર, આ વિવેચનોને પ્રાસંગિકતામાંથી ઉદ્ધારી, તેને ચિરંતન પ્રશ્નોની કક્ષામાં લાવી મૂકે છે. વિવેચકની વિશદતા, સાહિત્ય-શિલ્પીની શબ્દકારીગરી અને સર્જકની વેધકદૃષ્ટિ આ લખાણોમાં વધતા-ઓછા પ્રમાણમાં વ્યક્ત થયાં છે. જ્યાં જ્યાં લેખક ગૌરવ, બલ કે વિશિષ્ટતા જુવે છે ત્યાં તેમનું હૈયું રાચે છે; અને તેમની કલમ તેજસ્વી બને છે. વિષયોની નવીનતા, દૃષ્ટિની સ્વતંત્રતા અને વિચારોની પ્રેરકતા એ આ ગ્રંથનાં મુખ્ય લક્ષણો છે.

'મનોમુકુર ભાગ ૪' (સ્વ. નરસિંહરાવ દીવેટિયા) એ શ્રી. નરસિંહરાવનાં વિવેચન, રસચર્ચા ઇત્યાદિ વિષયો પરનાં અભ્યાસચિંતનનો છેલ્લો સંગ્રહ છે. ગુજરાતમાં વિચાર અને વિચારની ભાષા ઘડનારા પીઢ તથા પંડિત સાહિત્યકારોમાં તેમનું સ્થાન ઊંચું હતું. તેથી તેમનાં લખાણોનું મૂલ્ય તે દૃષ્ટિએ ભવિષ્યના અભ્યાસીને લાગ્યા વગર નહિ રહે.

સમકાલીન સાહિત્યકારોનાં સમભાવપૂર્વકનાં રેખાચિત્રો કે પરિચય-લેખોને 'સાહિત્યના ઓવારેથી' નામથી પ્રો. શંકરલાલ શાસ્ત્રીએ પ્રકટ કર્યાં છે. શ્રી. ડૉ. આનંદશંકરભાઈ તથા શ્રી. રામનારાયણ પાઠક સિવાય મોટેભાગે ગઈ કાલના ગુજરાતના જ કહીએ એવા સંસ્કારપૂજકો અને લેખકોની ચરિત્રમાલા આમાં આપેલી છે. એમાં શ્રી શાસ્ત્રીએ દિલસોજ દૃષ્ટિએ સહાનુભૂતિભર્યું ગુણદર્શન કરાવ્યું છે : છતાં એમાં નરી પ્રશસ્તિ નથી–એટલી એમની વિશેષતા છે. સાહિત્યકાર મનુષ્ય તરીકે, સદ્‌ગૃહસ્થ તરીકે, અભ્યાસી તરીકે, સંસ્કારપ્રેમી તરીકે કેવા દેખાય છે–તે બધું આ ચરિત્રમાલાદ્વારા આપણને જાણવા મળે છે. એટલે પુસ્તક ચરિત્રવિભાગમાં ગણાવવા જેવું છતાં, તેને સાહિત્ય સાથે નિકટ સંબંધ હોવાથી તેને અહીં ગણાવ્યું છે. શ્રી. રમણલાલ દેસાઇએ ઉપોદ્ઘાત લખી, અધ્યાપકની અભ્યાસશીલતાને વખાણી છે. વિદ્યાની ઉપાસના માટેનાં અભ્યાસપીઠ હોય એવી આપણી કોલેજો, કોણ જાણે કેમ–પશ્ચિમમાં હોય છે તેમ–તેના અધ્યાપકોમાં અભ્યાસનિષ્ઠતાની કાયમ લગની લગાડી શકી નથી : તેવા વખતમાં શ્રી. શાસ્ત્રીનો આ ફાળો પ્રશંસાપાત્ર છે.

'સાડત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય' (શ્રી. અનંતરાય રાવળ) માં શ્રી. રાવળે નિખાલસવૃત્તિથી કોઈપણ જાતના પૂર્વગ્રહ વગર સાડીત્રણસો પુસ્તકોની સમાલોચના આપી છે. એક માણસ માટે આટઆટલું અવલોકનકાર્ય તેની

શક્તિ તથા અવકાશને ખૂબ તંગ બનાવે તેવું છે તેની કોઈ પણ ના પાડશે નહિ. તેથી સામયિકોમાં 'ફરજને ખાતર' કરવામાં આવતાં અવલોકનો સાથે સરખાવતાં વાર્ષિક સમીક્ષાની પુસ્તકનોંધોમાં ઝાઝું ઊંડાણ આવી નથી શકતું એ સમજાય તેવું છે. છતાં મુખ્ય સંતોષ તો એ લેવાનો છે કે વાર્ષિક પ્રકાશનોના સાહિત્યપ્રવાહોનું સમગ્રદર્શન એક પ્રતિષ્ઠાપિત સમીક્ષકદ્વારા આપણને ગ્રંથાકારે મળે છે. શ્રી. રાવળની પ્રવાહી છતાં પ્રાસાદિક શૈલી એ તેમની સમીક્ષાનું મુખ્ય આકર્ષણ છે.

**સંસ્મરણો:**

ગુજરાતી રંગભૂમિના ઉદ્ધારક થવાની હોંસ સેવતાં અને કેટલાક અસરકારક એવા સુંદર પ્રયોગોથી તેને મધ્યકાલીન ભવાઈની અસંસ્કૃત ઘરેડમાંથી બહાર ખેંચી લાવનાર તરીકે જેમની ખ્યાતિ ગુજરાતી સાહિત્યના ઇતિહાસને પાને રહેશે એવાનો "દી. બ. રણછોડભાઈ ઉદયરામ શતાબ્દી સ્મારક ગ્રંથ" ગુજરાતે નિર્માણ કરીને, પોતાના ગરવા પુત્ર પ્રત્યે ઉચિત લાગણી વ્યક્ત કરી છે. 'લલિતા-દુ:ખદર્શક નાટક', 'રાસમાળા'નો અનુવાદ તથા 'રણપિંગળ'ના ત્રણ ભાગ—એ તેમના યશ:ગિરિનાં ત્રણ શિખરો છે. આ નિમિત્તે મળેલાં સંસ્મરણોમાંથી તેમના સમયનું ઘણું નવું આપણને જાણવા મળે છે.

સ્વર્ગસ્થ કનુબહેનકૃત "મારી જીવનસ્મૃતિ તથા નોંધપોથી" (સંપાદિકા: સૌ. પુષ્પલતા પંડ્યા)માં લેખિકાની સાચાઈ, ગુણગ્રાહતા તથા નિખાલસપણું દેખાઈ આવે છે. એક પ્રબલ ઊર્મિવશ આત્માનાં સારાં માઠાં સંવેદનોએ સળગતી આ સ્મૃતિઓની વાણી સંસ્કારશોભીતી છે. પ્રૌઢાવસ્થા સુધી જો આ બહેનનું જીવન લંબાયું હોત તો આપણને વધુ સંયમશોભન આત્મકથા મળત એમ આ પુસ્તક વાંચ્યા પછી આપણને લાગ્યા કરે છે. નિબંધો, વાર્તાઓ, કવિતાઓ, અનુવાદો વગેરે ક્ષેત્રમાં વિવિધ સાહિત્યપ્રયોગો કરી, એક મધ્યમ વર્ગની, આપમેળે તથા પતિસહવાસના રંગથી સાહિત્ય-વાચનમાં રંગાયેલી ગુજરાતણે બહુ સારી આશા આપી હતી—એટલો વિષાદ આ 'અકાળે કરમાયેલી સ્ત્રીકવિ'ના વહેલા અવસાનથી આપણને થાય છે.

ગુજરાતના નારીજીવનમાં જે ક્રાન્તિ આવી તેનો સંદેશો ઝીલનાર પહેલી ટુકડીમાંનાં સન્નારી તે શ્રી. શારદાબહેન મહેતા. એમનાં 'જીવન-સંભારણાં' એટલે એમનાં પચાસ વર્ષનો જીવનપટ—જે આ સંક્રાતિકાળ ઉપર જ વિસ્તરેલો હતો. સ્ત્રીજાતિના બંધ-મોચનનું યુદ્ધ કશી ઉગ્રતા કે કશા ઉત્પાત સિવાય—કોઈ પણ સફેજેટ પ્રવૃત્તિ વિના—કેવલ પોતાના સંસારરૂપી

શબ્દોવડે પોતાના કૌટુમ્બિક જીવનમાં રહીને એ કેમ લક્યાં તેનાં 'સંભારણાં' નિરાડમ્બરી અને વિનયશીલ વ્યક્તિત્વથી તેમણે આલેખ્યાં છે. બીજી રીતે કહીએ તો, પોતાના જીવનપટ પર રમતા ગુર્જર નારી–જાગૃતિના યુગની તેમણે યુગકથા આલેખી છે. એમાં ગુજરાતણની સંસ્કારિતાનો જ ઇતિહાસ છે એમ કહીએ તો ચાલે.

આત્મચરિત્રનું આલેખન અતિ કપરું છે: એમાં પ્રમાણ રહેવું અઘરું છે: કારણ કે એમાં 'હું' પ્રધાનપણે રહે ત્યારે તેનું વ્યક્તિત્વ વાચકને ખૂંચ્યા કરે છે; અને જ્યારે નિરૂપણમાં 'હું' બદલાઈ જાય છે ત્યારે લેખક નકામી દુનિયા ડહોળે છે અને આત્મકથા આપતો નથી. અહીં બધું સપ્રમાણ રહ્યું છે તે અભિનંદનનો વિષય છે. શારદાબહેન જેવાં સરલ, શાંત અને ગુણિયલ ગૃહિણી પાસે 'સંભારણાં' લખાવી, તેમને એ રીતે બોલતાં કરવાનું માન 'શારદા'ના તંત્રી શ્રી. રાયચુરાને ઘટે છે.

નવલકથાને જેટલો બહોળો વાચકવર્ગ મળે છે તેટલો ટૂંકી વાર્તા સિવાય ભાગ્યે બીજા કોઈ સાહિત્યપ્રકારને મળતો હોય: કારણ કે માનવ-

**નવલકથા:**

હૃદયના ચિરંતન ભાવો આલેખવા, માનવજીવનના મહાપ્રશ્નો ચર્ચવા અને સંસારપટ પર વિસ્તરેલા માનવવ્યવહારને સાહિત્યાંકિત કરવા માટે વર્તમાનકાળમાં નવલકથા જેટલું લોકપ્રિય સાધન બીજું કોઈ નથી: આપણાં મધ્યકાલીન 'આખ્યાનો' અને 'લોકકથાઓ'નું સ્થાન એણે સર કર્યું છે. તેથી ગુજરાતમાં પણ નવલકથાનું સર્જન પહેલે નંબરે આવે છે. નવલકથાના વસ્તુને ધ્યાનમાં લઈ આ વિભાગની વિપુલ સામગ્રીને ઐતિહાસિક, સામાજિક, તથા ભેદભરમની એમ ત્રણ ભાગમાં વહેંચી નાખી છે: અને તેનાં મૂળ જન્મસ્થાનને ધ્યાનમાં લઈ, મૌલિક, પરપ્રાંત–ભાષાનુવાદ અને પરદેશ–ભાષાનુવાદ એવા પણ વિભાગ બતાવ્યા છે: જેથી આયાત થતી પરદેશી સાહિત્યસામગ્રીનો સ્પષ્ટ ખ્યાલ આવી શકે.

'ક્ષિતિજ–પૂર્વાર્ધ' ( રમણલાલ દેસાઈ )માં ગુપ્ત સામ્રાજ્યની પહેલાં, હિંદમાં 'નાગ' કે 'ભારશૈવ'ના નામથી ઓળખાવાતી આર્ય કે અર્ધઆર્ય

**ઐતિહાસિક વાર્તાઓ:**

પ્રજાએ સામ્રાજ્યો સ્થાપ્યાં હતાં તે સમયનું, અર્ધ–ઐતિહાસિક અને અર્ધ–કાલ્પનિક પ્રતિબિંબ આપણે કલ્પી શકીએ છીએ. ઈસવીસનની બીજી સદીમાં આવાં પ્રજાસત્તાક મહારાજ્યો સ્થપાયાં તે પહેલાંનું વાતાવરણ એટલે આ મહારાજ્યોના ઘડતરની ક્રિયાઓ

જે વખતે ચાલતી હશે-ગ્રીસ અને રોમન સામ્રાજ્ય સાથેના આંતરરાષ્ટ્રીય સંબંધોની છણાવટ જે વખતે થતી હશે-તે સમયના સંધિકાળને, એ યુગના આછાઝાંખા ચિત્રને, 'ક્ષિતિજ'પરથી લેખક આપણને ઓળખાવવા માગે છે. વાર્તાનું નામ સમજાવતાં લેખક કહે છે: 'આપણી માનવદષ્ટિનું અટક-સ્થાન તે ક્ષિતિજ. નજરબહાર દેખાતી આભપૃથ્વિની સીમા: ઉદધિ ને આકાશ એક બની જાય છે તે સ્થળ: દરિયાપાર શું હશે તે જાણવાની જિજ્ઞાસા: સર્વદા કલ્પનાને ઉત્તેજિત કરતી એ ક્ષિતિજભૂમિ આદર્શોનું ધામ છે.' આર્ય સંતાન સુબાહુ ચિંતન કરે છે: "આ ક્ષિતિજ એટલે જગતની મર્યાદા કે આપણી દૃષ્ટિની મર્યાદા? ગઈ કાલનું ક્ષિતિજ સમુદ્રથી બહાર ન હતું. આજે એની પાર આપણે જઈ શક્યા: જંબુદ્વીપ અને પ્લક્ષદ્વીપના ઓવારા વચ્ચે આપણું ક્ષિતિજ વિસ્તાર પામ્યું. ક્ષિતિજ એક દૃષ્ટિમાં જ હોય કે મનમાં પણ ખરું?...દેખાય તે મનમાં ઊતરે: પણ આ ક્ષિતિજ માનવજાતના ભાવિ આગળ અટકી જાય છે. ક્ષિતિજની મર્યાદા ત્યાં છે."

પ્રાચીન આર્યો સામ્રાજ્યોદ્વારા-અશોક જેવાનાં ધર્મશાસનોદ્વારા જાણવા મળે છે તેમ-ધર્મધ્વજ ફરકાવવા માટે જ પૃથ્વી પર ઘૂમી વળતા હતા. યુરોપીય મહાવિગ્રહના સાંપ્રત વાતાવરણમાં 'ધ્વજ કેમ ફરકાવાય?' તેની મીમાંસા સુબાહુદ્વારા જે વર્ણવી છે તે ખૂબ વિચારપ્રેરક બને છે: "ધ્વજ ત્રણ રીતે ફરકાવી શકાય: એક તો રાજધ્વજ-સત્તાધ્વજ, બીજો મિત્રધ્વજ અને ત્રીજો ધર્મધ્વજ: રાજધ્વજની પાછળ અસહિષ્ણુ શાસન-શક્તિ. મિત્રધ્વજની પાછળ સહનશક્તિ અને ધર્મધ્વજની પાછળ સર્વાર્પણ-શક્તિ:" શત્રુને નિર્મૂળ કરવા સારા કે શત્રુત્વને નિર્મૂળ કરવું સારું? (પૃ. ૨૭૬) એમાં, અને શસ્ત્રવિહીનતાની ફિલસૂફીની ચર્ચામાં વર્તમાન ગાંધીવાદને સૂક્ષ્મરૂપે જોવાની લેખકની વેધક દૃષ્ટિનો આપણને પરિચય થાય છે. પરંતુ હજી તો આ વાર્તાનો પૂર્વાર્ધ છે: તેથી ઉત્તરાર્ધમાં શું આવે છે તેની રાહ જોવી ઠીક છે ગુજરાત અને ગુજરાતના સમુદ્રકિનારાએ આર્યસંસ્કૃતિના ફેલાવ, સંમિશ્રણ તથા સંગોપન કાજે જે ફાળો આપ્યો છે તે ફાળામાં અંતર્ભાવ પામતી ગુજરાત ભોમની યશ:કથાથી પ્રેરાઈને, લેખકે એ ધુમ્મસ સરખા અસ્પષ્ટ અને પ્રાચીનયુગને વાર્તામાં ગૂંથ્યો છે. વાર્તાનું આકર્ષણ તેના સાહસભર્યા અને અદ્ભુત વાતાવરણમાં છે.

એ જ લેખકની આ વિભાગની બીજી વાર્તા પણ ચાલુ સાલમાં બહાર પડી છે. 'ઠગ' (શ્રી. રમણલાલ દેસાઇ) એવા વાર્તાના ટૂંકા નામની સાથે જ

૭

ભૂતકાળની ભયપ્રદ સ્મૃતિ તાજી થઈ જાય છે. પ્રસ્તુત કથાનું વાતાવરણ કંપની સરકારના રાજ્યકાળનું ઐતિહાસિક રાખ્યું છેઃ છતાં કર્નલ સ્લીમાન સિવાયનાં પાત્રો કલ્પિત છે; અને એક શિષ્ટ લેખકને છાજે તેમ શ્રી. રમણલાલે પોતાની વાર્તાને માટે એકલા અદ્ભુત રસનું આલંબન ન લેતાં, તેમાં પ્રસંગોપાત્ત ઉમદા ચારિત્ર્ય, પ્રેમ–શૌર્ય, ઔદાર્ય અને ધૈર્યના ઉચ્ચ અંશો કુશળતાથી વણી લીધા છે. તેથી જ તેમની વાર્તા સુવાચ્ય બની છે. એટલું જ નહિ, પરંતુ તેનું વાચન રોમાંચક, પ્રોત્સાહક તથા વિશુદ્ધિપ્રેરક પણ છે. છેડે જોડેલો ઠગ તથા એવા ભેદી ટોળીઓની સંસ્થાનો ઇતિહાસ વાર્તાના વાતાવરણને પિછાનવા ઠીક ઉપકારક થાય છે.

એટલે આ કેવલ નવલકથા નથી. તેમાં આગલા કાળના હિંદમાં ઠગ લોકોની સંસ્થા જે ઉલ્કાપાત મચાવતી તેનો સાહિત્યકારે આલેખેલો ઇતિહાસ છે. મધ્યકાલીન લોકકથાઓમાં પણ ઠગ લોકોનાં સંસ્થાનો અને નગરો–'ઠગપુર પાટણો'—હોવાનાં ભયાનક વર્ણનો આવે છે; પરંતુ તેને આપણે કાલ્પનિક ગણીએ છીએઃ પરંતુ ઠગાઇ અને ઠગપણું ત્રિકાલાબાધિત જણાય છે; પુરાણોમાંથી પણ તેનાં દષ્ટાંતો મળી આવે છે. ભેદનું વાતાવરણ ઉત્પન્ન કરે તેવી કથાઓ માટે હિંદમાં ઘણી અનુકૂળ સામગ્રી પડી છેઃ તેમાંયે હિંદી અંગ્રેજી લેખકોએ તેમની રાજકીય દૃષ્ટિએ આપણને 'ઠગ' સબંધી ભયકારક વાતાવરણ ઉપજાવી આપ્યું છે. અંગ્રેજ હતા તો એ "કાળા કેર ગયા કરનાર"–એ એમનો છૂપો હેતુ હતોઃ લેખકે પોતાની પ્રારંભની કૃતિ, ઘણાં વર્ષ પછી છપાવવામાં ઉમદા સાહસ ખેડ્યું છેઃ છતાં તેમાં તેમને ફતેહ મળી છે.

'તક્ષશિલાની રાજમાતા' (ઉછરંગરાય ઓઝા)ની વિસ્તૃત નવલકથા ગ્રીક વિજેતા સિકન્દરે હિંદના સંસ્કૃતિધામ સમા તક્ષશિલાના વિદ્યાપીઠ પર ચઢાઈ કરી તે ઘટનાને વસ્તુ તરીકે લઇને રચાઈ છે. તત્કાલીન સમાજનું લેખકે કરાવેલું દર્શન કેટલે અંશે ઐતિહાસિક તથ્યને વળગી રહે છે તે સરખાવવાનું આપણી પાસે આજે સાધન નથી. ઘટનાની ઘડીએ વિધવા મહારાણી રંભાદેવી તક્ષશિલાનું રાજતંત્ર ચલાવતી હોય છે. વિધવા છતાં વિલાસપ્રિય એવી મહારાણી સિકન્દરના ગુપ્ત રાજદૂતો સાથે તેમ જ બૌદ્ધ શાસનના સાધુઓ સાથે ન ઇચ્છવા જેવી છૂટ લે છે; અને પરિણામે તેનું પતન થાય છે. બ્રાહ્મણધર્મ આ વખતે સંકટમાં આવી પડ્યો હોય છે. એટલામાં એકાએક સિકન્દરનું આગમન સાંભળતાં, વિતસ્તાના ઇતિહાસ-પ્રસિદ્ધ રાજા પોરસને હાથે પોતાનું અપહરણ કરાવરાવે છે. તે ઘડીથી રાણી

રંભામાં અણધાર્યું અને અણુચિંતવ્યું પરિવર્તન થવા માંડે છે. વાર્તાનો આવો અંત કંઈક ઉતાવળો જણાય છે. વાર્તાનું વસ્તુ ઐતિહાસિક છે એટલું જ આ પુસ્તકનું મહત્ત્વ છેઃ બાકી તેમાંથી પાત્રોનો ઉઠાવ જોઈએ તેવો થતો નથીઃ અને એકંદર વાતાવરણ વાચકના ચિત્તને ઊંચે લઈ જાય તેવું નથી.

ઇતિહાસનું વાતાવરણ ગમે તેટલું રોચક અને રોમાંચક હોય; પણ એકલી વસ્તુની વીગતો ઉપરથી નવલકથા રચાઈ જતી નથી. પાત્રોદ્વારા વસ્તુ ઊકલતું જાય અને વસ્તુદ્વારા પાત્રોનો વિકાસ સધાતો જાય તો જ એ વાતાવરણ વાર્તાને ઉપકારક થાય છે. સામાજિક નવલો માટેના વિષયોમાંથી હવે જાણે નાવીન્ય લાવવું દુર્ઘટ જણાવાથી આપણા લેખકોની નજર ઐતિહાસિક વસ્તુમાંથી વાર્તાઓ ઉપજાવવા તરફ ઝડપથી વળતી જાય છે એ પ્રસ્થાન વધાવવા જેવું છેઃ છતાં એમાં જેટલે અંશે કલા આવી શકશે તેટલે અંશે જ એ પ્રયોગો સફળ ગણાશે એ ભૂલવાનું નથી.

'કલિંગનું યુદ્ધ યાને મહામેઘવાહન ખારવેલ' ('સુશીલ'): સંશોધકો પ્રાચીન ઇતિહાસના દટાઈ ગયેલા ભંડાર નવી પેઢીઓ સમક્ષ ખુલ્લા મૂક્યા કરે; પરંતુ જ્યાં સુધી સાહિત્યશિલ્પીઓ એ ઇતિહાસના હાડપિંજરમાં કલ્પનાનો પ્રાણ પૂરે નહિ ત્યાં સુધી એ ઇતિહાસ ચેતનવંતો બની શકતો નથી. વિક્રમ સંવતના આરંભ પહેલાં બસેં વર્ષો પર, વર્તમાન ઓરિસ્સા છે તેને પ્રાચીનો 'કલિંગ' કહેતા. ત્યાં આવેલા ભુવનેશ્વર તીર્થ નજીક ખંડગિરિ અને ઉદયગિરિ પર્વતની વિશાળ ગુફાને મથાળે એક શિલાલેખ છે. જેનું વાચન સ્વ. પુરાતત્ત્વવિદ કાશીપ્રસાદ જાયસ્વાલે કલ્પનાના જોરે કર્યું હતું. એમાં કલિંગ ચક્રવર્તી મહારાજા ખારવેલનો ઉલ્લેખ છે એટલું તો સ્પષ્ટ છે. મગધ સમ્રાટ અશોક–જેની સામ્રાજ્યક્ષુધા ખરેખર છીપી નહોતી—તેણે કલિંગ પર હલ્લો લઇ જઈ ત્યાં ભારે કતલ ચલાવી. તેને બરાબર જવાબ આપવા તથા પોતાના સ્વદેશની સ્વાધીનતા ટકાવી રાખવા માત્ર આડત્રીસ વર્ષની વયમાં જ જુવાન મહામેઘવાહને દેશનું પુનરુત્થાન કર્યું; અને તેને સ્વાધીન બનાવ્યાનો સંતોષ મરતાં મરતાં પણ લીધો.

આ બધું શ્રી. સુશીલે સુંદર રીતે, મન કબૂલ કરી દે તેવી રીતે આલેખ્યું છે. છતાં આ કથાના ઐતિહાસિક તંતુઓ છેક આછાપાતળા છે. તેથી એમ લાગે છે કે મોટે ભાગે વર્તમાન યુગભાવને આ વીરકથામાં વણી લેવાનું લેખકને સુગમ પડયું છે. રાષ્ટ્રપ્રેમી ખારવેલના રાષ્ટ્રોદ્ધાર કાર્યની આ ગુણગાથાના ભીતરમાં આધુનિક સામ્રાજ્યવાદ અને તેની સામે માથું

ઊંચકનાર કચરાયેલાં રાષ્ટ્રોનો ભાવનાઘોષ સાંભળી શકાય છે. અને ખરું જોતાં તો ઐતિહાસિક નવલમાં સામાજિક અંતર પાડતું પ્રાચીન વાતાવરણનું તત્ત્વ જ લેખકને ઉપયોગી થયું છે. અને તેથી વર્તમાન સમયના બધા વિચારો અને ભાવનાઓ ભૂતકાળમાંથી વાંચવાનો તેમણે દેખાવ કર્યો છે. સમકાલીન વાતાવરણ અને સંયોગની બુદ્દાદાર ચર્ચા, રંગદર્શી કલ્પનાના બળથી પ્રાચીન કથાના તાણાવાણામાં લેખકે વણી લીધાં છે. ધર્મ-વાતાવરણના નિરૂપણમાં લેખકની તટસ્થવૃત્તિ ધ્યાન ખેંચે છે.

લોકવાર્તા તથા લોકગીતોનું સંપાદન તથા તેના પ્રચારકાર્ય માટે સને ૧૯૨૪ થી 'શારદા' દ્વારા શરૂઆત કરનાર શ્રી. ગોકુલદાસ રાયચુરાના અત્યાર સુધીના પ્રકીર્ણ સાહિત્ય-પ્રયાસો ઘણાના જાણવામાં છે. પરંતુ જો એક ભવ્ય અને વ્યવસ્થિત યોજનાથી એમણે આ ક્ષેત્રમાં કામ આરંભ્યું હોય તો તે ચૂડાસમાઓના ઇતિહાસની આસપાસ ગૂંથેલી સુંદર નવલકથાની હારમાળા છે:'ગ્રહરાજ', 'મહીપાળદેવ', 'સોરઠરાણી', 'નગાધિરાજ', 'કુલદીપક', 'સોરઠપતિ' તથા 'સોમનાથની સખાતે'—એ 'નવલસપ્તક'દ્વારા એમણે સોરઠના ચૂડાસમાઓની કીર્તિકથા ઉકેલી છે: અને પરંપરાગત ઇતિહાસ ઉપરાંત, લોકકથાઓ અને દંતકથાઓનો આધાર લઈ મુખ્ય પ્રસંગોને વળગી રહી, કલ્પનાના બળથી નવાં પાત્રો પણ તેમાં સર્જ્યાં છે. શ્રી. કનૈયાલાલ મુનશીએ સોલંકીયુગની કીર્તિકથારૂપી નવલત્રિપુટી રચી છે અને એમાંનું ચોથું પુસ્તક 'જય સોમનાથ' આરંભાઇ ચૂક્યું છે. તેનું સ્મરણ શ્રી. રાયચુરાની આ જૂનાગઢના રા'ની નવલકથાઓ વાંચતાં થાય છે. સોલંકી (જેમાં વાઘેલાનો પણ સમાવેશ થાય છે) વંશ કરતાં પણ બીજાં બસો વર્ષ સુધી જે વંશનું અસ્તિત્વ ઇતિહાસમાં ટકવા પામ્યું હતું એવો આ ચૂડાસમાઓનો ઇતિહાસ રજપૂતોની ચડતીપડતીની આરસીરૂપ છે. અને તેમાં વણી લીધેલા રાજકીય, ધાર્મિક તથા સામાજિક જીવનના પ્રશ્નો વાચકોને વિચારપ્રેરક તથા ઉદ્બોધક પણ છે.

ચાલુ સાલે 'નગાધિરાજ' તથા 'કુલદીપક'ની બીજી આવૃત્તિ પ્રકટ થવા પામી છે; અને 'સોરઠપતિ' તથા 'સોમનાથની સખાતે'ની નવી આવૃત્તિ પ્રકટ થવામાં છે. 'નગાધિરાજ' તે રા'દયાસનો પુત્ર રા'નવઘનઃ અને તે જ 'કુલદીપક' અને તે જ 'સોરઠપતિ': અને તેના જ સમયમાં મહમદ ગીઝની સોમનાથ પર ચઢાઇ લઇ આવ્યો હતો. તે વખતે ભીમદેવ સાથે 'સોમનાથની સખાત' કરવામાં રા' નવઘન સામેલ હતો એમ આ જૂથમાંની

છેલ્લી વાર્તામાં આવે છે. રાજ્યકાળનાં લાંબાં વર્ષો પર વિસ્તરેલું નવઘનનું જીવન આમ લેખકને આટલી બધી નવલોનું વસ્તુ પૂરું પાડી રહ્યું છે. પરંતુ સમગ્ર દષ્ટિએ વિચારતાં, આ પ્રત્યેક નવલકથા એ સ્વતંત્ર કથા લાગતી નથી; પરંતુ એક વિશાળપટ પર વિસ્તરેલા જીવનના વિવિધ ખંડો હોય એમ લાગે છે. તેથી જ દરેક ખંડમાં મુખ્ય પાત્ર કયું તે વિચારવું પડે છે. શ્રી. મુનશીના 'ગુજરાતના નાથ'માં ગુજરાતનો નાથ કોણ?–એ પ્રશ્ન થાય છે. તેમ ઉદાહરણ તરીકે 'સોરઠપતિ'માં વધુ જાજ્વલ્યમાન પાત્ર કયું?–એવો પ્રશ્ન થતાં, પ્રભાસની રાજકુંવરી વેણુ જ મુખ્ય પાત્ર લાગે છે; અને 'સોમનાથની સખાતે'માં લાઠીના હમીરજી ગોહેલ આપણું વિશેષ ધ્યાન ખેંચે છે. સોરઠ ધરાના પ્રાચીન ઇતિહાસને આમ રસપૂર્ણ વાર્તા દ્વારા જાગતો કરવા માટે શ્રી. રાયચુરાને અભિનંદન ઘટે છે. વાર્તાની લખાવટ રસભરી અને જોરદાર છે. પ્રકરણોને મથાળે તેમાં આવનારા વિષયનું સૂચન કરનારા સુભાષિતોસમા 'દૂહા' મૂકયા છે. તેથી લોકવાર્તાનું વાતાવરણ જમાવવામાં સારી ફત્તેહ મળી છે.

ચૂડાસમાઓના ઇતિહાસની આ સુંદર વાર્તાઓ વાંચ્યા પછી એક જિજ્ઞાસુ એટલો ઉત્કટ અસંતોષ જાગે છે કે આટલા બધા સમર્થ, ટેકીલા અને અણનમ રજપૂતવંશનો સળંગ ઇતિહાસ આલેખવાનું હજી સુધી કોઇ ગુજરાતી વિદ્વાનને કેમ સૂઝયું નહીં હોય? યુનિવર્સિટીમાં ઇતિહાસના વિષયમાંનો 'ઑનર્સ કોર્સ' ગ્રીસ અને રોમનો ઇતિહાસ આપણા વિદ્યાર્થીઓને ભણાવવાની સગવડ કરી આપે છે–અથવા તેમ કરવાની તેમને ફરજ પાડે છે: પરંતુ આપણા દેશનો અને આપણા પ્રાંતનો ઇતિહાસ તેમના અભ્યાસક્રમમાં કોણ જાણે કયારેય સ્થાન પામશે! કૂવામાં હોય છે તો જ જેમ હવાડામાં આવી શકે છે તેમ આપણો નવજુવાન વર્ગ જ્યારે પોતાના દેશનો ઇતિહાસ શીખશે ત્યારે જ તેમના સાહિત્યપ્રયોગો એ ઇતિહાસના અભ્યાસથી ચેતનવન્તા અને પ્રેરણાદાયી બની શકશે.

'રા' ગંગાજળિયો' (શ્રી. ઝવેરચંદ મેઘાણી): એ ચૂડાસમાઓના વંશનો છેલ્લો રજપૂત રાજા છે. ઐતિહાસિક નવલકથા માટેનું વસ્તુ પસંદ કરવામાં લેખકને માટે કોઇ સંધિકાળનો યુગ ખૂબ રોચક અને આકર્ષક બને છે એમ જણાય છે: કારણ કે અસ્ત પામતો એક યુગ અને શરૂ થતા નવા યુગની ક્ષિતિજ: એ પૂનેમને દિવસે સાંજે સામસામા આવી જતા અસ્તંગત સૂર્ય અને ઉદયમાન થતા ચંદ્રનું સ્મરણ કરાવે છે. તેમની પરસ્પર તેજચ્છાયાને

ગૂંથવાનું તેથી વધુ સુગમ પડે છે. લિટને 'લાસ્ટ ઑફ ધ બૅરન્સ', 'લાસ્ટ ડેઝ ઑફ પૉમ્પીઆઈ', અને સ્કૉટે 'લે ઑફ ધ લાસ્ટ મિન્સ્ટ્રલ'માં જેવી સંધિકાળના જમાનાની પસંદગી કરી છે તેવી જ રીતે, શ્રી. નંદશંકરે પણ કરણઘેલાની વાર્તા 'ધ લાસ્ટ ઑફ ધ રજપૂત કિંગ્ઝ ઑફ ગુજરાત' એવી પ્રાચીનયુગની સંધ્યાકાળને પોતાના વસ્તુ તરીકે પસંદ કરી હતી.

શ્રી. મેઘાણીએ 'રા'ગંગાજળિયા'માં જૂનાગઢના ચૂડાસમા છેલ્લા રા'મંડલિકનો અસ્તકાળ (રાજ્યકાળ ઈ. સ ૧૪૫૧–૧૪૭૩) અને ગુજરાતના સુલતાન મહમ્મદ બેગડાના ઉદયકાળના વખતનું સાહિત્યચિત્ર દોર્યું છે. તેમનું બીજું ઐતિહાસિક પુસ્તક ચાલુ સાલમાં પ્રકટ થયેલું-'સમરાંગણ' પણ ગુજરાતના છેલ્લા મુસલમાન સુલતાનની અંતઘડીઓના પ્રસંગોની આસપાસ ગૂંથાયું છે. શ્રી. રમણલાલે તો આ સાલની પોતાની ઐતિહાસિક નવલકથાનું નામ જ 'ક્ષિતિજ'—આકાશ અને પૃથ્વીને સાંધતી અગમ્ય દૃષ્ટિમર્યાદા–પાડયું છે.

એક વખતના ધર્માસક્ત, સદાચરણી અને શૂરવીર મંડલિકના હૃદયમાં સંતાન માટેની ભૂખ જાગે છે. સાધ્વી રાણી કુંતાદે તેનું બીજું લગ્ન કરાવે છે; પણ ચારણમિત્ર નાગાજણની અવળમતિથી તેનામાં પરનારીરૂપી અપસરાની ઝંખના જાગે છે; અને ત્યાંથી તેનું પતન શરૂ થાય છે. મિત્રના જ ઘરમાં એ કૂડી નજર કરે છે; અને શાપિત બને છે. પરિણામે મંડલિક મહમ્મદ બેગડાથી રાજ્ય હારે છે, ધર્મ ગુમાવે છે, સત્ત્વ ગુમાવે છે, અને તેનો શતમુખ વિનિપાત થાય છે!

મંડલિકના ચરિત્રને રંગ આપવા થોડી કલ્પનાઓ તથા ચમત્કાર–કથાઓનો લેખકે આશ્રય લીધો છે: પણ પ્રધાન પ્રસંગો ઐતિહાસિક છે; અને તેમાં માનવતાનું ધોરણ સચવાયું છે. વૈષ્ણવ નરસિંહ મહેતાને સતાવનાર સોમૈયાનો શિવભક્ત આ મંડલિક જ હતો. તેથી 'હાર આપવાનો પ્રસંગ' વગેરે મંડલિકના જીવન સાથે લેખકે કલાથી સાંકળી લીધાં છે. વાર્તા, ઇતિહાસ વિભાગમાં એક માર્ગસૂચક સ્તમ્ભ જેવી ગણાશે.

'સમરાંગણ' (મેઘાણી)એ ગુજરાતી સલ્તનતના અસ્તકાળ વખતના સૌરાષ્ટ્રના ઇતિહાસમાંથી વસ્તુ લઇને રચાયેલી નવલકથા છે. અકબરને હાથે ગુજરાત જ્યારે મુગલ શહેનશાહતમાં ભળી ગયું ત્યારે ગુજરાતના છેલ્લા મુસ્લિમ પદભ્રષ્ટ સુલતાન મુઝફ્ફરે કચ્છ–સૌરાષ્ટ્રના કેટલાક રજપૂત રાજાઓનો આશ્રય ખોળ્યો હતો. જામનગરના જામ છત્રસાલજી (શત્રૂશલ્ય), કચ્છના રાવ ભારમલજી અને ખેરડીનો કાઠી લોમો ખુમાણ તેમાં મુખ્ય

હતા. એક આશ્રિત બનેલા પદભ્રષ્ટ સુલતાનની ખાતર આ રાજાઓએ મુગલદળનાં મહા પૂર ખાળવાનું સાહસ ખેડયું હતું; પરંતુ કેટલાક સ્વાર્થી રાજવીઓએ મુઝફ્ફરને આખરે દગો દીધો. અને ભૂચરમોરીનું યુદ્ધ તેના ગેરલાભમાં ગયું. ખૂટેલ રજપૂતીને ઓળે દગલબાજી અનુભવી, મુઝફ્ફરે ધ્રોળને પાદરે આત્મઘાત કરી આત્મગૌરવ સાચવ્યું. ગુજરાત-સૌરાષ્ટ્રની તે ઉપેક્ષિત તવારીખને આધારે આંહીં એક વાર્તા રચાઇ છે. એક ચારણી ગીતમાં આ પ્રસંગ સ્થાન પામ્યો છે: અને "શારદા" માસિકમાં ૧૯૨૫ના લોકસાહિત્ય અંકમાં એ ગીત તથા યુદ્ધપ્રસંગનાં કેટલાંક પ્રાચીન ચિત્રો પ્રસિદ્ધિમાં આવ્યાં છે તે ખરું: છતાં તે વર્ણનાત્મક ગીતમાંથી જીવન્ત ઐતિહાસિક નવલકથા સર્જવાની તાકાત તો શ્રી. મેઘાણીની કલમમાં જ સર્વતોભદ્ર સ્વરૂપે આપણે પિછાની શકિયે છિયે. સ્વભૂમિની ઐતિહાસિક વસ્તુ તરફ વાચકો તથા લેખકોનું ધ્યાન દોરાવા લાગ્યું છે તે ગુજરાતની અસ્મિતા જગાવવામાં ઉપકારક બનતું સુચિન્હ છે.

'ખાપરા કોડિયાનાં પરાક્રમો' (કેશવલાલ સાયલાકર)માં ખાલપરનો ખાપરો અને કોડીનારનો કોડિયો-એ બે સોરઠની ભૂમિમાં થયેલા બહારવટિયા કહો, ચોર કહો, લૂંટારા કહો, ઠગ કહો, તેમ સાહસવીર કે ભક્તજન કહો-તેમના જીવનનાં શૌર્ય તથા અદ્ભુત રસથી ઓતપ્રોત એવાં સાહસો તથા પરાક્રમોની કથા છે. બહારવટું ખેડતા આ બે મિત્રો સાહસિક હતા તેમ બુદ્ધિમાન પણ હતા; અને મુશ્કેલીમાંથી માર્ગ શોધવામાં હિકમતવાળા હતા. પરાક્રમ-પ્રસંગોની ભાષા તળપદી સોરઠી રાખી છે. તેથી તેમાં વાતાવરણ જમાવવાની સારી અનુકૂળતા રહી છે: ભાઈ સાયલાકરની આવી સંશોધનપ્રિય સાહિત્ય પ્રવૃત્તિ જે જમાનામાં જાતીય આકર્ષણ અને જાતીય વિકૃતિની નવલિકાઓ તથા નવલોથી સાહિત્ય રોજ બ રોજ કાદવવાળું બનતું જાય છે તે જમાનામાં આવકારને પાત્ર છે: અને તેમનો ઉત્સાહ અભિનંદનીય છે. સં. ૧૬૧૬માં 'માધવાનળકામ-કંદલાની ચઉપાઇ' લખનાર કુશલ-લાભે ઉજ્જયિનીનું વર્ણન કરતાં 'ખાપરુ ચોર સગલઇ પ્રસિદ્ધ: કઉડીઉ જૂયારી વાચાબદ્ધ'-એમ ખાપરા અને કોડિયાનો ઉલ્લેખ કર્યો છે.

'સતી જસમા' (ભીમભાઈ વકતાણાકર)ની આ વાર્તા ત્રુટક વાતો, દંતકથાઓ તથા રાસડા અને ગરબાને આધારે નવલકથાની શૈલીથી લખાઈ છે. આ જસમાના ઓડ લોકો ઓડ્ર દેશના-દક્ષિણથી આવેલા કે માળવેથી આવેલા તેનો હજી નિર્ણય થઇ શકયો નથી: પરંતુ 'યશમ્મા' એવા કર્ણાટકી

નામ ઉપરથી 'જસમા' નામ પડ્યું જણાય છે; અને 'જસમાના રાસડા' ['રાસમાળા'નો ગુજરાતી અનુવાદ ભાગ ૨, પરિશિષ્ટ નોંધ ૩૬, પૃ. ૫૫૭–૫૬૫ (૧૯૨૭)]નું સંસ્કરણ મેવાડ, સોરઠ અને મારવાડનાં નામ ગણાવે છે. આ વસ્તુ હજી વિશેષ શોધ માગે છે. તેથી એકંદરે સિદ્ધરાજની કીર્તિમાં ઝાંખપ લગાડનાર આ પ્રસંગમાં માટી ખોદનાર જેવી હલકી કોમમાં પણ શિયળ અને પાતિવ્રત્યની કેવી ઉગ્ર ભાવના જાગ્રત રહેતી હતી તેનું ભવ્ય આલેખન છે. 'સ્ત્રીશક્તિ ગ્રંથમાલા'માં તે બહુ જ બંધબેસતી ચોપડી છે.

'વીર દયાલદાસ' (શ્રી. નાગકુમાર મકાતી)માં મહારાણા પ્રતાપથી ચોથી પેઢીએ થયેલા રાણા રાજસિંહના મંત્રી તરીકે ઔરંગઝેબ સામે અને આખી મોગલ સલ્તનત સામે ઝૂઝનાર શૂરવીર અને ટેકીલા જૈન યોદ્ધાની વાર્તા આવે છે. શાહીવાદના પ્રતીક સામે સ્વતંત્રતાના પ્રતીકની અથડામણની એમાં યશોગાથા છે. ઇતિહાસની શુષ્ક હકીકતમાં લેખકની રમ્ય શૈલી તથા રસભરી લખાવટે પ્રાણ પૂર્યો છે. યુદ્ધ, ષડ્યંત્ર, પરાક્રમ, વફાદારી, પ્રેમ અને કૃતઘ્નતાના વાતાવરણ વચ્ચે વહેતી વાર્તામાંનાં સુંદર વર્ણનો, સુંદર વાર્તાલાપ અને ઉત્તેજક પરંપરા વાચકના રસને ઠેઠ સુધી જાળવી રાખે છે. વાર્તાનું છેલ્લું પ્રકરણ 'તીર્થક્ષેત્રે' શ્રી. નાગકુમારની લેખનશૈલીપરત્વે 'પરિચય'કાર શ્રી. રમણલાલ દેસાઈએ વખાણ્યું છે તે યથાર્થ છે: અને એનું કારણ એ કે આ એમનો વાર્તાલેખનનો પહેલો પ્રયત્ન નથી.

'દરિયાલાલ' (શ્રી. ગુણવંતરાય આચાર્ય) એવું ગુજરાતીઓની દરિયા-પારની–ખાસ કરીને દક્ષિણ આફ્રિકાની–યાત્રાના પુસ્તકનું નામ પાડવાનું કારણ લેખકે જ જણાવ્યું છે કે: 'કચ્છ–કાઠિયાવાડના ખલાસીઓ અનાદિ કાળથી હિંદી મહાસાગરને એ મમત્વ અને માનભર્યા નામથી ઓળખે છે.' આફ્રિકામાં ગુજરાતી વેપારીની વસાહત જંગબાર ('જુંગ' એટલે સફરી, વેપારી જહાજ: અને 'જુંગબાર' એટલે જ્યાં આવાં વહાણો આવીને ઠરે એ બંદર)માં થઈ; અને તે વખતમાં ગુલામો પકડી વેચવાનો વેપાર બીજી ગોરી વસાહતો કરતી હતી. તેમાં ગુજરાતી વસાહતીઓ સાથ આપવા લાગ્યા; પરંતુ તેમાંનો એક પેઢીનો નોકર રામજીભા આ અમાનુષી વ્યાપારથી ત્રાસી ઊઠ્યો; અને એણે અસલ વતનીઓને સાથ દઈ તેમને પકડાતા અટકાવ્યા. તેમને લવિંગની ખેતીએ વળગાડ્યા: અને ગુજરાતી પેઢીઓને ટક્કર દઈ આ શાપિત માનવ–વ્યાપારને સદંતર બંધ કરાવી દીધો. એવી આ સાહસપ્રચુર અને વાંચતાં લોહી ઠારી દે એવી ભયંકર વાતાવરણવાળી અર્ધ–ઐતિહાસિક અને અર્ધ–

કલ્પિત કથા ભાઈ ગુણવંતરાય આચાર્યે પોતાની જોરદાર અને રસિક શૈલીમાં ઉપજાવી કાઢી છે.

'સલાયાની નાથીબાઈ'ની એમની આ સમયની જ એક વાર્તા 'ફૂલછાબ'ના ૪–૩–૩૨ના અંકમાં પ્રકટ થઈ હતી. તેમાં એક હિંદુ સ્ત્રી ચાંચિયા પાસેથી પતિને છોડાવી લેવા જાય છે, અને તેના કામમાં, પોતાના પુત્રના જીવના જોખમે એક મુસ્લિમ તેને મદદ કરે છે–એ વાર્તા 'ગુજરાતી સાહિત્યપરિચય'ના ભાગ બીજામાં તત્કાલ મેં દાખલ કરી લીધી હતી. તે સમયથી ભેગી કરવા માંડેલી સામગ્રીને પરિણામે શ્રી. આચાર્યે આ પુસ્તકમાં પરભોમમાં વસાહતો સ્થાપનાર ગુજરાતીઓની નીતિરીતિ અને રહેણીકરણીની ઉજ્જવલ કથા આલેખી છે.

શ્રી. રમણલાલે આ જ વર્ષમાં જેમ નાગપ્રજાનાં આર્યપ્રજા સાથેનાં સંમિશ્રણોની ઈસવી સનની બીજી સદીના કંઈક અંધકારગ્રસ્ત સમયમાં, ગુજરાતી સાહસવીરોનો પરિચય ભૂતકાળનાં પડો ઉખેળીને વર્તમાન ગુજરાત સમક્ષ મૂક્યો છે તેમ, શ્રી. આચાર્યે ગઈ ત્રણચાર સદીઓ ઉપર જ ગુજરાતી વસાહતો આફ્રિકામાં કેમ વર્તતી હતી તેનું પ્રેરણાદાયી ચિત્ર આપ્યું છે. ગુજરાતની અસ્મિતાનું ભાન થવા માટેના આ પ્રયત્નોને આ વર્ષની સાહિત્યપ્રવૃત્તિમાં હું મોખરે મૂકું છું.

**સામાજિક વાર્તાઓઃ** 'વેવિશાળ' (મેઘાણી) એ વર્તમાન સમયમાંથી સામાજિક પ્રશ્ન ઉપાડીને રચેલી શ્રી. મેઘાણીની 'નિરંજન' તથા 'વસુંધરાનાં વહાલાં દવલાં' પછીની ત્રીજી વાર્તા છે. જે નાતોમાં વેવિશાળ–વાગ્દાન–એક વાર કર્યા પછી ફોક થતું નથી તેવાં બંધનોવાળી નાતનાં પાત્રોની આસપાસ આ વાર્તા ગૂંથેલી છે. 'દેશ'માં રહેનારા લોકો મુંબઈમાં ધંધાર્થે આવ્યા પછી કેવું કૃત્રિમ, ભાવહીન અને મતલબી જીવન ગાળે છે તથા કેવા નિખાલસ તથા સાહજિક ભાવ ગામડાંમાં રહેતા લોકોમાં અનેક વિટંબણાઓમાં પણ શુદ્ધ ટકી રહે છે તેનું તેમાં અચ્છું આલેખન છે.

મુંબઈમાં ઉછરેલી એક શાહુકાર બાપની દીકરી સુશીલાનું વેવિશાળ નાનપણમાં જ્યારે તેમનું કુટુમ્બ ગામડામાં હતું ત્યારે ગામડાના સુખલાલ નામે છોકરા સાથે થયેલું. પછીથી મુંબઈમાં એકઠા થયેલા ધનને લીધે, સગપણ કરનાર કન્યાના કાકા–જે વેપારમાં અને ઘરમાં કરતાકારવતા હતા–તેમને ગામડિયા સાથેનું વેવિશાળ અળખામણું થઈ પડે છે; અને તેથી

મુંબઈગિરા કહીએ તેવા, શહેરની બધી ટાપટીપવાળા એક ફક્કડ સાથે તેને પરણાવવા ઇચ્છે છે. સુખલાલને નમાલો ઠરાવવા તે પ્રવૃત્તિ કરે છે; પરંતુ આખરે કોઈ અજ્ઞાત મનોવ્યાપારને પરિણામે સુશીલાએ સુખલાલને જ પોતાનો યોગ્ય પતિ માન્યો છે અને કાકાથી ઉપરમત થઈ, ઉગ્ર વિરોધ સહન કરી એણે પોતાનું ધાર્યું કર્યું છે. વેવિશાળદ્વારા પરણનારાં છોકરાછોકરીનાં મનમાં જે કેટલાંક સંસ્કારબીજ નાનપણથી રોપવામાં આવે છે તે, પરિણામે કેવાં ફાલેફૂલે છે અને તેમને સુખી બનાવે છેઃ અને બીજી તરફ ટૂંકા પરિચયથી ક્ષણિક તેજમાં અંજાઈ જઈને કરવામાં આવતાં લગ્નો કેવાં ચિંતાજનક નીવડે છે તે બતાવવાનો લેખકનો હેતુ હોય એમ લાગે છે. લેખકની આ પુરાણપ્રિયતા, 'પ્રગતિ'ને નામે દીવો લઈ કૂવામાં પડનાર–ઉતાવળે પરણી જતાં–દમ્પતીઓને શિખામણ આપે તેવી છે અને તેથી આદરપાત્ર છે. વાર્તાનું મુખ્ય આકર્ષણ તે શ્રી. મેઘાણીની રસભરી લખાવટ છે જેના પ્રવાહમાં તણાઈ જવામાં વાંચક જરા પણ આનાકાની કરતો નથી.

'રંજન' ('પ્રમોદ')માં ઉપર જોયો તેનો તે જ વેવિશાળનો પ્રશ્ન, નવા વાતાવરણમાં આખી વાર્તાના કેન્દ્રરૂપ ગોઠવાયો છે; છતાં એકનું એક કથાબીજ જુદાજુદા કથાકારોને હાથે જેમ ઓછીવત્તી કલાથી પલ્લવિત થાય છે તેમ, અહીં ભણેલાંના વિવાહનો–વાગ્દાનનો પ્રશ્ન લેખકે બિસ્તાર્યો છે ખરો; પરંતુ તેની કલામાં ભારે અંતર પડી ગયું છે. સ્ત્રીઓના 'માસિક' માટે ભેટ તરીકે લખાયેલી આ સામાજિક નવલકથાનું બોધતત્ત્વ આગળ પડતાં ડોકિયાં કરતું લાગે છે. વાર્તામાં તેના પાત્રનું નામ કહે છે તેમ રંજન સિવાય બીજો હેતુ બહુ ઓછો સધાયો છે. શ્રી. મેઘાણીની વાર્તાને પડછે વાંચતાં આ વાર્તાની શૈલી વગેરેનું અણસરખાપણું પણ ધ્યાનમાં આવ્યા વગર રહેતું નથી.

'નિરંજના' (મૂળજીભાઈ શાહ)ની વાર્તામાં વેવિશાળ પછીની સ્થિતિનો એટલે લગ્નનો એક ઉપર બીજી પત્ની લાવવાનો અને સુશિક્ષિત એવી કન્યાઓને હાથે "શોકયનો સાલ્લો" સ્વીકારવાની તૈયારી બતાવતો, ચાલુ ગુજરાતી સંસારમાં દેખા દેતો એવો સળગતો–પ્રશ્ન ચર્ચવામાં આવ્યો છે. સિદ્ધહસ્ત રાસલેખકનો નવલકથાલેખનમાં આ પહેલો વિહાર છે; તેથી તેમાં તેમની સિદ્ધિ કરતાં તેમની ઘણી શકચતાઓ નિહાળી શકાય છે. વર્તમાન ગુજરાતી સાહિત્યમાં, ઇન્દુલાલ ગાંધી પછી મૂળજીભાઈ જ એવા એક વ્યાપારી સાહિત્યકાર છે જે વ્યાપારપ્રવૃત્તિની સાથેસાથે સાહિત્યપ્રવૃત્તિ કરી રહ્યા છે. તેમનો લેખન–ઉત્સાહ તથા અવનવાં ક્ષેત્રોમાં વિહરવાની આકાંક્ષા પ્રશંસાપાત્ર છે.

'રૂપજીવિની' ('શ્રીકાંત દલાલ' એ છાપાઓમાં અને સભાઓમાં

બહુ ચર્ચાઈને જાણીતી થયેલી એવી પ્રશ્નનવલ બનાવટી નામથી પ્રસિદ્ધ થઈ છે. ગણિકાજીવનનો પ્રશ્ન છેડનારી અને વેશ્યાજીવનની સમસ્યાના ઊકેલ માટેની આ વાર્તા હશે એમ તેના નામ ઉપરથી જ આપણે માનવા માંડીએ છીએ. મને હકીકત મળી છે તે મુજબ "ઘીનો દીવો" એવું એનું સાદું નામ પાડવાની લેખકની ઇચ્છા હતી; પણ વેચાણની દૃષ્ટિએ ખેંચાણકારક બનાવવાના પ્રકાશકના આગ્રહને લીધે 'પૂર્ણિમા' ની સાથે રહસ્યભર્યો સંબંધ ધરાવવાનો ભ્રમ ઊભો કરનારું આ 'રૂપજીવિની' નામ પસંદ થયું છે. તેમાં શ્રી. રમણલાલ દેસાઇના 'પુરસ્કરણ' થી રહ્યોસહ્યો વસવસો દૃઢ થયો છે; અને તેથી વાંચનારી આલમ તે દૃષ્ટિએ જ પુસ્તકની તુલના કરવા દોરવાઈ ગયું છે.

સમસ્ત વેશ્યાસંસ્થા લગ્નજીવનની વિકૃતિ નથી, તેની ઘાતક પણ નથી: ઊલટાની લગ્નજીવનની પૂરક છે. કારણ કે રૂઢિગ્રસ્ત લગ્નજીવનની ઘરેડમાં પડેલાને દામ્પત્યમાં જે ઊણપ સાલ્યા કરે છે, તેની બરદાસ્ત આ ગણિકા સંસ્થા, તેમની કલા–સિદ્ધિઓદ્વારા કરે છે. વાત્સ્યાયને દામ્પત્યજીવન સુખી થાય તે હેતુથી જ પોતાના 'કામશાસ્ત્ર'નો પરિચય આવશ્યક ગણાવ્યો છે. ચાતુર્ય કેળવવાનાં સ્થાનોમાં વારાંગનાનું સ્થાન પણ હતું; અને મધ્યકાલીન લોકકથાઓનું એ ન વિસારાતું અંગ હતું.

એટલે 'કરમાયેલું, ચિમળાયેલું અને અપંગ સ્ત્રીત્વ કદી જીવનને સામર્થ્યવાન–આદર્શવંતું બનાવી શકતું નથી. પછી ભલે એ સ્ત્રીત્વ લગ્નની કહેવાતી પવિત્ર મર્યાદામાં મુકાયું હોયઃ આવી પરિસ્થિતિને પહોંચી વળવા માટે જ ગણિકાસંસ્થાનું અસ્તિત્વ અને સાતત્ય વાજબી ગણવા જેવું છે. જે સંસ્થાનું અસ્તિત્વ પૃથ્વીપરની દરેક સંસ્કૃત પ્રજામાં કાયદેસર અને સન્માનિત ગણાતું આવ્યું છે તે સંસ્થાના ઉદ્ભવ પાછળ કોઈ સનાતન જાતીય પ્રશ્નનો ઊકેલ રહેલો હોવો જોઇએ'—એવું સુનંદાના પાત્રદ્વારા 'રૂપજીવિની'કાર પ્રતિપાદન કરતા જણાય છે.

છતાં લેખકે કલ્પેલી એવી ઊર્મિઓને ઓગાળી નાખી, કલા અને આવડતનું સુંદર તેમ જ આત્માથી સ્વતંત્ર એવું ઉચ્ચ રસાયન કરનારી 'સુનંદા' ઊપસી આવતી નથી; એ પણ પ્રેમાભાસમાં માને છે અને રાચે છે. લલિતકલાની ઉપાસિકા અને તટસ્થવૃત્તિ ધારણ કરનારી એવી રૂપજીવિનીમાં પણ સ્નેહ અને મૈત્રીની ભૂખ જણાય: તો પછી, એની આવી તટસ્થતાને કેવી કહેવી? સ્નેહ, સંતોષ, આનંદ કે પવિત્રતાના અંશવાળા સામાન્ય લગ્ન–જીવનમાં એનાથી શું ઓછું હોય છે તે સમજાતું નથી. વળી સુનંદા પોતાના રૂપજીવિની–રૂપાજીવા–ના અવતારથી પોતાને સુખી માનતી હોય તો પોતાની

પુત્રીને પોતાના સ્વતંત્ર, સ્વચ્છ, પ્રમાણિક અને દંભરહિત એવા ધંધામાં પડવા દેવા કેમ માગતી નથી ?—એટલે દોરેલું ચિત્ર મન કબૂલ કરે તેવું નથી.

'શ્રીકાંત'નું આ સર્જન વર્તમાન વિચારચીલેથી નવી કેડીએ ગણિકા-સંસ્થાના પ્રશ્નને દોરી જાય છે એટલી એની નવીનતા ધ્યાન ખેંચે છે; બાકી તેની બીજી નવીનતા તે તેમાં આવતું ડાંગનાં જંગલોનું વર્ણન છે. જે લેખકે એ વણખેડાયેલા–વણનિહાળેલા પ્રદેશમાં ભ્રમણો કરીને પ્રત્યક્ષ જ્ઞાન મેળવ્યું હોય તે જ તેનું આવું વર્ણન કરી શકે. ગુજરાતની દક્ષિણે આવેલાં જંગલોનો અદ્ભુત પ્રદેશ ઘણા સાહસવીરો, પ્રવાસીઓ, સમાજ-શાસ્ત્રીઓ તથા સાહિત્યકારોને નવું નવું જાણવા–વિચારવાનું આપી શકે તેમ છે. એક રીતે ગુજરાતી નવલકથાના સર્જન માટે વાતાવરણ ગૂંથવામાં જે નવો અક્ષુણ્ણ પ્રદેશ લેખકે ખોલી આપ્યો છે તે વિશેષ નોંધપાત્ર છે.

જાતીય વિકૃતિના પ્રસંગની ગૂંથણી, તથા માનસ–પૃથક્કરણની વાતો જે લેખકે ગૂંથી છે તેનું કલ્પન તથા આલેખન ઘણે અંશે ભ્રામક લાગે છે. જે જીવનદૃષ્ટિની હિમાયત, રૂપજીવિનીના સમુદ્ધાર કે સમર્થન માટે કરાઈ છે તે એટલી સફળ થઈ જણાતી નથી. છેવટનું નગ્નનૃત્ય બીભત્સરસનું નિરૂપણ કરે છે તે સાહિત્યમાં નવું તો છે; પરન્તુ તે ઇષ્ટ છે કે નહીં તેનો પ્રશ્ન થાય છે. જીવનમાં ઘણું ઘણું છે જેને આપણે સાહિત્યમાં સ્થાન આપી શકતા નથી.

'લયલા' ('શયદા') એ શુદ્ધ, સરલ, પ્રવાહી અને મર્માળી વાણીને લીધે મુસ્લિમ સંસારની સુવાચ્ય અને રસપૂર્ણ વાર્તા બની છે. ગામડાનો ગરીબ ઉદ્યમશીલ મુસ્લિમ ખેડુ ગફાર, તેની વહુ મરિયમ, તેની બહેન લયલા, લયલાનો પ્રેમપાત્ર જાહીદ, અને વાર્તાનો શઠ સાલેમ–વગેરેના સરલ આલેખનવાળી આ વાર્તા વાચકને ગમે તેવી છે. પરંતુ મનોરંજન સિવાય તેનો બીજો ખાસ હેતુ હોય એમ જણાતું નથી, અને તે હેતુ સર્વથા પાર પડ્યો છે તેટલું લેખકની મધુર શૈલીનું આકર્ષણ છે.

શ્રી. રમણલાલ દેસાઈની 'ગ્રામલક્ષ્મી ભા. ૩'ની નવી આવૃત્તિ અને 'સ્નેહયજ્ઞ'ની સાત વર્ષની અંદર થયેલી ત્રીજી આવૃત્તિ એટલી સામાજિક નવલવિભાગમાં તેમની પાછલાં વર્ષની સંપત્તિ અહીં માત્ર નોંધીને સંતોષ માન્યો છે.

'વિરાટનો ઝભ્ભો' (ગુણવંતરાય આચાર્ય) માં એક લેભાગુ લેખક બીજા લેખકમિત્રની કીર્તિ, શક્તિ તથા 'નામ'ની ચોરી કરી, એવા પરાયા માણસનો 'ઝભ્ભો' પોતે પહેરી, સમાજમાં બહાર પડે છે. કીર્તિ, ધન,

તથા પત્ની–બધું આવા છળકપટથી એ મેળવી શકે છે. લુચ્ચાઇના એક જ દાવમાં અણધારી ફત્તેહ મળતાં, પોતાનાં હલકી કોટિનાં અનેક પુસ્તકોને ખોટે નામે છપાવવાની એ વિરાટ યોજના ઘડે છે—અને એ 'વિરાટનો ઝભ્ભો' ઓઢીને જગતને છેતરવા જાય છે: પરંતુ પરિણામે, ખરો લેખક આવી પહોંચે છે: દ્રોહ કરનાર ઉપર વેર લેવાનું ધારે છે: છતાં આખરે 'અવેરે વેર શમે'—તેમ તેનું વેર પ્રેમથી શમે છે. શ્રી. આચાર્યની કલમમાં વાચકના મનને રસમાં અને આશ્ચર્યમાં પકડી રાખવાની અદ્ભુત કલા છે. પરદેશના મજૂરસંઘોની પ્રવૃત્તિ, તેમનો અસંતોષ તથા ત્યાંની આંતરસ્થિતિને વાર્તાના વાતાવરણ માટે ઠીક ઉપયોગમાં લીધાં છે. અને તેથી તેમાં સનસનાટી લાવવાનું સરળ બન્યું છે; અને વાર્તાનો હેતુ મનોરંજન સિવાય વિશેષ છે પણ નહિ.

પરંતુ 'કોણ ગુન્હેગાર?' (ગુણવંત આચાર્ય) માં પ્રશ્નનવલને છાજતું મથાળું છે: 'કોના વાંક' માં જેમ વિધવાજીવનની સમસ્યા પૂછાઈ છે તેમ આમાં ગુનો કરનાર, તથા ગુન્હાની શિક્ષા ખમનાર અને શિક્ષા કરવામાં સખ્તાઈ વાપરનાર જેલસંસ્થાને આર્જવભરેલો પ્રશ્ન પૂછાયો છે કે: 'ગુનો ગણાય તેવા કૃત્યને શક્ય બનાવનાર, તેને ઉત્તેજનાર અને તેવી કફોડી સ્થિતિમાં મનુષ્યને મૂકનાર સમાજ ગુનેગાર નથી શું?' 'એક વાર ગુનેગાર, માટે જિંદગીભર ગુનેગાર'—એવી જેલમાં ગયેલાની સ્થિતિ બને છે: તે પણ રાજસત્તાએ વિચારીને સુધારવા જેવી છે. જેલજીવનની અમાનુષી સૃષ્ટિનો ખ્યાલ આપનારાં ગુજરાતી સાહિત્યમાં જે પુસ્તકો છે તેમાં આ પુસ્તક મોખરે રહેશે.

'ગુજરાતી પંચ'ની ભેટ તરીકે અપાયલી 'વસંત-કુંજ' (ત્રિકમલાલ પરમાર)ની વાર્તા મોટેભાગે વાચકોના રંજનાર્થે લખાઈ છે, તેમાં 'એક પર બીજી સ્ત્રી પરણાય કે નહિ?' એ 'નિરંજના'માં છેડેલો પ્રશ્ન પ્રકારાન્તરે દેખા દે છે. બહુ જ ધીમેથી બદલાતા આપણા રીતરિવાજો, માન્યતાઓ અને સંસ્કારોવાળા સામાજિક જીવનમાંથી નવલકથા ઉપજાવી કાઢવામાં નવા મુદ્દાઓ અને નવાં દૃષ્ટિબિન્દુઓ દાખલ કરવાં એ લગભગ અશકય બનતું જાય છે. એટલે પછી નવીનતાની ખાતર પણ જે વિચારવર્તુળો હજી કિનારે પહોંચ્યા નથી અને જેમાં ઘણાની સંમતિ પણ હોતી નથી, તેવા પ્રશ્નની આસપાસ વાર્તા ગૂંથવાથી વાર્તા પ્રશ્નનવલ બની જાય છે; અને સામાન્ય લેખકના હાથમાં તો તે બિલકુલ કલાહીન સ્વરૂપમાં પ્રકટ થઇ જાય છે. આવા કારણથી આ વાર્તા સામાન્ય કોટિની જણાય છે.

'પ્રેમયાત્રા' (રમાકાંત ગૌતમ) એ વાસ્તવદર્શી સામાજિક નવલકથા છે; અને તેના લેખકનો એ પહેલો સાહિત્યપ્રવેશ છે; છતાં વાર્તા સુવાચ્ય બની છે; અને 'પ્રસ્તાવના'કાર કહે છે તેમ 'વાંચવી ગમે તેવી' છે. 'વાર્તા વાંચી, વાચક ગુણ–ઘમંડ છોડે છે; અને પાપ–કહેવાતા પાપ–પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતો થાય છે.' પાપ કરનાર તિરસ્કારને નહિ પણ દયાને પાત્ર છે: કેટલાક લોકો સારા સંયોગોથી બચી જાય છે એટલું જ: તેથી સંયોગવશાત્ પાપમાં પડનાર પ્રત્યે સમાજે ઉદાર થવાની જરૂર છે એ આખી વાર્તાનું હાર્દ છે. લેખકની ભાષાશૈલી તથા સંવાદની કલા સારા નવલકારને શોભાવે તેવાં છે. શ્રી. રમણલાલ દેસાઈ ની આછી ઘેરી અસર તેમાં જોઈ શકાય છે.

આ પ્રકારની વાસ્તવદર્શી નવલોમાં વિદ્યમાન અનર્થોનો ચિતાર આપવાનો હોવાથી, ઘણેખરે ઠેકાણે ફોટોગ્રાફી કે અખબારી વૃત્તાંત જેવી નરી વાસ્તવિકતા જોવામાં આવે છે. પરન્તુ યથાર્થદર્શન ઉપરાંત જ્યારે તેમાં અનર્થો અને અનિષ્ટોનો ઉપાય સૂચવવામાં આવે છે ત્યારે આ પ્રયોગો કલાત્મક સર્જનોની કોટિમાં આવી શકે છે.

**ભેદ ભરમની વાર્તાઓ:**

અદ્ભુત રસનું જેમાં પ્રાધાન્ય છે અને વાચકની જિજ્ઞાસાવૃત્તિને ઉત્તેજવા સિવાય બીજું જેમાં ધ્યેય નથી એવી ભેદભરમભરેલી જાસુસી કથાઓ એ પણ નવલકથાસાહિત્યનો એક ભાગ છે. સૂરતના 'હરિહર પુસ્તકાલય' તરફથી 'છૂપી પોલીસ' અથવા 'ગુપ્તચર' ગ્રન્થમાલાદ્વારા 'સોનેરી સંદૂક' (માધવરાવ કર્ણિક), 'મુક્તિ', 'પૈસા તારે ખાતર' (ગિરીશ રાવળ) તથા 'દેશના દુશ્મન' (અનંત વકીલ)–એ ચાર પુસ્તકો ચાલુ સાલે પ્રકટ થયાં છે. તેમાંના પહેલા પુસ્તકમાં વિજ્ઞાનની અદ્ભુત અને એકદમ કોઈ કબૂલ ન કરે તેવી સાચી ખોટી તરકીબોનો આશ્રય લઈ, વાર્તામાં ન સંતોષાય તેવું કુતૂહલ જમાવવા પ્રયત્ન થયો છે. વિજ્ઞાનને નામે અને રસાયણિક દ્રવ્યોના અદ્ભુત ચમત્કારને નામે, આપણા દેશની પ્રાચીન લોકકથાઓમાં પણ દેખા ન દેતું એવું અસંભવનું તત્ત્વ આમાં ભરવામાં આવ્યું છે. તેથી અમુક વર્ગ સિવાય બીજાને આ વાર્તા સંતોષ આપી નહિ શકે: પુસ્તકની ભાષા તથા તેની શુદ્ધિ માટે ફરિયાદ કરવાની રહે છે: 'સર્વાધીકાર પ્રકાશકને સ્વાધીન' છપાયું છે તે એનો નાનોસરખો નમૂનો છે.

બીજા પુસ્તકની ભાષા જોરદાર અને ઝમકદાર છે. વાચકને રસમાં ખેંચી જઈ તેને મજબૂત પકડી રાખવાની તેમાં શક્તિ છે. વાર્તાનો હેતુ પણ

મનોરંજન ઉપરાંત કંઈક બોધ આપવાનો છેઃ વાર્તાને આ વિભાગમાં સારી કહી શકાય તેવી છે. બીજી બે ચોપડીમાં ખાસ નોંધપાત્ર કાંઈ નથી.

બાલસાહિત્યમાં પ્રશંસાપાત્ર ફાળો આપનાર શ્રી. નાગરદાસ પટેલનાં બે પુસ્તકો 'પ્રવાહી હવા' તથા 'આપઘાતનો ભેદ' એ આ વિભાગમાં આવે છે. પહેલામાં ટૂંકી વાર્તાઓ અંગ્રેજીમાંથી પ્રેરણા લઈને તેમણે આપી છે. વ્હીલર કંપની તેને રેલવે સ્ટોલપર વેચે છે એટલા ઉપરથી તેનું વાચકોમાં આકર્ષણ હોવાનું જણાઈ આવે છે. બીજા સંગ્રહમાં દસ વાર્તાઓ છે.

બન્ને સંગ્રહોનાં નામ તેમાંની પહેલી વાર્તા પરથી પાડવામાં આવ્યાં છેઃ ચોપડીનાં નામ પાડવામાં આ પ્રથા બંધબેસતી છે કે કેમ એ પ્રશ્ન થાય છેઃ સૌમાં મહત્ત્વની વાર્તાને પ્રાધાન્ય આપીને સંગ્રહનું નામ પાડવામાં આવે તે સમજાય તેમ છે; પરન્તુ માત્ર એક જ નામ (કદાચ ટૂંકાણુ માટે તેમ કરવામાં આવતું હશે) આપવાથી ચોપડીમાંની એકંદર વસ્તુનો ખ્યાલ આવી શકતો નથી. તેથી વૈદ્યો જેમ ઔષધોનાં નામ પાડવામાં તેમાંના મુખ્ય દ્રવ્ય સાથે 'આદિ' શબ્દ ઉમેરી બીજાં દ્રવ્યોનું સૂચન કરે છે તેમ થાય તો વાચકોને સરળતા થશે.

મરાઠીના એક જ અપવાદ સિવાય, ચાલુ સાલની બધી નવલકથાઓ બંગાળીમાંથી અવતારવામાં આવી છે. તેનો કાલાનુક્રમે પરિચય કરીએઃ બંકિમ, દેવીપ્રસન્ન રાયચૌધરી, ટાગોર, શરદબાબુ તથા એક અજ્ઞાત લેખક. તેમાં શરદબાબુનું વાર્તાચક્ર ગુજરાત પર એકચક્રે રાજ્ય કરતું જોઈ શકાય છે.

**પરપ્રાન્ત ભાષામાંથી અનુવાદો:**

'ભૂમિમાતા—આનંદમઠ અથવા કલ્યાણીનું મહાસ્વપ્ન' (ઈશ્વરલાલ વીમાવાળા)એ બંકિમબાબુના સને ૧૮૬૯માં પ્રગટ થયેલા બંગાળી પુસ્તકનો અનુવાદ છે. તેની ભૂમિકા ઐતિહાસિક છે. સને ૧૯૦૮ના અરસામાં 'સ્વદેશી'ની ચળવળને પરિણામે આ પુસ્તકનો એક અનુવાદ ' આનંદમઠ અથવા યોગમાયા ' એ નામથી વડોદરાના શ્રી સયાજીવિજય પ્રેસે ભેટ પુસ્તક તરીકે પ્રકટ કરાવ્યો હતો; તેનો ઉલ્લેખ પ્રસ્તાવનામાં થવો જોઈતો હતો. આ એનું બીજું રૂપાંતર છે. જગપ્રસિદ્ધ 'વંદેમાતરમ્' ગીત આ નવલકથામાં બંકિમબાબુએ ગૂંથ્યું હતું. દેશને સ્વતંત્ર કરવાનાં સ્વપ્નાં સેવનાર અને તેનાં વ્રત લઈ બળેવને દિવસે સ્વદેશીનું વ્રત લઈ તેના પાલન માટે રક્ષાબંધન કરાવનાર ભાઈ-બહેનોનો માતૃભક્તિનો ઉન્નત વિચાર તેમાં ગૂંથેલો છે. અનુવાદ સુવાચ્ય છે; છતાં જરા હળવો થયો હોત તો 'સ્ત્રીશક્તિ ગ્રંથમાળા'માં વિશેષ શોભત. વાર્તામાંનાં સ્ત્રીપાત્ર કલ્યાણી જેવાં ખૂબ ઉદાત્ત છેઃ તેથી ગ્રન્થમાળામાં તેને સ્થાન

અપાયું છે તે યોગ્ય થયું છે. પ્રારંભમાં બંકીમબાબુનું નાનું ચરિત્ર જોડાયું હોત તો પુસ્તકની ઉપયોગિતામાં ઓર વધારો થાત.

'નૌકાડૂબી' (અનુ. નગીનદાસ પારેખ): રવિબાબુની એક વિલક્ષણ પ્રસંગની આસપાસ ગૂંથેલી આ નવલકથાનો અનુવાદ મનને નહિ પણ લાગણીને અસર કરે છે. કથાપ્રવાહનું ધીરું છતાં અખંડ વહેણ તેમાં છે. બે નૌકાઓ જુદેજુદે સમયે ડૂબી જતાં બંનેમાંથી એક એક જણ જ બચવા પામે છેઃ બચેલાંમાંનો એક પુરુષ છે અને બીજી સ્ત્રી છે. બંને એકમેકને પતિપત્ની સમજી લે છેઃ કારણ કે પરણતી વખતે કોઇએ પોતાના ભાવિ જીવનસાથીને જોયેલ નહીં. આમાંથી પુરુષને પહેલી ખબર પડે છે કે જેને પોતે પોતાની પત્ની સમજી લીધી તે તો કોઇક બીજાની પત્ની છેઃ અને અહીંથી વાર્તામાં કરુણ છતાં શુભ મંથનોની ઘટના શરૂ થાય છેઃ અને તે શુભમાં જ પરિણમે છેઃ અનુવાદ સરળ અને ગમી જાય તેવો છે. પરપ્રાંતની ભાષાના અનુવાદકોને નમૂના તરીકે આગળ ધરવા જેવો આ અનુવાદ બન્યો છેઃ કારણ કે મૂળના ભાવને આત્મસાત્ કરી, કોઇ જન્મે ગુજરાતી હોય અને બોલે તેમ અંદરનાં પાત્રોની ભાષા યોજાઇ છે.

વંધ્યાના અંતરનો આર્તનાદ સંભળાવતી 'પ્રિયતમા' (અનુ. મોહનલાલ ધામી) ની વાર્તા 'જે શાખે ફૂટે ના ફૂલ' એવા મથાળાની મૂળ બંગાળી વાર્તા પરથી ઉતારેલી છે. અનુવાદકે લખ્યું છે કે 'ગુજરાતી સાહિત્યમાં વંધ્યાનો પ્રશ્ન ચર્ચાયો જ નથી'—એ સર્વાંશે સાચું નથી. સૂરતના 'સ્ત્રી શક્તિ' કાર્યાલયે 'વંધ્યા', નામની વાર્તા પ્રકટ કરી છે તે પ્રત્યે તેમનું ધ્યાન ખેંચીએ છીએ.

'શરતચંદ્ર' (નારાયણ હેમચંદ્ર: રમણીક અ. મહેતા) ૧૮૫૭ ના બળવાના યુગની આ કથા છે. આ બળવો એકલો બળવો જ નહોતો અને એ પ્રસંગને 'બળવો' નામ તો અંગ્રેજ લેખકોએ જ આપ્યું છે. ખરું જોતાં તો બ્રિટીશ હિંદને નાગચૂડમાંથી છૂટું કરવાનો આ મહાપ્રયાસ હતો. મહારાણી લક્ષ્મીબાઈ, તાત્યા ટોપે વગેરે જેવાં કેટલાંયે વીરરત્નો તેમાં હોમાયાં હતાં. આવા યુગની આ રોમાંચક કથા દેવીપ્રસન્ન રાયચોધરીની રચેલી; તેનો નારાયણ હેમચંદ્રે અનુવાદ કરેલોઃ તેને સંસ્કારી સુધારી શ્રી. રમણીક મહેતાએ તેનું નવું સંસ્કરણ પ્રકટ કરાવ્યું છે. વાર્તામાં તેના મૂળ વાતાવરણને લીધે આકસ્મિક પ્રસંગો ગૂંથવાની લેખકને સારી તક મળી છે; પરન્તુ તેમાં આવતાં જૂની શૈલીનાં વર્ણનો તથા વિચારકણિકાઓ જૂનવાણી સ્વરૂપનાં અને વાર્તાના રસનાં રોધક જણાય છે.

'દોન ધ્રુવ' (શ્રી. ખાંડેકર : અનુ. હરજીવન સોમૈયા)માં સત્ય જીવનથી વેગળી ઊભેલી કલા અને વાસ્તવજીવન વચ્ચે ઉત્તર અને દક્ષિણ ધ્રુવ જેટલું અંતર છે—એ આ વાર્તાનું પ્રતિપાદ્ય વસ્તુ અને લેખકનું વક્તવ્ય છે. 'બે ધ્રુવ'-નું અંતર બતાવનાર બીજો પણ વાર્તામાં એક પ્રસંગ છે: નાટ્યકાર કવિની પત્ની વત્સલા, પતિના વર્તનથી કંટાળી ગામડામાં 'કૃષ્ણા' નામ ધારી શ્રમજીવીઓની સેવા કરે છે. ત્યાં કારખાનદારની ચિત્રકાર પુત્રી સુલોચનાના મોહમાં ખેંચાઈ આવેલો તેનો પતિ રમાકાંત આવે છે. તે પોતાની પત્ની વત્સલાને તે જ ગામડામાં પેલા કારખાનદારને ત્યાં મજૂરી કરતી ઓળખી કાઢે છે: એટલે રમાકાંત વત્સલાને ગામડું છોડી ફરીથી નગરમાં જવા લલચાવે છે. પણ વત્સલા તેને પીડિતોની દુનિયામાં જ વસવાનું કહે છે: અહીં કવિ પોતાની સુંદર અને સંસ્કારી શહેરી દુનિયા અને ગામડાની દુનિયા વચ્ચે ઉત્તર-દક્ષિણ ધ્રુવનું અંતર અનુભવે છે: એટલે એ સૌથી વિખૂટો પડી જાય છે.

આમ 'દોન ધ્રુવ' માં કલા અને જીવન પરની ચર્ચાઓ, સમાજમાં પ્રવર્તતી અસમાનતા સામે વિરોધ, અને તેને ટાળવાના ઉપાય, હિંસા-અહિંસાની ચર્ચા-વગેરે ઘટનાઓથી વાર્તા સુવાચ્ય છે અને વિચારપ્રેરક પણ બની છે. મરાઠી સાહિત્યમાંથી લાવવામાં આવેલું આ સાલનું આ એક જ પુસ્તક છે. આપણે ત્યાં શરદ્‌બાબુની વાર્તાઓના થોક ખડકાયે જાય છે. એવે વખતે 'ભારતી સાહિત્યસંઘ'ના સંચાલકોએ મહારાષ્ટ્ર તરફ નજર પહોંચાડી ત્યાંના આજના પ્રસિદ્ધ નવલકથાકારની વાર્તાનો અનુવાદ કરાવ્યો છે તે પ્રશંસનીય છે.

ચાલુ સાલમાં પ્રકટ થયેલા શરદ્‌બાબુના બાર અનુવાદમાંથી ચારની તો એકસામટી બબ્બે આવૃત્તિઓ વાંચકો પર લાદવામાં આવી છે.

**શરદ્‌બાબુનું વાર્તાચક્ર:** શરદ્‌બાબુની કલાનાં ત્રણ લક્ષણો તેમની વાર્તાઓદ્વારા જોવા મળે છે. એક તો, વસ્તુસંકલના કરતાં પાત્રનિરૂપણ પર તેમનું વિશેષ લક્ષ રહે છે: બીજું, તેમનાં પ્રેમી પુરુષપાત્રો હૃદયનાં ઉદાત્ત છતાં એકંદરે બહુ શાંત, ઉદાસીન અને અક્રિય હોય છે: સ્ત્રીપાત્રો વધુ ત્યાગી, માની અને ક્રિયાપરાયણ હોય છે: ત્રીજું, ગાઢ હૃદયભેદક કરુણતા કે માનવાત્માને રેંસી નાખતાં મંથનો અજબ કલા-સામર્થ્યથી તેઓ વ્યક્ત કરી જાય છે. માનવાત્માનાં કડુમીઠાં સંવેદનોને સુભગ વાણીમાં અને સરલ શૈલીમાં સાકાર કરવાની તાકાત શરદ્‌બાબુની કલમમાં

છે;-આ તત્ત્વોનું પરિશીલન વાચકો કરે તો તેમના અનુવાદોથી ગુજરાતી નવલસાહિત્યને લાભ થવા સંભવ છે; નહીં તો કેવળ વાચનની ભૂખ સંતોષવા ખાતર, અથવા નવરાશની પળો માટે કંઈક વાંચવા જોઈએ છીએ માટે તેવી જરૂરિયાત પૂરી પાડવા માટે પુસ્તક-બજારને ભરી દેવાથી સાહિત્યને કાંઈ પણ લાભ થવો અશક્ય છે: ઊલટાનો, જીવનમાં જેમ પરદેશી ચળકતા માલ માટેનો મોહ સાદા સ્વદેશી માલની કદર ખૂઝવા દેતો નથી તેમ સાહિત્યમાં પણ, ગુજરાતી લેખકોને તથા વાચકોને ગુજરાતી જીવનમાંથી પ્રેરણા મળતી અટકી જવાનો ભય રહે છે.

'શુભદા' (અનુ. શાંતિલાલ શાહ અને હિમાંશુ ચક્રવર્તી ): શરદ્‌બાબુ અલ્પકાળમાં ચુસાયેલ શેરડીના સાંઠા જેવા ગુજરાતમાં બની ગયા છે. એટલે એમની રહીસહી કૃતિઓને પણ ખોળી ખંખોળી અનુવાદકો અને પ્રકાશકો ગુજરાતીમાં ઉતારવા સરસાઈ કરી રહ્યા છે. કોકે સાચી જ ઉપમા આપી છે કે, "પારકા શેરડીવાઢે ઊભેલા રાંકાત ગુજરાતી છોકરાં પોતાને હાથ પડેલી કાતળીનાં છોતાંને, પછી માખી પણ ન અડે તેટલી હદે, ચૂસી રહ્યાં છે." ભાઈશ્રી અનંતરાય રાવળે વક્રોક્તિમાં લખ્યું હતું કે, "હવે મૌલિક વાર્તા લખવાની શી જરૂર છે ? શરદ્‌બાબુ છે ને; તેથી ચલાવી લેશું"- એ, તેમની અનુવાદસંખ્યા ધ્યાનમાં લેતાં, સાવ સાચું જણાય છે.

શરદ્‌બાબુનું બળ પાત્રનિરૂપણમાં રહેલ છે. નવલકથામાં આવશ્યક એવું બીજુ ઘટનાપ્રવાહનું બળ, તે તેમનામાં ગૌણ છે. કારણ કે ઘટનાઓની સબળતા નિર્બળતાની એમને ઝાઝી પરવા જણાતી નથી. પરંતુ પાત્ર-નિરૂપણમાં તો એ બને તેટલાં ઓછાં પાત્રોથી વાચકને મોહ પમાડે છે. 'શુભદા'માં પાત્રો ઝાઝાં છે: છતાં તેનો ઉઠાવ ઝાંખો છે. એથી એ વાચકના મનને કબજે કરી શકતાં નથી. આ અનુવાદનું નોંધપાત્ર લક્ષણ તે તેમાં સામેલ રાખેલો શરદ્‌બાબુની 'વાર્તાકલા' સંબંધીનો ઈશ્વરભાઈ પટેલનો લેખ છે.

'નવીના' (અનુ૦ રમણલાલ સોની) મૂળ નામ 'શેષ પ્રશ્ન' : જે પ્રશ્નનો છેવટનો નિકાલ હજી આવી શક્યો નથી તેને 'બાકી રહેલો કોયડો' કહ્યો છે. સામાન્ય રીતે શરદ્‌બાબુનાં સ્ત્રીપાત્રો શાંત, રૂઢિચુસ્ત અને પ્રાચીન જમાનામાં ગૃહિણીનો જે આદર્શ હતો તેને જીવનનું ધ્યેય માનનારાં તેમણે ચીતર્યાં છે: પરંતુ આ વાર્તામાં તેમણે એક તદ્દન નવા વિચારની, નવાં અવિધિસર લગ્નને આવકારતી એવી કમલ નામની સ્ત્રીના જીવનનું આલેખન છે: તેથી જ

એ કમલને 'નવીના' નામ અનુવાદકે આપ્યું છે. સમાજજીવનના પાયારૂપ ગણાયેલા ચિરસ્થાયી પ્રેમને આ નવીના કમલ ઠોકરે મારતી જાય છે; અને એવી જ રીતે સમાજની એકેએક માન્યતા સામે એ નવી બંડખોર માન્યતા આગળ ધરે છે. આવા વસ્તુવિધાનને લીધે આ વાર્તામાં જુદાંજુદાં પાત્રોદ્વારા ઘણી ચર્ચાઓને અવકાશ મળ્યો છે. વાર્તાનાં પાત્રોનાં સ્વભાવપરિવર્તન કોઇક અણધારી રીતે થાય છે; છતાં વાર્તા વિચારપ્રેરક છે.

'શેષ પ્રશ્ન' (અનુ. માધવરાવ કર્ણિક) તરીકે પ્રકટ થયેલો આ અનુવાદ અસલ પરથી થયાનો દાવો કરે છે: તે દાવો મૂલના રૂઢિપ્રયોગો અને તેની સંસ્કૃતમય કૃત્રિમ ભાષાને એમ ને એમ ગુજરાતીમાં ઉતારેલાં જોઈ કબૂલ રાખવો પડે છે : પણ અનુવાદકે શબ્દાર્થ કરતાં ભાવાર્થ પર વધારે લક્ષ ચોટાડવાની જરૂર છે. એમ આવા ઘણા પ્રયોગો ઉપરથી આપણે કહી શકીએ છીએ. ઉદાહરણ આપી, આ ત્રુટિ પ્રત્યે ધ્યાન ખેંચવાનું સ્થળસંકોચથી જતું કરવું પડે છે.

'ચરિત્રહીન' (અનુ. માધવરાવ કર્ણિક ) ગુજરાતના પ્રકાશકોને અને ભાષાંતરકારોને એવી ઘેલછા વળગી છે કે શરદ્બાબુની કલમે લખાયલી એકે એક લીંટી ગુજરાતી ભાષામાં ભાષાંતર ન પામે ત્યાં સુધી તેઓ નિરાંતે ખાઈ પી શકે કે બીજું કાંઈ લખી પ્રસિદ્ધ કરી શકે તેમ જણાતું નથી. આવા મોહઘેનની દશામાં 'ચરિત્રહીન' જેવું તેમનું બંગાળામાં ખળભળાટ મચાવનારૂ પુસ્તક રહી જાય જ કેમ ? ભાષાંતર કરનાર ભાઈ મહારાષ્ટ્રી છે; અને ગુજરાતીમાં કેટલાએક વખતથી લખે છે; છતાં તેમના પ્રયત્નમાં કેટલેક ઠેકાણે શૈલીમાં તથા રૂઢિપ્રયોગોમાં ગુજરાતીપણું રહ્યું નથી તેટલું તેમની ઉધારબાજુએ: આ નવલકથા પણ શરદ્બાબુની લાક્ષણિક શૈલી, પાત્રાલેખન તથા માનવજીવનના ચિત્રણવડે સુવાચ્ય છે: પણ ગુજરાતી અનુવાદ તેટલો સુવાચ્ય રહ્યો નથી: કારણ કે મૂળ બંગાળીની સંસ્કૃતપ્રચુર અને ત્યાંના શિષ્ટાચારના રૂઢિપ્રયોગોથી ગુજરાતીમાં દુર્બોધ બની જતી ભાષાસરણી શરદ્બાબુને પિછાનવામાં અંતરાયરૂપ બને છે.

શરદ્બાબુના ' પથેર દાબી ' પુસ્તકને ગુજરાત–અભિમુખ કરવામાં એકસામટા બે પ્રકાશકોએ તડાપીટ પાડી છે. એન. એમ. ઠક્કરની કું. એ દયાશંકર ભ. કવિદ્વારા બે ભાગમાં તે અનુવાદિત કરાવ્યું છે: આર. આર. શેઠે 'અપૂર્વ ભારતી' નામથી બચુભાઈ શુકલદ્વારા તેનું ગુજરાતી અવતરણ પ્રકટ કર્યું છે. લાંબા સમયની સરકારી જપ્તીમાંથી છૂટેલા આ શરદ્રચિત

પુસ્તકનું નામ 'અપૂર્વ ભારતી' અથવા 'પથેર દાબી' (દાવી) છેઃ (બંગાળી 'વ'નો 'બ' ગુજરાતીમાં ન રાખ્યો હોત તો?) પંથ પરનો-માર્ગ પરનો દાવો અથવા હક્કઃ માણસાઈના માર્ગપર ચલાવવાનો હક્ક—એ પુસ્તકના નામનો અર્થ જાણવા મળે છેઃ લેખક કહે છેઃ "આપણે બધાં આ દુનિયાનાં મુસાફરો છીએ. માણસની માણસાઇના રાહનો હક્ક સિદ્ધ કરવા માટે તેની આડે આવતાં બંધનોને તોડીને ચાલતાં શીખવું એ અમારું ધ્યેય છેઃ આપણી પછી આવનારાઓ એ રાહ પર નિર્વિઘ્ને ચાલે, તેમની બંધનહીન ગતિને કોઈ રોકી ન શકેઃ તે જ અમારી ટેક છે."

સરકાર જપ્તીમાં રહેલું આ પુસ્તક વિપ્લવવાદ અને વિપ્લવદળની સંસ્થાઓની વિસ્તારેલી પ્રવૃત્તિઓને વર્ણવે છે એ સાચું; પરંતુ શરદ્બાબુ તો માત્ર એવી અદ્ભુત અને રોમાંચક વાતાવરણની મદદ લઈ, તેને પાર્શ્વભૂમિ બનાવી, સ્ત્રીપુરુષના પ્રેમના રહસ્યની મીમાંસા જ કહેવા ઇચ્છે છે. વૈચિત્ર્યમાંથી સહાનુભૂતિ કેમ જન્મે છે તે એમાં બતાવ્યું છે. બ્રહ્મદેશનું વાતાવરણ—ત્યાંનાં મિશ્રવર્ણનાં પાત્રો,—વસ્તુને વધારે બંધબેસતાં થયાં છેઃ તેથી બંગાળ બહાર તેમણે નજર ફેરવી છે.

અનુવાદની દૃષ્ટિએ એક ભાગમાં સારરૂપ સમાવેલો 'અપૂર્વ ભારતી'નો પ્રયત્ન પ્રશંસાપાત્ર છે. વિદેશી ભાષાનાં ગુજરાતી રૂપાન્તરો બે રીતે થઈ શકેઃ એક પ્રકાર મૂળને તંતોતંત વળગી રહીને, વસ્તુના સ્વરૂપને સાંગોપાંગ અથવા કંઇક ગુજરાત-અનુકૂળ બનાવીને ઘટાવવામાં આવે; બીજો પ્રકાર વસ્તુના તંતુઓને ઊંચકી લઇ નવી સંકલના નિપજાવવાનો છે. એટલે એકમાં અનુવાદક મૂળને વફાદાર રહેવા માગે છેઃ બીજામાં મૂળ વસ્તુને રજૂ કરવાનો આગ્રહ રાખે છે; હમણાં હમણાં જે પ્રમાણમાં શરદ્બાબુને ખાતે જહેમત અને ખર્ચ અનુવાદકો, પ્રકાશકો તથા વાચકો ઉઠાવી રહ્યા છે તે જોતાં, બીજા પ્રકારનાં સરળ રૂપાન્તરો અનેક દૃષ્ટિએ હિતાવહ છે.

'અનુરાધા' તથા બીજી ત્રણ નવલકથાઓ અને 'નારીનું મૂલ્ય'નો સો પાનાંનો નિબંધ (અનુ. રમણલાલ સોની) આ ગ્રંથમાં આપવામાં આવ્યાં છે.

વાર્તાપ્રેમી ગુજરાતને શરદ્બાબુની વાર્તા-ખાણ હાથ લાગ્યા પછી, તેમના વાર્તાભંડારો લેખકો તથા પ્રકાશકો ખૂબ રસથી તથા ત્વરાથી ખંખોળવા મંડયા છેઃ અને જેના હાથમાં જે આવ્યું તે ગુજરાતીમાં ઉતારવા મંડી ગયું છેઃ અને કેટલીકવાર તો વહેલો તે પહેલો—એવી પ્રકાશનમાં હરીફાઈ પણ ચાલી રહી છે. સંસારજીવનની ઉપરછલ્લી ક્ષુદ્રતાઓ જે આપણી

દષ્ટિને આવરી બેઠી છે, તેને ખુલ્લી પાડવામાં અને સમાજના પાવનકારી સદંશો પકડી, તેની છણાવટ શરદ્બાબુ કલાથી કરે છે. ગુજરાત પર શરદ્બાબુની વાર્તાપ્રતિભાનું આક્રમણ કેવાં પરિણામ લાવશે તે તો ભવિષ્યનો ઇતિહાસકાર જ કહી શકશે. 'અનુરાધા'ના સંગ્રહમાં ૭ વાર્તાઓ છે, એમાંની 'બડી દીદી' 'મોટી બહેન' નામથી શ્રી. મહાદેવભાઈએ ૧૯૨૩ના અરસામાં ગુજરાતીમાં ઊતારેલી છે. એકંદરે આ વાર્તાસંગ્રહમાં સ્ત્રીજાતિની સારીમાઠી બે પ્રકારની પ્રકૃતિનું નિરૂપણ તેજચ્છાયાની જેમ કરેલું છે. વળી નમાયાં બાળકોની વકીલાત પણ એમનો એક વિશિષ્ટ કથાતંતુ છે.

આ નવલોનો બીજો અનુવાદ દયાશંકર ભવાનીશંકર કવિ તથા માણેકલાલ જોષીએ મળીને કરેલો તે પણ આ સાલમાં પ્રકટ થયો છે. બન્ને પ્રકાશનો અસલ બંગાળી ભાષાના પરિચય પરથી ઊતર્યા છે એટલું સંતોષથી નોંધવાનું છે. તેમાંના બીજા શ્રી. માણેકલાલ જોષીએ 'દત્તા'નો અનુવાદ પણ કર્યો છે. તેમાંના પાંચમા પ્રકરણનું મથાળું 'મનોમાલિન્યનો સૂત્રપાત' અસલના સંસ્કૃતપ્રાચુર્યનો ખ્યાલ આપવા નોંધીએ છીએ.

'બડી દીદી' (અનુ. સુશીલ)ની વાર્તા 'અનુરાધા'ના વાર્તાસંગ્રહમાં આવી ગઈ છે. છતાં આ તેનો ત્રીજો અનુવાદ એક જ વર્ષમાં આપણા પર નવાજવામાં આવ્યો છે. શ્રી. મહાદેવ દેસાઈનો 'શરદબાબુની ત્રણ વાતો'માં 'મોટી બહેન' જેવા ગુજરાતી નામથી ઓળખાવાયેલી વાર્તા બંગાળી નામથી આપણને આંજી દેવા માગતી હોય એમ પ્રકટ થઈ છે.

'સુવાસચંદ્ર' (અનુ. ઉપાદેવી દલાલ) એ ત્રણેક વર્ષ પર 'વિપ્રદાસ' નામથી પ્રકટ થયેલા વાર્તાનુવાદ પછી, બંગાળી જેની માતૃભાષા છે એવી એક બહેને, પુસ્તકનું નામ બદલીને કરેલો તેનો બીજો અનુવાદ છે. બંગાળી જાણનારની દષ્ટિએ એ આવકારપાત્ર છે. છતાં 'વિપ્ર' શબ્દમાં શરદબાબુને જે ધ્વનિત કરવું છે તે 'સુવાસચંદ્ર' નામથી થઇ શકતું નથી. પરદેશી આચારવિચારમાં રચીપચી રહેલી વંદના, વિપ્રતાને પૂજવા માટે પ્રાચીન રૂઢિમાં ઊછરેલાં કુટુમ્બમાં આવે છે. કથાનકની વાસ્તવિકતા આવા વિરોધી વાતાવરણને લીધે જોરદાર બની શકી છે. કેટલાક બંગાળી શબ્દો એમ ને એમ મૂકવામાં આવ્યા છે તે માટેનું કારણ તેના અનુવાદકની તે માતૃભાષા છે તે છે.

'ગૃહદાહ' (અનુ. ભોગીલાલ ગાંધી) આ અસલ પરથી કરેલા સુવાચ્ય અનુવાદમાં વાર્તા ઉપરાંત, બે વિશેષ વસ્તુઓ ધ્યાન ખેંચે છે.

શ્રી. ઉમેદભાઈ મણિયારનો 'શરદબાબુની કલાસૃષ્ટિ'નો લેખ અને શ્રી. નગીનદાસ પારેખનો 'શરદ્બાબુની જીવનઝાંખી'નો ચરિત્રલેખ-બન્ને શરદબાબુની માનવતા તથા મહત્તા સમજવામાં ખૂબ ઉપયોગી છે.

**પરદેશી ભાષામાંથી રૂપાન્તરો :**

'અપરાધી' (ઝવેરચંદ મેઘાણી): હૉલ કેનના 'માસ્ટર ઑફ મેન'નું આ રૂપાન્તર આટલું સુંદર બન્યું છે કારણકે તેમાં કાઠિયાવાડનું વાતાવરણ સ્વાભાવિક લાગે તેમ બંધબેસતું બનાવ્યું છે; અને તેમાં જ લેખકની ફત્તેહ છે. પુસ્તકને છેડે 'નિવેદન'માં જણાવ્યું ન હોત તો આ રૂપાન્તર છે એમ વહેમ પણ ન જાત. સત્ય અને ન્યાયનિષ્ઠ એક જુવાનને પોતાની જ વિરુદ્ધ એકવાર ચુકાદો આપતાં તેને પોતાની પ્રિયતમા ગુમાવવી પડે તેવો પ્રસંગ ખડો થાય છે. ઘણાં ઘણાં મંથનને અંતે એ પોતાના પાપનો ખુલ્લો એકરાર કરે છે; અને પોતે જ ખરા અપરાધી તરીકે જેલમાં જઈ બેસે છે. અહીં જેલમાં જ એને એની પ્રિયતમા મળે છે અને પછી બન્ને પરણી જાય છે. આમ કલાનો ન્યાય (poetic justice) એમાં પૂરેપૂરો સચવાયો હોય એમ વાર્તાને અંતે આપણને લાગે છે. વાર્તાની ખૂબી એના એકધારા રસમાં છે. વાર્તાવિભાગમાં આ કીમતી ઉમેરો છે.

'અમ્મા' (ભોગીલાલ ગાંધી): રશિયન સાહિત્યકાર મેક્સીમ ગૉર્કીની 'મધર'પરથી આપણા દેશના વાતાવરણને અનુરૂપ બનાવીને ગુજરાતીમાં ઉતારેલી આ કૃતિ છે. મજૂરોના આત્મભાનની બુદ્ધિપૂર્વક જાગૃતિના આલેખન માટે બંગાળનું રાજકારણી વાતાવરણ વિશેષ બંધબેસતું લાગવાથી, લેખકે બંગાળની ભૂમિમાં વાર્તાને ગોઠવી છે; અને નામ હિંદી રાખ્યું છે. પ્રયોજક વાર્તાનું હાર્દ આમ બતાવે છે: "એક સૂતેલા રાષ્ટ્રના જાગરણની આ કથા છે: ધરતીમાતા—જન્મભોમને એક જીવતા—પાત્ર—દેહધારી 'અમ્મા' તરીકે નીરખી છે. જડ, મૂઢ, સાશંક, બીકણ, ગભરુ ધરતી ધીમે ધીમે જાગ્રત થાય છે, માથું ઊચકે છે, ક્રાંતિ પોકારે છે. શિથિલ કાયા અને તેમાં કરચલી —એવી વૃદ્ધ અમ્મામાં નવયૌવન—નવચેતન આવે છે: રશિયાનું વ્યક્તિરૂપે મૂર્ત સ્વરૂપ તે અમ્મા : અમ્માનું વિરાટ ભાવના—સ્વરૂપ તે રશિયા :" મૂળ ઉપરથી ટૂંકાવીને, આત્મસાત્ કરીને ઉતારેલી આ વાર્તા પરદેશી સાહિત્યમાંથી કરવાના અનુવાદો—રૂપાન્તરો માટે અનુકરણીય નમૂનો રજૂ કરે છે. એક અભણ મજૂર સ્ત્રી, દુનિયાના સામાજિક તેમ જ રાજકીય પ્રવાહો ન જાણતી છતાં, ક્રાંતિને વેગ આપવાનું તથા ક્રાંતિ માટે પ્રાણ આપવા સુધીનું કામ કરી

બતાવે છે. એ પ્રમાણે 'અમ્મા'નું પાત્ર ઉત્તરોત્તર વિકસાવીને બધું સ્વાભાવિક લાગે તેમ ચીતર્યું છે. અહિંસાદ્વારા પણ ક્રાંતિ આવી શકે-એવું પણ તેમાં સૂચન છે.

હાલમાં શરદ્બાબુની વાર્તાઓનો ધોધમાર પ્રવાહ આપણા વાર્તા-સાહિત્યનાં બજારને છલકાવી રહ્યો છે: તેવી પરિસ્થિતિમાં તેમના પ્રયોજકો મૂળ લેખકની ખૂબીઓને જાળવી રાખી, સંક્ષિપ્ત વાર્તારૂપે ગુજરાતીમાં એ નવલોને રજૂ કરે તો વાંચકોને એનો એ વાર્તાસંભાર ઓછા ખર્ચે મળશે: કિલષ્ટ અને કઢંગી રચનાઓ વડે અનુવાદકો ભાષા પર જે જુલમ ગુજારી રહ્યા છે તે જતો રહેશે: અને પરપ્રાન્તના શિષ્ટ સાહિત્યની ખૂબીઓનો પરિચય તો થશે જ થશે.

'કલંકિત' (મણિલાલ ભ. દેસાઈ): ફ્રેંચ નાટક ઉપરથી અપ્ટન સિંકલેરે નવલકથામાં 'ડેમેજ્ડ ગુડ્ઝ' નામથી રૂપાન્તર કર્યું છે તેનો આ અનુવાદ છે. ૧૯૩૦-૩૧માં 'ડૉ. મિનોચેહેરનો દર્દી" નામથી પારસી સંસારમાં ઘટાવેલું એવું એનું એક રૂપાન્તર પ્રકટ થયું હતું: સિફિલિસ (ચાંદી)નો રોગ કેટલો ભયંકર છે, અને કહેવાતા પ્રગતિમાન યુગને એ કેટલો 'કલંકિત' બનાવે છે: તેનું આમાં નિરૂપણ છે. પ્રજામાં ફેલાતા આ હીણા રોગ તરફ આંખમીંચામણાં કરતા રાજનીતિજ્ઞોની આંખ ઉઘાડવા આ પ્રચારલક્ષી પુસ્તક લખાયું હતું. આ રોગમાંથી બચવાના ઉપાયો અશક્ય નથી એ એમાં બતાવ્યું છે; અને 'ટૂંક મુદતમાં રોગ નાબૂદ કરી આપનાર' ડાકટરોની સામે તેમાં કટાક્ષ છે. છતાં પ્રશ્નકથાઓમાંથી પણ સમર્થ સાહિત્યકારને હાથે શિષ્ટ સાહિત્ય નીપજી શકે છે એનું આ જ્વલંત ઉદાહરણ છે.

'જેકિલ અને હાઇડ' (મગનભાઈ પ્રભુલાલ દેસાઈ) આર. એલ. સ્ટીવન્સનકૃત અસલ કૃતિપરથી આ અનુવાદ છે. જેકિલ નામનો રસાયન-શાસ્ત્રી પોતાની જાત પર પ્રયોગ કરે છે: આસુરી અને દૈવી-એવા બે પ્રકારના પોતાના અંશોનું પૃથક્કરણ કરી, એકમેકથી અલગ રહીને કેવું જીવન જીવી શકાય તેના અખતરા કરે છે. સારા સ્વરૂપને પોતે 'જેકિલ' નામથી ઓળખાવે છે; અને હલકા સ્વરૂપે મનગમતાં અનિષ્ટ કામો કરીને 'હાઈડ' નામથી વ્યવહાર કરે છે; છતાં ધારી શકે તેટલું અલગ સ્વરૂપ તે સાચવી શકતો નથી. હાઈડનાં કામોથી જેકિલની શાંતિ અને શક્તિને આઘાત પહોંચે છે. પરિણામે આવા બે-ધારી જીવનથા કંટાળીને આપઘાત કરે છે. ટૂંકામાં, રસાયનોની મદદથી માણસ દેવ થવાને બદલે અસુર બને છે: અસુરપણું

મનુષ્યમાં જે દશાંશ જેટલું રહેલું છે તે કાયાપલટના અભ્યાસથી તેને સો ટકા જેટલું વધારી મૂકે છે. તેથી શુદ્ધ તત્ત્વોનો વિકાસ સાધવાને બદલે અનિષ્ટ તત્ત્વો ઉત્તેજવાને પરિણામે તેનો સર્વનાશ થાય છે. વિજ્ઞાનની મદદથી એકબીજાનાં ગળાં પીસવા તૈયાર થયેલાં રાષ્ટ્રોને માટે આ રૂપકકથા ખૂબ બંધબેસતી છે. અનુવાદકને તેમના સ્વચ્છ અને સરળ અનુવાદકાર્ય માટે અભિનંદન ઘટે છે.

'અબજપતિ' ( રમાકાન્ત ગૌતમ )માં ' ધ ઇનએવિટેબલ મિલ્યોનૅર' નામની અર્ધકટાક્ષ અને અર્ધમર્મભરી અંગ્રેજી નવલકથાને આપણા દેશ-કાળને અનુરૂપ બનાવીને ઉતારવામાં આવી છે. એટલે મૂળની આછી છાપ ઉપરાંત બીજું કશું જ તેમાં અંગ્રેજી નથી. જાતીય પ્રશ્નોની પાછળ ખર્ચાઇ જતી ગુજરાતી લેખકોની વાર્તાશક્તિ તથા કલા આવી જાતના અદ્ભુત અને રમૂજભર્યા છતાં બોધક પ્રશ્નોના નિરૂપણના કામે લાગે તો વાર્તાલેખનના વલણને બીજે માર્ગે જડી શકે તેમ છે. આ દષ્ટિએ આ વાર્તાના અનુવાદક રમાકાંત, તે માટેની પ્રેરણાકરનાર 'સાધુ વાણિયા' એવા રમણભાઈ શેઠ, તથા તેના 'પ્રસ્તાવના' લેખક રમણલાલ દેસાઈ–એ સૌને ધન્યવાદ ઘટે છે. કંજૂસાઈમાંથી ઉદારતાની ટોચે ચઢવા મથતા ધનપતિઓને ધન વાપરવાની કેટલી મુશ્કેલીઓ અને મૂંઝવણ ઊભી થાય છે, અને નાખી દેતાં ન ખૂટતું ધન કેવા કેવા અખતરાઓ કરાવી એક ધનપતિના હૃદયને માણસાઈમાં લાવે છે તેનું વર્ણન આ પુસ્તકમાં મળે છે.

**નવલિકા:** આ વર્ષમાં નવલિકાના એકંદર બાવીસ સંગ્રહો લગભગ ત્રણસો ટૂંકી વાતો આપતા પ્રકટ થયા છે. આપણાં માસિકો, અઠવાડિકો તથા દૈનિકોમાં ટૂંકી વાર્તાઓ ઊભરાઈ રહી છેઃ તેમાં બહુધા પ્રયોગાત્મક દશાનું દર્શન થાય છે. કલાત્મક કૃતિઓનો ભાગ નાનો હોય છે. ઊછરતા લેખકો પ્રત્યેના સદ્ભાવને લઈને સામયિકો સર્વ પ્રકારના ગુણદોષવાળી વાર્તાઓ નભાવી લે છે, તેને છાપી આપે છેઃ અને તેમના પ્રયોગોને પ્રસિદ્ધિ આપે છે. થોડા સમય પછી, આવી પ્રયોગદશાની વાર્તાઓ પુસ્તકરૂપે પ્રકટ થાય છે. આ પ્રયોગોમાં કેટલાંક અનુવાદો હોય છેઃ કેટલાંક રૂપાન્તરો હોય છેઃ અને કેટલીક મૌલિક કૃતિઓ પણ હોય છે; છતાં સંગ્રહરૂપે પ્રકટ થતી આ વાર્તા–સામગ્રી અખંડ પુસ્તકને સારું કહેવરાવે એવું ભાગ્યે બને છે. તેથી આ વિભાગનાં સર્વાંગસુંદર કહીએ તેવાં પુસ્તકો બહુ જૂજ છે.

આ પરિસ્થિતિ નિહાળતાં મને એક વિચાર સૂઝે છે કે દર વર્ષે "Best short stories of the Year" એટલે વર્ષભરના એકંદર સંગ્રહોમાંથી, દરેક લેખકની એક એક-એમ તેમની શ્રેષ્ઠ વાર્તાનો સંગ્રહ પ્રકટ થતો રહે તો લેખકો તેમ જ વાચકો બન્નેને પ્રોત્સાહન મળશે; અને તેમને દિશા-સૂચન પણ થશેઃ હાલમાં તો પ્રકાશકમિત્રની કૃપા હોય તો ગમે તેવા આછાપાતળા સત્ત્વવાળી વાર્તાઓના સંગ્રહો પ્રકટ થવા સહેલ બન્યા છે. પરંતુ નવલિકાલેખકની નેમ ઊંચી રહે એ ઇષ્ટ છે. અને વાચકવર્ગ પણ જે આપ્યું અને જેવું આપ્યું તેનાથી ચલાવી લે છે તેમ પણ નહિ થાય. તેને બદલે, સંગ્રહમાંની કલાયુક્ત વાર્તા કયી અને શા માટે ?-તેનો વિચાર સ્વાભાવિક રીતે તેને ઉદ્ભવશે. સાહિત્યપ્રયોગો કરનાર લેખકો તથા એ પ્રયોગોને વધાવી લેનાર વાચકો—બન્નેની આંખ કેળવાશે; અને પરિણામે સાહિત્યને ઊંચી કક્ષાની વાર્તાઓના સંગ્રહો મળવા માંડશે—એવી આશા રાખવી વ્યર્થ નથી. કોઈ સંસ્કારી પ્રકાશક આ સૂચનાને જરૂર ઉપાડી શકે છેઃ અને તેમાં લેખકો તથા પ્રકાશકો અન્યોન્યને પૂરો સહકાર આપશે એમ ધારી લઈએ છીએ.

**વર્ષની શ્રેષ્ઠ વાર્તાઓનો સંચયઃ**

ઐતિહાસિક વિષયોમાં નવલકથાનું તત્ત્વ વિશેષ ભળેલું હોવાથી, નવલિકા માટે તે વિષય બહુ બંધબેસતો જણાયો નથી. તેથી જીવનના પ્રસંગોમાંથી તેનું વસ્તુ મેળવવું સુલભ પડ્યું છે. સંસાર અને સમાજને જોવા-નીરખવાની આપણી દૃષ્ટિમાં ફેરફાર થયો છેઃ તેને લીધે ટૂંકી વાર્તાના અગણિત વિષયો સાંપડવા લાગ્યા છે. રૂઢ અનિષ્ટ માન્યતાઓ અને કુચાલોની આસપાસ સામાજિક વાર્તાઓની સૃષ્ટિ મુખ્યત્વે ફરી રહી છે. નીતિશાસ્ત્ર, માનસશાસ્ત્ર તથા અદ્ભુત રસ-તેના નિરૂપણને તેમાં પૂરો અવકાશ હોય છે. વળી ગુજરાતના સામાજિક તથા સાંસ્કારિક ભાનને જગાડવા માટે તેને હચમચાવવું જોઈએ-તેને વિદ્યુત્ થડકાઓ આપવા જોઈએ-એવી માન્યતા જુવાન માનસમાં ઉદ્ભવી છે તે ઘડાતી જાય છે અને પોષાય છે પણ ખરીઃ પરંતુ 'નવલિકા' એ કલાપ્રકાર હોવાથી, લેખક પોતાનું ધ્યેય પ્રત્યક્ષ કરતાં પરોક્ષ બોધરૂપે તથા વૈવિધ્ય અને કલ્પના-પ્રભાવવડે જેટલું વધુ વ્યક્ત કરે તેટલું સાહિત્યદૃષ્ટિએ એ ઉત્તમ ગણાયઃ જીવન ભરીને વાર્તાસામગ્રી પડેલી હોવા છતાં, વાર્તાબીજની ખિલવણી કરવાનું અને તેમાંના ઇષ્ટ સિદ્ધાંતને તારવવાનું

**નવલિકાના વિષયોઃ**

તથા વાચકના અંતર પર સચોટ છાપ ઉઠાવવાનું કામ સહેલું નથી. અને તેથી જ મોટા ભાગના લેખકો વાર્તાકારની આ કલાથી વંચિત હોવાથી, ટૂંકી વાર્તાના ઘણા સંગ્રહો માત્ર મનોરંજન સિવાય બીજું કાંઈ સાધી શકતા હોય એમ જણાતું નથી. અંગ્રેજી કેળવણીની શરૂઆતમાં આપણે ત્યાં સામાજિક, કૌટુમ્બિક કે ધાર્મિક સુધારાઓનું કામ નિબંધોદ્વારા કરવામાં આવતું: તે આજની નવલિકાઓ કરવા માગતી હોય એવાં ચિહ્ન જણાય છે.

આ વિભાગમાં પણ શ્રી. મેઘાણીનો ફાળો મોટો છે. 'કુરબાનીની કથાઓ'ની શાળાના ઉપયોગ માટે સંસ્કારેલી ચોથી આવૃત્તિ, તથા 'સૌરાષ્ટ્રની રસધાર'ની બીજી ધારાની ત્રીજી આવૃત્તિ આ સાલમાં મળી છે. 'આપણા ઉંબરમાં' પણ ત્રીજી આવૃત્તિમાં પ્રવેશ્યું છે; અને મધ્યપ્રાંત તથા વરાડમાં ભણતાં ગુજરાતી બાળકો માટે તે પાઠ્યપુસ્તક તરીકે નિમાવાથી તેનું આ પ્રકાશન થયું છે. એ હકીકત તેમની યોગ્ય પ્રસિદ્ધને ગૌરવ અપાવે છે.

પહેલાં લાંબી વાર્તાઓનું જૂથ લઈએ: નવલ અને નવલિકાના વિભાગમાં ક્યાંય પણ બરાબર બંધ ન બેસે એવો આ પ્રકાર છે.

'પુરાતન જ્યોત' (ઝવેરચંદ મેઘાણી) એ સોરઠી સંતોની પૂર્તિરૂપે ત્રણ સંતકથાઓનું પુસ્તક છે: પરંતુ તેમાંની પહેલી 'સંત દેવીદાસ'ની લગભગ દોઢસો પાનાંની વાર્તા નવલકથાના વર્ગમાં મૂકવી પડે તેટલી વિસ્તૃત છે; અને તેટલી રસિક પણ છે. ભક્તિની પુરાતન જ્યોત સંતોની પરંપરા જાગતી રાખે છે, અને જીવન-ભૂલેલાંને પ્રકાશ આપે છે—એ આ કથાઓનો સાર છે. સંતચરિત્રો તેમાંનાં ભજનોથી વધારે ભવ્ય અને સ્વાભાવિક બન્યાં છે.

'અખંડ જ્યોત' ('સોપાન')માં બે લાંબી (એક દોઢસો અને બીજી સો પાનાંની) નવલો છે; અને પ્રત્યેકમાં એક એક યુગલની પ્રેમકથાદ્વારા લગ્નજીવનમાં પ્રેમનું સ્વરૂપ, જીવનમાં નિર્મળ રસ અને કર્તવ્યભાવના તથા પ્રેમનો નિભાવ કરવામાં વેઠવી પડતી વેદના તેનું રસભર્યું આલેખન છે.

'શા માટે બંધન?' (અનુ. માણેકલાલ જોષી) માં રશિયન લેખક રોમોનોફની બે લાંબી વાર્તાઓનો અનુવાદ છે: એમાં નવા ઘડાઈ રહેલા સામ્યવાદી રશિયન સંસારમાં સ્ત્રીપુરુષના જાતીય સંબંધોની મીમાંસા કરવામાં આવી છે: વાર્તાનું સ્વરૂપ પત્રોદ્વારા વિકસાવવામાં આવ્યું છે: પરંતુ તેથી વાર્તામાં રસ આવી શકતો નથી.

બીજું જૂથ એવી વાર્તાના સંગ્રહોનું છે જેમાં માત્ર પહેલી વાત

ઉપરથી આખા સંગ્રહનું નામ પાડવામાં આવ્યું છેઃ સંગ્રહ હોય એવા પુસ્તકના નામકરણ માટે આ પ્રથા વખાણવા જેવી છે કે કેમ તે વિચારવા જેવું છે. નવલકથાનો ભ્રમ ઉત્પન્ન કરતું એવું એક જ ટૂંકું નામ આખા સંગ્રહને વીંટી લઈ તેના સમગ્ર ભાવને સૂચવે એમ બનતું નથી.

'ઊંધાં ચશ્માં' (લલિતમોહન ગાંધી) એ 'કલ્પનાકુસુમો'ના વાર્તાસંગ્રહકારની બીજી ચૌદ નવલિકા કૃતિઓનો સંગ્રહ છે. એમાં પ્રતિબિંબિત થતાં નવાં કલાસ્વરૂપોનું ભાન લેખકને છેઃ અને તેથી તેમણે નવલિકાનું તત્ત્વ જળવાય તે માટે બનતું ધ્યાન રાખ્યું છે. વાર્તાના વિષયો સમાજના ખૂણેખૂણામાંથી શોધી કાઢ્યા છેઃ અને પરિણામે વિચારપ્રેરક વાર્તાઓ આપણને મળી છે.

'ઓટનાં પાણી' (ગુણવંતરાય આચાર્ય તથા સ્વ. ગિરીશ રાવળ)માં લેખકોની અનુક્રમે ચાર અને પાંચ વાર્તાઓ એક જ નામ નીચે છાપવામાં આવી છે. સ્વર્ગસ્થ ગિરીશ રાવળ-જેમની વાર્તાઓ 'નવચેતન'માં છપાઈ હતી-તેમનો પરિચય ગુણવંતરાય આચાર્યે કરાવ્યો છે. તેનું મહત્ત્વ અંદરની વાર્તાઓ કરતાં પણ મને વધુ જણાયું છે. આપમેળે સંસાર સામે વઢીઝઘડી પોતાનો માર્ગ કરનાર આ જુવાન લેખકનું ક્ષયથી અવસાન થયેલું જાણી ખેદ થાય છે. તેની આટલી જીવનનોંધ પણ એક ટૂંકી વાર્તા જેવી સૂચક અને પ્રેરક બની છે.

'ઉમા' (પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ) માં આપણા મધ્યમ સમાજના કૌટુમ્બિક જીવનમાં ખાસ કરીને નારીજીવનમાં બનતી ઘટનાઓમાંથી વસ્તુ ઊચકી લઈ ચૌદ વાર્તાઓ અપાઈ છે. વાર્તાઓ વાંચવે, વિચારવે સારી છેઃ પરન્તુ એમાં કલાત્મક સંક્ષિપ્તતા કે ધ્વનિ અને વ્યંજના પ્રમાણમાં ઓછાં છે. લેખક આથી વધારે સુંદર સર્જનોની આશા આપે છે.

'રોહિણી' (નાગરદાસ પટેલ) માં ચોવીસ વાર્તાઓ જુદાજુદા રસની અને જુદાજુદા સાહિત્યસ્વરૂપની એકત્ર કરેલી છે. તેના આવા વૈવિધ્યને લીધે તે લોકપ્રિય રહે તો નવાઈ નહિ. સ્ત્રીજીવનની સમસ્યાઓ, જાતીય આકર્ષણનાં પરદેશી લેખકોએ ચીતરેલાં ચિત્રો અને વાસ્તવવાદને નામે સમાજના ગંદા અને ગલીચ વિભાગોનું આલેખન-જે સમયમાં ટૂંકી વાર્તા માટે કલાત્મક પ્રદેશો ગણાઈ રહ્યા છે તેવે વખતે, આવા નિર્દોષ અને રસવૈવિધ્યવાળા સંગ્રહને વધાવવા જેવો છે.

વાર્તાની સંખ્યા ઉપરથી નામ પાડીને પ્રકટ થયેલા સંગ્રહો 'દિગન્ત'

(મોહિનીચંદ્ર) 'દશમી' (પ્રકાશમ્) તથા કમળની સોળ 'પાંદડીઓ' (શયદા) એટલા મળ્યા છે. પહેલામાં કવિ મોહિનીચંદ્ર વાર્તાકાર તરીકે પહેલવહેલા પ્રસિદ્ધિમાં આવે છે. દશ દિશાઓ ઉપરથી દશ વાર્તાના સંગ્રહનું નામ 'દિગંત' પાડ્યું છે. સમાજની જડ રૂઢિઓને કારણે જેમને હેરાન થવું પડે છે તેવી વ્યક્તિઓને ઉદ્દેશી તેમની ગંગા, દાતણવાળી, ખેડૂત, લટાર વગેરે વાર્તાઓ લખાઈ છે. વાર્તાઓનો હેતુ 'નાન્દી' દ્વારા તેમણે પ્રારમ્ભમાં જણાવ્યો છે: આ નવીન પ્રયોગ છે: વાર્તાકારની ભાષામાં કવિ ઢાંક્યા રહેતા નથી.

બીજો દસ વાર્તાનો સંગ્રહ 'પ્રકાશમ્' ને પ્રકાશમાં લાવે છે. 'નવચેતન' દ્વારા પ્રસિદ્ધિમાં આવેલી આ વાર્તાઓમાં નવલિકાકારના સારા ગુણો વિકસતા જોઈ શકાય છે. શ્રી. રમણલાલ દેસાઈદ્વારા પુરસ્કૃત થયેલી આ વાર્તાઓમાંથી 'મહેમાન' અને 'સ્નેહરાજ્ઞી' તેમાંની શ્રેષ્ઠ વાર્તા છે; અને લેખક માટે સારા ભવિષ્યની આશા આપે છે.

સોળ સોળ 'પાંદડી' ના કમળનું સ્મરણ કરાવતી શ્રી. શયદાની, જીવનનાં દર્દને રસિક અને આકર્ષક સ્વરૂપમાં રજૂ કરનારી ૧૬ વાતોનો સંગ્રહ સુવાચ્ય છે. આસપાસના સમાજમાંથી રોજ દેખાતી ઘટનાઓને એમણે સાહિત્યના વાતાવરણદ્વારા સ્વચ્છ શૈલીમાં અસરકારક બનાવી છે: 'બે ઘડી મોજ' કરાવનાર આ સાહિત્યકારની કૃતિઓમાં મનોરંજન ઉપરાંત બીજું પણ આકર્ષક તત્ત્વ છે.

હવે વાર્તાસંગ્રહોનાં બીજાં ઝૂમખાં જોઈએ:

'લતા અને બીજી વાતો' (ગુલાબદાસ બ્રોકર); ગયા ૧૯૩૦ ના સત્યાગ્રહ વેળાનું જેલજીવન સાહિત્યદષ્ટિએ ગુજરાતને ચિરસ્મરણીય અને લાભપ્રદ નીવડ્યું છે: કારાવાસોએ કેટલાયે રાજકેદીઓને વાંચતા કર્યા, વિચારતા કર્યા અને તેમાંના કેટલાકને લખતા પણ કર્યા. કાષ્ઠમાં અગ્નિની જેમ છુપાયેલી શક્તિઓનું આત્મભાન થતાં તે પ્રકટ થવા તલસવા લાગી: પરિણામે સંસારનિરીક્ષણની ઊર્મિઓનું આલેખન એવી નવી કલમોદ્વારા સાહિત્યને મળવા લાગ્યું.

શ્રી. રામનારાયણ પાઠકની પ્રેરણાથી ભાઈ બ્રોકરની છૂપી સાહિત્યશક્તિઓ બહાર આવી; અને બેઅઢી વર્ષના ગાળામાં તેમનો ટૂંકી વાતોનો સંગ્રહ પ્રસિદ્ધ થઈ શક્યો. આ વાતોમાં સંસારને ડહોળી નાખનારાં અનેક બળોનું સૂક્ષ્મ નિરીક્ષણ છે: અને તેનું સીધી સરળ શૈલીમાં આલેખન છે. આ ગુણને લીધે જ તેમનો પહેલો પ્રવેશ પણ માનભર્યો થવા પામ્યો છે.

સંગ્રહમાંની ઘણી વાતોના મૂળમાં કામવૃત્તિઓનું સૂક્ષ્મ પૃથક્કરણ રહેલું છે. આધુનિક સ્ત્રીપુરુષના પ્રેમજીવન અને લગ્નજીવનમાં દબાઈ રહેલી અને કવચિત્ દેખા દઈ દેતી જાતીય આકર્ષણની વૃત્તિનું મર્મવિદારક કરુણા ઉપજાવે તેવું તેમાં વર્ણન હોય છે. 'જીવનની મોજ' ને તેમની લાક્ષણિક નિરૂપણશૈલીનો સુંદર નમૂનો ગણી શકાય. એમાં મોજીલી, અને માણ્યા જ કરવાની જીવનફિલસૂફીની પોકળતા અને ભૂલેલા માનવીજીવન પર થયેલો તેનો પ્રત્યાઘાત અતિકરુણતામાં વિરામતો વર્ણવ્યો છે.

'આનંદેશ' (વિનોદરાય ભટ્ટ)નો 'અભિષેક' નામનો વાર્તાસંગ્રહ સામાન્ય જીવનમાંથી આપણી જ આસપાસ રોજ બરોજ બનતા બનાવોમાંથી ઘટનાઓ ઊંચકીને રચાયો છેઃ તેથી તેમાં વાસ્તવિકતાના અંશ ઠીક આવ્યા છે. છતાં આમાંની કેટલીક વાર્તાઓમાં લેખક વાર્તાકાર મટી ઉપદેશક થઈ જતા હોય એમ લાગે છે. વસ્તુનું વૈવિધ્ય હોવા છતાં શૈલી એકધારી જણાય છે. નવી મા, વાત્સલ્યનો અભિષેક, તડકા—છાયા, અધૂરું સ્ત્રીત્વ—એ વાતો ગણાવવા જેવી છે. લેખકના આ પહેલાંના બે વાર્તાસંગ્રહો—'ધૂપદાની' અને 'પ્રદક્ષિણા' કરતાં આ વાર્તાઓમાં શૈલી ઘડાતી આવી છે એમ જણાય છે.

'સંસારદર્શન' માં બાલકૃષ્ણ ચૂનીલાલ જોષી તથા રમાકાન્ત દ્વિવેદીની સામાજિક વાર્તાઓ સંગ્રહેલી છે. આપણા સમાજના જુદાજુદા ખૂણાઓને એક એક વાર્તાદ્વારા લેખકે પ્રકાશમાં મૂકયા છે જેથી વાચક તે ઉપર વિચાર કરે.

'વનિતાઓના સુખી સંસાર' માં સંપાદક અમથાલાલ શાહે વાર્તા, સંવાદ, નિબંધ અને એવું એવું ઘણું, એક ચોપડીમાં ભેગું કર્યું છે. તેનો પ્રચાર બોધ માટે છે.

'બાળવિધવા' (ચંપકલાલ મોદી) ની વાર્તા સ્ત્રીશક્તિ કાર્યાલય માટે બંધબેસતી છેઃ વાર્તા સારી લખાઈ છે.

'ઝાંખાં કિરણ' (રતિલાલ શાહ) નામનો દસ વાતોનો સંગ્રહ લેખકનો વિનય છતાં, લખાવટમાં ઝાંખો કહીએ તેવો નથી. ટૂંકી વાર્તાનું ટૂંકાપણું તથા તેમાં હોવું જોઈતું સૂચકપણું આ વાતોમાં છે તેથી તે પ્રશંસાપાત્ર છે.

'અજવાળી રાત' (સં. રવિશંકર રાવળ) એ સંગ્રહનું નામ સુંદર તેમજ અર્થસૂચક પણ છે. ચાતુર્માસની અજવાળી રાતે કહેવાતી વિનોદ-

ચાતુર્યની આ પંદર વાતો ઝાઝે હાથે રળિયામણી બની છે. તેમાં ગુજરાતી, બંગાળી, મારવાડી, ઇરાની અને અંગ્રેજી અપ્સરા તથા પરીકથાના સાહિત્યમાંની વાનગી છે. વાર્તાઓની જેમ જનમભોમકા જુદી છે તેમ તેને ઉતારનાર કલમ પણ નોખી નોખી છે. તેથી તેમાં શૈલીની એકસૂત્રતાની આશા કોઈ પણ ન રાખે. લોકકથાઓનું આવા સુંદર સ્વરૂપમાં કરેલું પ્રકાશન એની મોહિની જમાવવામાં જરૂર સફળ નીવડશે.

'સોરઠી ગાથા' ( મગનલાલ શામજી ત્રિવેદી–'મયૂર' ) માં મેઘાણી અને રાયચુરાએ પાડેલી સોરઠી કથાઓની સુંદર કેડીઓને માર્ગે ચાલતી સોરઠધરાની પ્રોત્સાહક કથાઓ આપેલી છે. એમાંની ઘણી 'શારદા' માસિકમાં પહેલાં વાંચવા મળેલી. લેખકનું કાર્ય પ્રશંસનીય છે.

'અખંડ ત્રિવેણી'ના લેખક ગિરીશ ભટ્ટની 'પાંખડીઓ' એ સ્વતંત્ર તથા સંયોજિત વાર્તાઓનો સંગ્રહ છે. વાર્તા કહેનારની હથોટી સારી છે અને તેનું વાચન હિતકારક થાય તેમ છે.

આ વિભાગનો છેલ્લો સંગ્રહ તે બનારસના 'સરસ્વતી પ્રેસ'દ્વારા સંપાદક કાશીનાથ નારાયણ ત્રિવેદીએ પ્રકટ કરેલી 'गल्पसंसारमाला'ની બીજી ચોપડી: જેમાં દસ ગુજરાતી વાર્તાઓનું હિંદી રૂપાંતર પ્રકટ કર્યું છે. હિંદની કુલ ૧૦ મુખ્ય ભાષાઓમાંથી દસદસ કે તેથી વધુ સર્વશ્રેષ્ઠ નવલિકાઓ વીણી વીણીને રાષ્ટ્રભાષા હિંદીદ્વારા એકેક ભાષાનો એકેક ખંડ આપવાની યોજનારૂપે આ ગ્રંથમાલા શરૂ કરવામાં આવી છે. જેમાં અઢી સો પાનાને આઠ આના જેટલી નજીવી કિંમતે આપવાનો દાખલો બેસાડ્યો છે.

આ યોજનાના બીજા ખંડ તરીકે મુનશી, પાઠક, ધૂમકેતુ, લીલાવતી, મેઘાણી, સ્નેહરશ્મિ, રમણલાલ, ધનસુખલાલ., ત્રિશૂળ (સુંદરમ્) અને રસિકલાલ પરીખ–એમની દસ વાતો આપી છે. આ પસંદગીમાં રાયચુરા અને મટુભાઈ જેવા રહી ગયા છે તેમાં સંપાદકનો દોષ નથી.

ગુજરાતીમાં આવા જ ધોરણે સર્વશ્રેષ્ઠ પરપ્રાન્તીય સાહિત્યના નમૂના શિષ્ટ ગુજરાતીમાં રજૂ કરવાની કોઈ પ્રકાશક પહેલ કરે તો તે સર્વથા વધાવી લેવા જેવી બનશે. પ્રસ્તુત હિંદી સંપાદનમાં એક ઊણપ દેખાય છે જે બીજી આવૃત્તિમાં સુધારી લેવામાં આવશે. વાર્તાકારનો પરિચય તદ્દન અલ્પસ્વલ્પ છે. તે માટે મરાઠી લઘુકથાઓના એક સંગ્રાહક શ્રી. જોશીના 'आवडत्या गोष्टी'ના સંપાદનનું સ્મરણ કરાવવા જેવું છે. પરપ્રાંતના લોકોને પરિચયાત્મક નોંધ વગર એકલી કૃતિદ્વારા બરાબર પરિચય થવો અશક્ય છે. તેથી આટલું ઉમેરવાથી 'માલા'ની ફત્તેહ વિશેષ થશે.

છૂટક છૂટક વાંચવા મળતા મર્માળા લેખો પુસ્તકાકારે પ્રકટ થતાં લેખકનું સર્જન, તેનું મર્મગામિત્વ અને વિનોદીપણું સારી છાપ પાડી શકે છે. જેમ જીવનમાં પુષ્કળ કરુણા ભરી છે, તેમ પુષ્કળ વિનોદ પણ વિચક્ષણ આંખ તેમાંથી ખોળી શકે છે. સાચો વિનોદ જોનારી દૃષ્ટિ વિરલ છે. ખૂબ સંસ્કાર પામેલા જીવનદ્રષ્ટા સિવાય બીજું કોઈ જીવનમાંથી વિનોદ શોધી શકતું નથી. જીવનમાં ન્યૂનતાઓ સભર ભરેલી છેઃ એ ન્યૂનતાઓને પિછાણનાર સંસ્કારી દૃષ્ટિવાળો મનુષ્ય તિરસ્કાર, કરુણા કે વિનોદની લાગણી અનુભવે છેઃ આમાંથી વિનોદ ખોળનાર, અને મર્મભરેલી વાણીમાં તેને ઉતારનાર, લેખક વિરલા હોય છેઃ આ કારણથી સાચા હસનાર અને હસાવનાર લેખકોની સંખ્યા ગણીગાંઠી હોય છે.

**હાસ્ય-મર્મ:**

જીવનના સાધારણ પ્રસંગોમાંથી વિનોદ શોધી કાઢી લેખક, વિનોદદ્વારા જીવનનું દર્શન કરાવે છેઃ અસાધારણ મૂર્ખ કે દંભી માણસની મૂર્ખતા તથા દાંભિકતાનો પરિચય કરાવનારા અને તેદ્વારા ખડખડ હસાવનારા લેખોની અને વાર્તાઓની કૃત્રિમતા આગળ, સામાન્ય માણસની અપૂર્ણતાનાં મર્મવિનોદી ચિત્રો–જે માત્ર હોઠમાં જ હસાવી, હૃદયને પ્રસન્ન કરવાનો ગુણ ધરાવે છે તે–નિઃસંશય ચડિયાતાં લેખાય. વિનોદી લેખનો અંત મર્મકથન કે કટાક્ષદ્વારા જ આવવો જોઈએઃ નહિ તો હાસ્ય ઊડી જઈ, નિબંધની ગંભીરતા તેમાં આવી જવાનો ભય રહે છે.

**હાસ્ય-મર્મનું સાહિત્યઃ**

ચાલુ સાલમાં હાસ્યમર્મના વિભાગમાં મૂકી શકાય એવાં ૭ પુસ્તકો પ્રકટ થયા છે. તેમાંથી શ્રી. મસ્તફકીર લગભગ વીસ વર્ષથી આ ક્ષેત્રમાં લબ્ધપ્રતિષ્ઠિત છે. તેથી તેમનાથી જ પરિચયની શરૂઆત કરીએ. 'મસ્તફકીરનાં હાસ્યછાંટણાં' એ હાસ્યરસથી ઊછળતો સંગ્રહ નથી; પરંતુ તેમાં હાસ્યની માત્ર છાંટ દેખાય છે. ૧૯ લેખોમાંથી લગભગ અડધ ઉપરાંત સાધારણ કોટિના છે. બાકીનો ભાગ લેખકે મેળવેલી ખ્યાતિ ટકાવી રાખે તેવો છે. 'ગૃહદેવીની પ્રતિસ્પર્ધા' જેવી વાતોમાં તથા 'કીકો કજિયે ચડે ત્યારે' તથા 'રહી ગયા' જેવાં શબ્દચિત્રોમાં હાસ્ય પ્રકટ થાય છે, ત્યારે 'જીવનાધારવિહોણી', 'શ્રીમન્તાઈના શ્રાપ', 'વીજળીના ચમકારે' તથા 'બહેનનો ભાઈ' જેવા લેખોમાં નવલિકાનું તત્ત્વ આગળપડતું છેઃ અને નવલિકા તરીકે તે સફળ અને સુવાચ્ય પ્રયોગો છે. હાસ્યમર્મ સાથે

જેનું નામ ઓતપ્રોત છે એવો લેખક જ્યારે બીજાં ક્ષેત્રોમાં વિહાર કરે ત્યારે તેને ઘણીવાર અન્યાય થવાનો સંભવ રહે છે. કહેવાની જરૂર નથી કે લેખકની ચકોર દૃષ્ટિએ મુખ્યત્વે મુંબાઇ, અને તેમાં વસતા ગુજરાતી સમાજના મધ્યમવર્ગના જીવનની હળવી બાજુ નિહાળી છે ને નિરૂપી છે.

'હાસ્ય-નૈવેદ્ય' ના લેખક 'અગ્નિકુમાર' (શ્રી. સંઘવી) નો આ ચોથો સંગ્રહ છે. હાસ્યરસના આચાર્ય કહીએ તેવા શ્રી. જ્યોતીન્દ્ર દવેએ તેનું મૂલ્યાંકન કરી, તેમાંની કૃતિઓને સાચા દૃષ્ટિકોણથી જોવાનું સુલભ કરી આપ્યું છે: લેખકની હાસ્ય-નિરૂપણ શૈલી ઉત્તરોત્તર ઘડાતી આવે છે: જીવનમાં હાસ્યમયતા ક્યાં રહેલી છે તે જોવાની લેખકમાં દૃષ્ટિ છે: માનવ-સ્વભાવની વિચિત્રતા અને નિર્બળતા, પ્રસંગો અને પાત્રો વચ્ચે રહેલી અસંગતિ, વાણી અને વર્તન, વ્યવહાર અને સિદ્ધાંત વચ્ચેનો વિરોધ-એ સર્વ હાસ્યનાં આલંબન બની શકે છે એ તેઓ જાણે છે. છતાં તે બધાનું કલાત્મક સર્જન કરવામાં જોઇતું ચાતુર્ય હજી એમને સિદ્ધ કરવાનું બાકી છે. જીવનમાં રહેલું હાસ્યજનક વૈચિત્ર્ય તથા કેટલાક પ્રસંગોમાંથી મળી આવતું હાસ્યોત્પાદક તત્ત્વ તેમના કેટલાક સારા લેખોમાં છે એટલી હકીકત તેમને પ્રોત્સાહન આપવા બસ છે.

'તાત્યારાવનું તાવીજ' (સનત્કુમાર વીણ)માં અલાદીનના જાદુઈ ફાનસની અદ્‌ભુત અને ભેદભરી શક્યતાઓનો લાભ લઈ, ૧૯૩૦ના અસહકારયુગમાં જે જેલજીવન જોવામાં આવ્યું હતું તેની ભોંય ઉપર, હાસ્યરસિક વાર્તા લેખકે ગૂંથી છે. રાષ્ટ્રીય ચળવળને લીધે જેલમાં એકદમ ભરતી થવાથી કેદીને આપવાના બિલ્લા ખૂટી પડે છે. તેથી જૂનો કાટ ચઢી ગયેલો એક બિલ્લો તાત્યારાવ નામના એક મરાઠા સત્યાગ્રહીને ભાગે આવે છે. પોતપોતાનો બિલ્લો સાફ કરવાનો હુકમ મળતાં તાત્યારાવ બિલ્લો ઘસવા માંડે છે. એ બિલ્લો અલાદીનના જાદુઈ ફાનસનો એક ટૂકડો હતો. અહીંથી જ લેખકને અદ્‌ભુત પ્રસંગો વર્ણવવાની તક મળે છે: તેમાં તાત્યારાવની મરાઠી ભાષા તથા ભાગી તૂટી ગુજરાતી ભાષા હાસ્ય તથા વિનોદ જમાવે છે: ભાષા સાદી અને પ્રવાહી છે. પુસ્તકનાં વચ્ચેનાં પ્રકરણો તેને 'ભદ્રંભદ્ર' જેવાં સળંગ પુસ્તકોના ઊંચા વર્ગમાં મૂકવા યોગ્ય બનાવે છે: પરન્તુ તેનો અણધાર્યો, ઉતાવળો અને મન કબૂલ ન કરે તેવો અંત વાર્તારસમાં તથા તેદ્વારા મળતી રમૂજમાં ભારે ક્ષતિ આણે છે. બીજી એક વસ્તુ વાર્તાના મર્મની મર્યાદા સૂચવે છે: તે એ કે ગુજરાતી-મરાઠી ભાષાની

ખીચડી તથા તેના ઉલટસુલટ અર્થ પર મુખ્યત્વે હાસ્યનો આધાર રહે છે. છતાં એકંદરે શ્રી. વીણુનો આ દિશામાં કરેલો પ્રયત્ન પ્રોત્સાહક છે.

શ્રી. 'વિનોદકાન્ત' ની 'નાજુક સ્વારી' એ નિબંધિકાના વર્ગમાં આવતો જુદા જુદા ૨૪ લેખોનો સંગ્રહ છે. ચોપડીના નામકરણ માટે લેખકે ખુલાસો કર્યો છે કે "અભ્યાસઅર્થે કરાતી વિષય–ઘોડલી ઉપરની સવારી કઠણ છતાં નાજુક છેઃ અને વિષય ભારેખમ હોય ત્યારે તો તેનો વણાટ નાજુકાઈથી કરવાનો હોય છેઃ" આ નિબંધિકાઓના વિષય ખરેખર ભારેખમ હોવાથી તેને વિનોદ–ભારક્ષમ કરવામાં લેખક જોઈએ તેવા સફળ થયા નથી. હમેશાં વિષયના ગાંભીર્યની છાયા મગજ પર રહેવાને લીધે લેખક તેની સવારી 'નાજુક' અને હળવી બનાવી શકયા નથી. પ્રાયઃ અર્થઘન શૈલી અને તલસ્પર્શી ચિન્તનનો મહાવરો રાખનાર લેખક માટે વિનોદનું ક્ષેત્ર અતડું રહેવા વધારે સંભવ છેઃ જેમ નરસિંહરાવના 'ઉત્તર ભદ્રંભદ્ર'ના પ્રયોગમાં બનવા પામ્યું હતું તેમ.

જીવનમાં દેખાતી વિચિત્રતાઓ પ્રત્યે આપણને એક બાજુ રોષ અને બીજી બાજુ હાસ્ય ઉપજે છેઃ વિનોદી લેખકે આવી વિચિત્રતાઓ ઉપર ભાર મૂકવાનો હોવાથી હાસ્યને ગંભીરતામાં ફેરવનારી બધી વિગતો બાજુએ રાખવાની હોય છે; અને હાસ્ય ઉપજાવવામાં ઉપકારક થાય તેવાં તત્ત્વોને જ ઊંચકી લઈ તેનું કંઈક અતિશયોક્તિ ભરેલું વર્ણન કરવાનું હોય છેઃ અતિ પ્રયત્ન છતાં 'નાજુક સ્વારી' માં નિબંધિકાને યોગ્ય હળવાપણું આવી શકયું નથી એમ કહેવું પ્રાપ્ત થાય છે.

જ્ઞાન અને વિદ્વત્તાના બોજા તળે વાંકા વળેલા, તેમજ જીવનસંગ્રામના અનુભવોથી ખટમીઠું જ હસી શકે એવા 'વિનોદકાન્ત'ના આ હળવા નિબંધોમાં ખડખડાટભરેલું મુક્ત હાસ્ય નથીઃ એમાં આપણને હસાવવાનો કે વિનોદ આપવાનો નહિ, પરન્તુ પોતે જાતે હસી લેવાનો યત્ન છેઃ એમાં હાસ્યકલા કે ચાતુરી નથી પરન્તુ થોડીક આત્મવિડમ્બના છેઃ પોતાની જાતની જ વક્રોક્તિભરેલી યુક્તિની મશ્કરી છે. ખરું પૂછો તો આ હાસ્યલેખો નથી, પરન્તુ હળવી નિબંધિકાઓ છે. 'આપઘાત વિષે', 'સુખવતી', 'ત્રણ ચાર એકરારો', 'ગમતું ને અણગમતું' તથા થોડીક 'શોધખોળ' જેવા લેખો સુવાચ્ય છે.

શ્રી. બેકારે 'અક્કલના ઈજારદાર' માં આપણા વર્તમાન જીવનમાં દેખાતી વિચિત્રતાઓનો ઠીક ઠીક અભ્યાસ રજૂ કર્યો છે. એક મુસ્લિમ છતાં,

હિંદુ સંસારના વિવિધ વ્યવહારો તથા પ્રસંગોનો પરિચય કેળવી, લેખકે તેમાંથી હાસ્યરસનાં બીજ ઊપાડી લીધાં છે. એટલે તેમનામાં હાસ્યદષ્ટિ છેઃ પરન્તુ તેનું નિરૂપણ જોઈએ તેટલું શિષ્ટ કે ઊંચા પ્રકારનું રહી શક્યું નથી. સામાન્ય વર્ગને હસાવે તેવા પ્રકારની તેમની હાસ્યરીતિ છે. 'વીસમી સદીની સંયુક્તા', 'માંકડ' વગેરે જેવા લેખો નોંધપાત્ર છે. પરન્તુ ઉચ્ચારના સરખાપણાથી ઉત્પન્ન થતાં હાસ્ય બુદ્ધિને બહુ અસર કરી શકતાં નથી. તેવું આમાં ઘણું છે. છતાં વિશુદ્ધ ભાષા, પ્રસંગોનું વૈવિધ્ય અને તેનું ગુજરાતીપણું અને હાસ્યદ્વારા સમાજને ઊંચે લઇ જવાની લેખકની નેમ માટે આ સંગ્રહ અમુક વર્ગોમાં સારો વંચાશે.

ભાઈ નટવરલાલ બુચના કટાક્ષલેખોનો સંગ્રહ 'રામ રોટી' આ વિભાગમાં સુંદર ભાત પાડે છે; અને ભવિષ્ય માટે સારી આશા આપે છે. તેમાં કેવલ ગદ્ય નહીં પણ પદ્યદ્વારા પણ હાસ્ય ઉપજાવવાના પ્રયત્નો સંઘર્યા છે. 'પ્રસ્તાવત્રયી' જેવો હળવો નિબંધ, 'સિલ્વર મૂનનો સ્વયંવર' જેવા સંવાદ અને 'દૂધવાળાના દીકરાને' તથા 'યાચે શું ચીનગારી ?' તથા 'કૂતરા એ હડકાયાને' જેવાં પ્રતિકાવ્યોની રચનામાં તેમનો હાથ ઠીક બેઠો જણાય છે. ચાલુ સાલે આ વિભાગના આ આશાસ્પદ નવલેખકને આવકારતાં આનંદ થાય છે.

**ચરિત્રોઃ**

જીવનચરિત્રના લેખનની કલા કોઈને જ વરે છેઃ તેથી સારાં જીવન-ચરિત્રોની આપણે ત્યાં ખોટ છે; અને પરિણામે જીવનચરિત્રને નામે કેટલીક તો માત્ર પ્રશસ્તિઓ જ પ્રસિદ્ધ થાય છે. કેટલાંક ચરિત્રો સાંપ્રદાયિક દષ્ટિથી તો કોઇ વિશિષ્ટ મત-પ્રચારક દષ્ટિથી લખાયેલાં હોય છે. ચરિત્રગ્રંથોની સફળતાનો મુખ્ય આધાર લેખકને ચરિત્રવિષયભૂત વ્યક્તિપ્રત્યે જેટલો સમભાવ હોય, તેની સાથે એ અનાયાસે તેટલું તાદાત્મ્ય અનુભવી શકતો હોય તેના પર છે. ગમે તેમ, પણ એટલું તો ખરું જ કે ચરિત્રનાયકનું ગૌરવ અળપાઈ જાય નહીં તેવી રીતે ચરિત્રવર્ણન થવું જોઇએ. ગુજરાતમાં અને આખા દેશમાં રાજકીય ભાન લોકમાં ઉદય પામવા માંડ્યું છે. તેને લીધે આપણા નરવીરો અને પુરુષોત્તમોનાં ચરિત્રોમાંથી પ્રેરણા મેળવવાની સદ્‌વૃત્તિ જાગી છે.

વર્ષો પછી ગુજરાતમાં હરિપુરા ગામમાં મહાસભાનું ૫૧મું અધિવેશન સુભાષ બોઝના પ્રમુખપદે થયુંઃ તેના પ્રોત્સાહક વાતાવરણમાંથી 'નૌજવાન

સુભાષ' (ગુણવંતરાય આચાર્ય) અને 'સુભાષચંદ્ર' (સં. કકલભાઈ કોઠારી, ભોગીલાલ ગાંધી અને ધનવંત ઓઝા) પ્રકટ થયાં. પહેલું ચરિત્ર લેખકની તેજસ્વી શૈલીમાં પ્રસંગને ઉદ્દેશીને રચાયું છેઃ ત્યારે બીજા સંપાદનમાં ભાષણો તથા પત્રોમાંથી અવતરણો આપી રાષ્ટ્રપતિ થનાર ચરિત્રનાયકનું માનસ સમજાવવા પ્રયત્ન થયો છે.

મહાસભા–અધિવેશનને આ ટાંકણે ગુજરાતી જાણતી જનતા, મહાસભાનો જન્મ કેવા સંયોગમાં થયો અને તેના ૧૮૮૫ થી ૧૯૩૭ સુધીના ૫૧ મોવડીઓ–સુકાનીઓ કોણ કોણ થયા તેનો સુવાચ્ય અહેવાલ ફોટોગ્રાફ સાથે આપીને લખેલું 'મહાસભાના પ્રમુખો' (સોમાભાઈ પટેલ)નું પુસ્તક માત્ર અઠવાડિયાને આંતરે બે બે આવૃત્તિમાં પ્રવેશ્યું હતું. લોકજાગૃતિ અને મતપ્રચારના વિશાળ સાહિત્યવિભાગમાં, આવું સાહિત્ય શિષ્ટતાભર્યું સ્થાન મેળવી શકે છે તેટલી તેની સફળતા ગણાવી જોઈએ.

રશિયાના તારણહાર 'લેનિન' (કપિલાબહેન ઠાકોર)નું ચરિત્ર સુંદર બાલોચિત શૈલીમાં લખાયું છે. વર્તમાન મહાયુદ્ધના અગ્રણી પક્ષકારોમાંનો આ સમર્થ પક્ષકાર કેમ કરીને લોકનેતા તથા રાષ્ટ્રનેતા થયો તે જાણવા માટે કેવલ વયમાં જ નહીં પણ માહિતીમાં પણ 'બાલક'ની જેમ જે અજાણ છે તેમને આમાંથી સારું જાણવાને મળી શકશે. 'અશોકબાલ પુસ્તકમાલા' દ્વારા આ પહેલાં શિવાજી, નેપોલિયન, સિકંદર અને પ્રતાપ સંબંધી આવાં ચરિત્રો પ્રકટ થઈ ચૂક્યાં છે.

'જંગીઝખાન' (પ્ર. રમણીકલાલ દલાલ) એ મધ્યકાલીન એશિયાખંડની ન ભૂલાય તેવી વ્યક્તિ હતી. શાળાનાં પાઠ્યપુસ્તકોમાં ચીતરવામાં આવ્યો છે તેવો એ ક્રૂર, ખૂની અને અવગુણમાત્રનો ભંડાર નહોતો. એનું પણ પ્રભુનિર્મિત જીવનકાર્ય હતું જે એણે પોતાના બાહુબળથી સાધ્યું હતું. હૅરોલ્ડ લેમ્બના અંગ્રેજી પુસ્તક ઉપરથી અવતારેલું આ ચરિત્ર નવલકથા જેટલું રસમય લાગે છે; કારણ કે એમાં મોંગોલવિરોધી મુસલમાની અખબારનવેશોની રંગદષ્ટિનો અભાવ છે. પુસ્તકનું મહત્ત્વનું આકર્ષણ તે દી. બા. કૃષ્ણલાલ ઝવેરીએ ફારસી, અંગ્રેજી વગેરે સાધનોના પ્રત્યક્ષ પરિચય ઉપરથી લખેલી 'ભૂમિકા' છે. એ મિતાક્ષરી લેખ પુસ્તકના કળશરૂપ શોભે છે.

રાષ્ટ્રીય ઉત્થાન થતા પહેલાં એને માટેની અનુકૂળ સાધના અને તપશ્ચર્યાનું ચિંતન જરૂરનું છે. તેથી જે પ્રવાસીઓએ કોઈક ધ્યેયની ઝંખના માટે જીવસટાના પ્રવાસો ખેડ્યા તેમનાં ચેતનવંતાં ચરિત્રો વાંચવાથી જુવાનોને

છાજે તેવી સ્ફૂર્તિ આપણે સૌ અનુભવીએ છીએ. દક્ષિણાપથની વસાહત કરનાર આર્ય ઋષિ અગત્સ્યથી માંડીને એવેરેસ્ટપરનાં હિમશિખરોપર ચઢાઇ માંડનાર સાહસવીરોની પ્રોત્સાહક કથા 'મહાન મુસાફરો'માં મૂળશંકર ભટ્ટે આલેખી છે. જુલે વર્નનાં અદ્‌ભુત રસ ભરેલાં સાહસિક પ્રવાસવર્ણનોને ગુજરાતીમાં ઊતાર્યા પછી આ ગ્રંથની સંકલના તેમણે સાધી છે તે માટે તેમનો પ્રયત્ન વખાણને પાત્ર બન્યો છે. શ્રી. નાનાભાઈએ તેને 'આવકાર' આપતાં જે અણદીઠ દેશો જોવાની ઝંખના સેવનાર પ્રવાસીઓને ' ઋષિ ' કહીને ઓળખાવ્યા છે તે ખૂબ બંધબેસતું ઓળખાણ છે.

'રોબિન્સન ક્રૂઝો'ની ડેનિયલ ડીફોએ લખેલી કથા જગતભરમાં પ્રસિદ્ધ છે. એક નિર્જન ટાપુ પર મૂકવામાં આવેલો માણસ ધીમે ધીમે કેવી વસાહત જમાવે છે તેનું રોમાંચક વર્ણન તેમાં છે. એ વાર્તાનો બાલોચિત ભાષામાં સુંદર ભાવાર્થ શ્રી. ચંદ્રશંકર ભટ્ટે આપ્યો છે. આ તેની બીજી આવૃત્તિ છે. હિંદની કેટલીક લોકકથાઓમાં વહાણ ભાગી જતાં લાકડું મળવાથી અજાણ્યા ટાપુ પર ઘસડાઇ આવતો કોઈ વાર્તાનો નાયક તેમાં આવે છે ખરો: પરંતુ ત્યાં જ વસાહત કર્યાનું તેવી વાતોમાં આવતું નથી. આ પુસ્તકને બીજા સારા વિભાગને અભાવે ચરિત્રવિભાગમાં ગણાવવું પડયુ છે.

પરદેશના પુરુષોત્તમોની ચરિત્રકથામાંથી પ્રેરણા પામ્યા પછી સ્વાભાવિક રીતે આપણી નજર સ્વભોમપર ઠરે છે: એવા—પુરુષોત્તમો ગણવા જેવા—મહાજનો આપણા દેશમાં નથી થયા એમ નથી: પરંતુ તે જોવા માટે આપણી પાસે આંખ નહોતી. મધ્યકાલીન સમય હિંદુસ્તાન માટે પરાધીનતામાં જ વીતવા માંડયો. તેથી પ્રાચીન દેવસમા પુરુષોત્તમોની ' જયંતીઓ ' માત્ર લીસોટારૂપ બની ગઈ. તેમાંથી પ્રેરણાદાયી પ્રાણ ઊડી ગયો. એ પ્રાણની પુનઃપ્રતિષ્ઠા થવાની હશે તો આપણા મહાજનોની મહત્તા પીછાણવાથી જ થશે એ નક્કી છે.

'કિશોર ચરિત્રમાળા'ના પહેલા ગુચ્છમાં પરદેશી બાર મહાજનોનાં ચરિત્રો આપ્યા પછી, આ ' બીજા ગુચ્છ 'માં ભાઈ રસુલભાઈ વોરાએ ગુજરાતના વર્તમાન ગૌરવની ઇમારતમાં પથ્થર ચૂનારૂપે પૂરાયેલી સર્વ-સન્માનિત અને સર્વદેશીય માનવવિભૂતિઓની ઓળખાણ શબ્દચિત્રોદ્વારા કરાવી છે. અહીં ચર્ચેલી માનવવિભૂતિઓ વાચક સમક્ષ અશક્ય આદર્શો રજૂ કરતી નથી: પરંતુ વ્યવહારુ પુરુષાર્થ ખેડવામાં કિશોરોની બુદ્ધિને જગાડે અને થનગનાવે તેવી રીતે તે વર્ણવાયાં છે. લગભગ ૪૦ પાનાંમાં એક એક ચરિત્રનાયકનો પરિચય કરાવ્યો છે. તે વાંચતાં તેમના વિષે સ્પષ્ટ

અને સુરેખ છાપ વાંચનારના મન પર ઊઠે છે. વર્તમાન ગુજરાતમાંથી જ આ વ્યક્તિઓની ચૂંટણી કરાઈ છે તેથી વાચકમાં પોતાના ગુજરાતીઓ માટેની વીરપૂજાનો ભાવ પણ જાગે એવું થયું છે. રણછોડભાઈ રેંટિયાવાળા, દાદાભાઈ, દયાનંદ, ઝંડુભટ્ટ, કરસનદાસ, નર્મદ, જમસેદ ટાટા, જયકૃષ્ણભાઈ વનસ્પતિ-શાસ્ત્રી, બહેરામજી મલબારી, અબ્બાસ તૈયબજી, નારાયણ હેમચંદ્ર તથા અમૃતલાલ પઢિયાર—એ પ્રમાણે જીવનના સર્વ પ્રદેશો પર નામ મૂકી જનાર વ્યક્તિઓનો પરિચય રસિક ભાષામાં કરાવવા માટે લેખકને અભિનંદન ઘટે છે.

ચરિત્રોના સાહિત્ય ઉપર લક્ષ ઠરાવી, તે દિશામાં સૌને કબૂલ કરવું પડે તેવું પ્રશંસાપાત્ર કામ કરી બતાવનાર શ્રી. ધીરજલાલ ટોકરશીએ જૈનધર્મ તથા ઇતિહાસના પ્રસિદ્ધ પુરુષો અને સતીઓનાં ચરિત્રોની શ્રેણીઓ પ્રકટ કર્યા પછી, તેમણે અખિલ હિંદનાં પૌરાણિક તથા ઐતિહાસિક તેમજ વર્તમાન સમયના પુરુષોત્તમોનાં ચોવીસ ચોવીસ પાનાંનાં ચરિત્રોની શ્રેણીઓ પ્રકટ કરવાનું શરૂ કર્યું છે. વીસ વીસની એક–એમ છ શ્રેણી પછી, ચાલુ સાલે સાતમી શ્રેણી મળી છે. એનાં વીસ પુસ્તકોનાં તેરમાં હિંદના પ્રાચીન અર્વાચીન મહાજનોનાં ચરિત્ર છેઃ બાકીનાં સાતમાં હિંદનાં કેટલાંક સ્થળોનો પરિચય છે. શ્રેણીના મણકાની ભાષા 'કિશોર ચરિત્રમાલા'ની જેમ એકધારી રહી શકી નથી; કારણ કે એમાં ઘણી કલમોના પ્રયોગો છે, છતાં પ્રસિદ્ધ કરેલા વિષયો 'વિદ્યાર્થી'–તે વિષયના જિજ્ઞાસુ–ને માટે સારું અને હિતકર વાચન પૂરું પાડે છેઃ હજી ત્રણ શ્રેણીઓ પ્રકટ થવાની બાકી છે.

ખંડેરાવ પવારની 'ઝાંસીની રાણી'ની ચરિત્ર–પુસ્તિકા ભાષાશૈલી તથા લખાવટનો સુંદર પ્રયોગ છે. ગુજરાતી શાળાના આ વાનપ્રસ્થ મહારાષ્ટ્રી મુખ્યશિક્ષકનો 'રાસસંગ્રહ' પહેલાં નોંધાયો છે. તેમને શુદ્ધ અને સંસ્કારી ગુજરાતી લખવા માટે અભિનંદન ઘટે છે.

ગુજરાતનો આધુનિક યુગ શતાવધાની એવા શ્રીમદ્ રાજચંદ્રને પૂજ્ય ગાંધીજીની તેમના વિષેની સુપ્રસિદ્ધ ભક્તિથી ઓળખે છેઃ અને જ્યારથી પૂજ્ય ગાંધીજીએ એમના વિષેનો ઉલ્લેખ કર્યો ત્યારથી વર્તમાન ગુજરાત શ્રીમદ્‌ના જીવનમાં અને તેમના તત્ત્વજ્ઞાનમાં વિશેષ રસ લેતું થયું છે એમ કહી શકાય. 'શ્રીમદ્ રાજચંદ્ર જીવનકલા' ( ગોવર્ધનભાઈ પટેલ )નું પુસ્તક શ્રીમદ્‌ના શિષ્ય શ્રી લલ્લુજીમહારાજના અન્તેવાસી એવા એક અનન્ય ભક્તે લખ્યું છે. એટલે ચરિત્રનાયકને તેમને હાથે સંપૂર્ણ ન્યાય મળ્યો છેઃ કહો કે તેથી પણ થોડો વધારે મળ્યો છે. ચરિત્રવાચન પર જેને ઓછો પ્રેમ

છે તેવા વાચકોને તેમાં ભક્તિભાવનો અતિરેક જણાય તો નવાઈ નહીં; છતાં આ સાલનું એક સારું કહી શકીએ તેવું વિસ્તૃત જીવનચરિત્ર આ જ છે.

'ગુરુને કાજે' (ઉમિયાશંકર ઠાકર)માં ગુરુ માટે અને ગુરુની આજ્ઞાથી થએલાં ઇતિહાસ–પુરાણ–પ્રસિદ્ધ કથાનકો સરળ ભાષામાં લેખકે આપ્યાં છે. બાળકોમાં ઉત્સાહ, ગુરુપ્રેમ તથા સાહસવૃત્તિ ખીલવી તેમનું ચરિત્ર ઘડવામાં તેનું વાચન પ્રેરક બને તેવું છે. શ્રીકૃષ્ણ, ઉપમન્યુ, કર્ણ, એકલવ્ય, ગોરખનાથ, કુમારપાળ, કબીર, શિવાજી વગેરેના જીવનમાં ગુરુને કાજે ઉદાત્ત શિષ્યોએ બજાવેલાં કામોના પ્રસંગો ઊતાર્યા છે. બાલસાહિત્યનું છતાં આ પુસ્તકને ચરિત્રવિભાગમાં દાખલ કર્યું છે. ભજવી શકાય તેવા નાના સંવાદો-રૂપે પણ આ કથાનકોને જો ગૂંથવામાં આવે તો વળી વધારે અસરકારક નીવડવા સંભવ છે. પુસ્તકનાં સુંદર સુશોભનો લેખક–ચિત્રકારે દોર્યાં છે.

ગુજરાતમાં અને આખા દેશમાં રાજકીય ભાન લોકોમાં ઉદય પામવા માંડ્યું છે. અને રાજકીય સંક્ષોભનાં આ વર્ષોમાં લોકોની જિજ્ઞાસાવૃત્તિ રાષ્ટ્રોના, પ્રજાઓના, દેશોના અને સંસ્કૃતિઓનાં ઇતિહાસ જાણવા માગે છે. સમાજ, સંસાર અને રાષ્ટ્રના નજીકના તથા દૂરના પ્રશ્નોને સમજવા માટે આવા વ્યાપક ઇતિહાસોની અગત્ય સૌ કોઈ પિછાને છેઃ આ વિભાગનાં પુસ્તકો સામયિક વાચનનાં હોવા છતાં, કોઈ કોઈમાં ચિરંજીવિતાના અંશો હોય છે. કેટલાંક પુસ્તકો હિંદની અનેકદેશીય દુઃસ્થિતિનું ભાન કરાવનારાં છેઃ અને કેટલાંક રાષ્ટ્રીય ભાન કરાવનારાં અને સ્વાત્મબળમાં પ્રજાનો વિશ્વાસ ઉપજાવનારાં છે; તો વળી કેટલાંક દેશપરદેશની સફળ–નિષ્ફળ સ્વતંત્રતાની લડતનો ગુજરાતને પરિચય કરાવનારાં છે—આવા સાહિત્યના પરિચયથી હાલની દુનિયાની રાજકીય સ્થિતિ સમજવામાં તથા પ્રજા–પ્રજાના હક્કો, જોખમદારી, હક્કોનો હેતુ વગેરેનું સામાન્ય ભાન મેળવવામાં સરળતા થાય છેઃ અને છાપાંઓમાં ચર્ચાતા વિષયો પાછળ કેવા કેવા હેતુઓ છૂપાયા હોય છે તેનો ક્યાસ બાંધવાની શક્તિ લોકોમાં આવતી જાય છે.

**ઇતિહાસઃ**

વર્તમાન યુરોપીય યાદવાસ્થળીના મુખ્ય સૂત્રધારો તરીકે જેમને ઓળખાવી શકાય તેવાં જર્મની અને રશિયાનાં મહારાજ્યોએ પોતાની પ્રજા માટે સ્વાતંત્ર્ય કેમ મેળવ્યું તેનો ઇતિહાસ 'સ્વતંત્ર જર્મની' (સં. ઉછરંગરાય ઓઝા), 'રશિયા' (સં. ઉછરંગરાય ઓઝા) અને 'રાતું રુસ–ભાગ ૩' (ચંદુભાઈ ભટ્ટ) માં આપણને ચાલુ સાલે મળ્યો છે.

શ્રી. ઉછરંગરાય ઓઝા જેવા પ્રસિદ્ધ પત્રકારે લખેલાં પુસ્તકોમાં જાણવા જેવું કંઈ રહી જાય એમ તો બને જ નહીં. છતાં પહેલું પુસ્તક વધારે સારૂં લખાયું છે: શ્રી. ચંદુભાઈ ભટ્ટના 'રાતું રૂસ' નો ત્રીજો ભાગ તેમની ચિત્ર-શૈલીમાં રાતા રુસની વિજય કુચ સુધીનો ઇતિહાસ લાવી મૂકે છે. નવલકથા જેટલો રસ એમાં લેખક લાવી શકયા છે.

'ચીનનો અવાજ' (ચંદ્રશંકર શુકલ) માં 'જૉન ચાયનામેન' નામથી લોવેઝ ડિકિન્સન નામના સમદષ્ટિવાળા અંગ્રેજે, ઈંગ્લાંડ તરફથી ચીનને જે અન્યાય થઈ રહ્યો હતો તે સામે, પ્રજાલોકોની આંખ ઉઘાડવા આવા પત્રો લખ્યા હતા. ચીની પ્રજા, તેની સંસ્કૃતિ તથા તેનું સ્વાતંત્ર્ય-તે બધા પ્રત્યે સમભાવ જાગે એવા હેતુથી, તથા એકંદરે યુરોપીય રાષ્ટ્રો સ્વાર્થથી આંધળાં થઈ પૂર્વ તરફની પ્રજાઓને જે ઢબે લૂંટી રહ્યાં છે અને તેમનો તેજોવધ કરી રહ્યાં છે તે બતાવી, પોતાના દેશને ચેતવણી આપવા માટે આ પુસ્તક લખાયું હતું. 'સીતાહરણ' ની લેખનશૈલીથી પ્રસિદ્ધ થયેલા એવા ચંદ્રશંકરે તેનો સરળ અનુવાદ કર્યો છે. શ્રી. કાકાસાહેબની પ્રસ્તાવના સાથે પ્રકટ થયેલો આ પુસ્તકનો ઊમેરો વધાવવા જેવો છે.

'સત્તાવન' (નગીનદાસ પારેખ) નો બળવો શાળાનાં ઇતિહાસનાં પાઠ્યપુસ્તકોમાં જે સ્વરૂપે અને જે હેતુથી કુમળાં મનને ડારવા માટે રજૂ થતો હતો તેને પરિણામે અંગ્રેજો પર અહેશાનમંદીની ભાવના હિંદુઓની નસોમાં નાનપણથી જ દાખલ થતી હતી: પરન્તુ એ બળવો માત્ર બળવો જ નહોતો, પણ દેશવ્યાપી સ્વાતંત્ર્યનો વિપ્લવ જ હતો: એનું આધારભૂત સામગ્રીવડે કરેલું આલેખન રોમાંચક અને રસિક છે. જે ઇતિહાસના તાણાવાણામાંથી શ્રી. રમણલાલ દેસાઈએ 'ભારેલો અગ્નિ' ની નવલકથા ઉપજાવી છે તે કાળ વીરત્વહીન કે હિંદીઓને જેથી શરમાવું પડે તેવો નિર્જીવ નહોતો; પરન્તુ ધર્મ તથા રાજ્યની સલામતી માટે પરદેશી ફિરંગીઓને દેશની બહાર મોકલી દેવા માટેના પુણ્યપ્રકોપનો હતો. એ બહુ આકર્ષક સ્વરૂપમાં આ ગ્રન્થમાં રજૂ થયું છે. શાળાઓમાં ઝડપી વાચન તરીકે દાખલ કરવા જેવું આ પુસ્તક છે.

'ગુજરાતના મુસલમાનો-ભાગ ૧' (કરીમ મહમ્મદ માસ્તર) એ મુંબાઈ ગેઝેટિયરના પુસ્તક ૯, ભાગ ૨ ઉપરથી કરેલું ગુજરાતી ભાષાંતર છે. આ પહેલા ભાગમાં માત્ર મુસલમાનોની પેટા કોમોના ઇતિહાસનું દિગ્દર્શન આવે છે: અને તેમાં અનુવાદકે કેટલીક યાદનોંધો તથા પરિશિષ્ટો વડે

હકીકતની પૂર્તિ કરી છે: પરન્તુ વધારે મહત્ત્વનું અને રસ પડે એવું વાચન તો તેના બીજા ભાગમાં આવશે, જેમાં ગુજરાતમાં વસતા મુસલમાનોની રહેણી-કરણી, તેમનો નિત્યનો જીવનવ્યવસાય, રીતરિવાજ, સામાજિક જીવન તથા ધાર્મિક માન્યતાઓ અને તેનું પાલન, રમતગમતો, તહેવારો-વગેરેનું બયાન આવશે. આ બીજા ભાગની આતુરતાથી રાહ જોઇશું.

ભૂગોળ-વિજ્ઞાન માટે પ્રવાસ આવશ્યક છે: અને એ પ્રવાસ તે ઝડપી વાહનોદ્વારા કરવામાં આવતો યાંત્રિક પ્રવાસ નહિ: આપણી ધાર્મિક કહેવાતી યાત્રાઓનું અનેક દૃષ્ટિએ મહત્ત્વ હતું. તેથી આ

**ભૂગોળ-પ્રવાસ :** વિષયનું પ્રત્યક્ષ જ્ઞાન, જીવનને સફલ બનાવવામાં ખૂબ ઉપયોગી થાય છે. "લગ્નની બધી ધમાલનું પ્રયોજન જેમ પરણનાર દંપતી છે, તેમ બધી વિદ્યાનું મૂળ પ્રયોજન અને અંતીમ સમાધાન જીવનસાફલ્ય છે: એ જીવનસાફલ્યનું યથાર્થ દર્શન ભૂગોળ-વિદ્યામાંથી જ આપણને મળે છે. ભૂગોળવિદ્યા એ વેપારનું મંડાણ છે; રાજકારણીની આંખ છે; અને કલ્પના તથા આદર્શોના વહાણનું લંગર છે." (કાકા કાલેલકર)

ગુજરાતી સાહિત્યમાં શિષ્ટ અને રસમય હોય એવાં પ્રવાસવર્ણનો ગણ્યાંગાંઠયાં જ છે. કલાપીએ 'કાશ્મીરના પ્રવાસ'થી તેવી શરૂઆત કર્યા પછી, કાકાસાહેબ સિવાય જુજ સાહિત્યકારોએ તેમાં નોંધપાત્ર ફાળો આપ્યો છે. મુનશીની 'બિનજવાબદાર યુરોપપ્રવાસની કહાણી', ધીરજલાલ ટોકરશીનું 'કુદરત અને કલાધામમાં વીસ દિવસ,' રતિલાલ ત્રિવેદીનાં 'પ્રવાસનાં સંસ્મરણો', દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનના 'ચાર પ્રવાસો', મેઘાણીનું 'સોરઠને તીરે તીરે' અને વિજયરાયનું 'ખુશ્કી અને તરી'—જેવાં પુસ્તકો ઊતાવળે ગણાવતાં સાંભરી આવે છે. ગુજરાતના નવજુવાન લેખકોમાં જગતને જોવાની અને જોઇને તેને વાણીમાં નિરૂપવાની અભિલાષા જેમ જેમ વધારે ઉત્કટ થતી જશે તેમ તેમ આ વિભાગ વધારે સમૃદ્ધ થતો જશે. જો કે સાહિત્યમાત્રમાં શૈલી એ અગત્યનું અંગ છે અને વિચારરૂપી આત્માનું એ શબ્દકલેવર છે; છતાં નિબંધિકાની પેઠે પ્રવાસવર્ણનનું તો એ તેના વગર ન ચલાવી શકાય એવું મહત્ત્વનું અંગ છે. 'પ્રવાસ' ત્યારે જ 'સાહિત્ય'ની પદવી પામી શકે છે.

કાકા સાહેબનો 'હિમાલયનો પ્રવાસ' નવાં ટિપ્પણો વગેરેથી વિભૂષિત થઈ ચાલુ સાલે પાંચમી આવૃત્તિમાં પ્રવેશ્યો છે: યુનિવર્સિટીના ઇંટરના ગુજરાતીના અભ્યાસક્રમમાં તેને સ્થાન મળવાથી, જુવાન કોલેજિયનો જે "ઘટમાં ઘોડાં ખેલવે, ને આતમ વીંઝે પાંખ: અણદીઠેલી ભોમ પર, યૌવન

માંડે આંખ "—તેવા જુવાનોને તેનું વાચન ખૂબ પ્રોત્સાહક અને રસિક નીવડયું હતું. સાહસિક અને પ્રવાસપ્રિય ગુજરાતીઓ તેમના પ્રવાસોને આવી રીતે આલેખવા માંડે અને સાંસ્કૃતિક દૃષ્ટિએ પ્રવાસનું મૂલ્ય મૂલવે તો લલિત વાઙ્મયમાં એવું સાહિત્ય જરૂર સ્થાન મેળવી શકશે.

'દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન'ના અધ્યાપક નટવરલાલ બુચે 'ઉદયપુર-મેવાડ'નું પ્રવાસવર્ણન રસિક અને રમૂજી શૈલીમાં આલેખ્યું છે. 'રામરોટી'ના હાસ્યમર્મના લેખો લખનારનો વિનોદ ઢાંકયો રહેતો નથી. ગુજરાતના વિદ્યાર્થીઓ અને અધ્યાપકોની કંઈ કંઈ ટોળીઓ પર્યટનમાં નીકળે છે: પરંતુ તેમના પ્રવાસનાં સંસ્મરણો આપણને જોઇએ તેટલા પ્રમાણમાં મળતાં નથી. ભૂગોળદ્વારા કેટકેટલું શીખવાનું બની શકે છે તે તો અનુભવી જ જાણે. આપણે આપણા જ પ્રાંતને જેટલો વાંચ્યો છે તેટલો તેને પ્રત્યક્ષ જોયો નથી. પર્યટનો અને પર્યટનોનાં વર્ણનોદ્વારા આપણું એ અંગ સમૃદ્ધ બને એવી આશા રાખવી વ્યર્થ નથી.

'કાઠિયાવાડથી કન્યાકુમારી' (વડીઆ દરબારશ્રી સુરગવાળા)ના મોટર-દ્વારા છ હજાર માઇલના પ્રવાસનું વર્ણન એક રાજવંશીને હાથે મળે છે એ આનંદની વાત છે. પહેલાંના પગપાળા અને ગાડાવાટે કરાતા પ્રવાસોની જેમ, મોટર-પ્રવાસ પણ વચમાં આવતાં સૌંદર્યધામો અને કળાધામો જોવાની સગવડ કરી આપે છે: તેથી આ વર્ણન રસમય બની શકયું છે. યૂરોપની સફરની મોહિની ખાસ કરીને હિંદી રાજવંશીઓ અને લક્ષ્મીનંદનો છોડી શકતા નથી: પરંતુ તેમના પોતાના જ દેશમાં કુદરતી અને કલાત્મક સૌંદર્ય વેરાયેલું પડયું છે તે તરફ નજર નાખવાની સુદ્ધાં તેમને પડી હોતી નથી. એટલે તેવા સમયમાં એક સ્વદેશપ્રેમી રાજવીની આ પ્રવાસકથા અનેક દૃષ્ટિએ સુવાચ્ય લાગી છે. પુસ્તકનું કવરપેજ સૂચક અને ભાવવાહી છે.

'આર્યાવર્ત યાત્રા'નું વર્ણન લખનાર સ્વ. કવિ વિહારીનું ચાલુ સાલે 'અમર આર્યાવર્ત' નામનું શાળોપયોગી હિંદના ઇતિહાસનું પુસ્તક ગોંડલ સ્ટેટની વિદ્યાઅધિકારી કચેરીએ પ્રકટ કરેલું તેની બીજી આવૃત્તિ થઈ છે. લેખકનું દૃષ્ટિબિંદુ કેવલ ઇતિહાસની લુખ્ખી હકીકત નહીં પણ સાથે સાથે સાંસ્કૃતિક દૃષ્ટિએ ઉપયોગી વસ્તુઓ આપવાની છે: છતાં જે ધોરણો માટે એ લખાયું છે તે ધોરણે તપાસતાં, એ પુસ્તક શિક્ષકો માટે ખૂબ સરસ છે: પરંતુ મિડલ સ્કૂલના વિદ્યાર્થીઓ તેમાંની હકીકત ઝીલી શકશે કે કેમ તે પ્રશ્ન છે.

ભૂગોળના વિષય ઉપર પણ સમર્થ લેખક હોય તો તેમાંથી સુંદર સાહિત્યસર્જન કરી શકે છે. કાકાસાહેબની કવિદષ્ટિ ગમે ત્યાંથી સૌંદર્ય શોધી શકે છે. પોતાના જીવનમાં હિંદની જે જે નદીઓનો પોતાને પરિચય થયેલો-દર્શન થયેલાં, એવી નદીઓ–જેને 'લોકમાતા' એવું નામ આપ્યું છે—તેનાં સંસ્મરણો તેમણે તેમાં ટપકાવ્યાં છે. બધી નદીઓ જાણે જીવતીજાગતી 'માતા' હોય એમ એનાં શબ્દચિત્રો ઉપરથી આપણને આભાસ થાય છે. સંસ્કૃતમાં નદી ઉપર જીવતા પ્રદેશોને 'નદીમાતૃકપ્રદેશ' કહે છે; ત્યાં પણ એવું લોકમાતાનું માતૃત્વ જ અભિપ્રેત છે.

ઉપરનાં નદીમાતાનાં સ્મરણચિત્રોને મળતું, છતાં ભિન્ન શૈલીમાં લખાયેલું એવું 'સ્મૃતિ અને દર્શન' (રતિલાલ ત્રિવેદી)નું પુસ્તક છે. પ્રવાસી પ્રવાસ કર્યા પછી પોતે જોયેલાં સ્થળોને આંખ આગળ લાવી, તેના પ્રકૃતિ-વૈભવને સંભારે, અને પછી તે સ્મૃતિઓને શબ્દોદ્વારા કાયમી સ્વરૂપ આપે ત્યારે એ સ્મૃતિચિત્રોદ્વારા વાચકો પણ થોડો ઘણો મૂળ આનંદનો રસાસ્વાદ કરી શકે છે. લેખકે પોતાનું દષ્ટિબિન્દુ એક સ્થળે સ્પષ્ટ કર્યું છે: "પ્રત્યેક પદાર્થનાં બે સ્વરૂપો છે: એક પાર્થિવ અને બીજું દિવ્ય: એક ક્ષણિક અને બીજું સનાતન. એક ચર્મચક્ષુથી દેખાય છે, બીજું જ્ઞાનદષ્ટિથી ઓળખાય છે. એક દષ્ટિ ઉપલક છે, બીજી ઊંડી છે." તેથી જ તેમણે પહાડ, સરિતા વગેરેની આંતરિક રમ્યતા, ગૂઢતા તથા ભાવાત્મકતાનું રમ્ય શૈલીમાં નિરૂપણ કર્યું છે. શ્રી. ત્રિવેદીનું ગદ્ય ખૂબ પ્રાસાદિક છે; અને આલંકારિક પણ છે: છતાં એમાં કુદરત સાથે એક રસ થઈ જનાર શ્રી. કાકાસાહેબ જેવા સંસ્કૃતિપૂજક જેવી વેધક દષ્ટિ નથી, કે વર્ણનમાં તેવી સાહજિકતા નથી. વર્ણનકાર વર્ણન કરતી વખતે પૂર્ણ સ્વભાનથી પોતાના સંસ્કારોનું આલેખન કરે છે: તેથી તેમાં, વસ્તુ કરતાં શૈલી તરફ વિશેષ ધ્યાન અપાયું છે એમ કહેવાનું મન થાય છે. સૌંદર્યસ્મૃતિ, કવિતા અને તત્ત્વજ્ઞાન, તથા ધર્મ અને સંસ્કૃતિ–એ ત્રણ વિભાગમાં લેખોની વહેંચણી કરેલી છે. લેખકે અંગ્રેજી તથા સંસ્કૃત વાઙ્મયના ઊંડાણે જઈને ચાખેલા સૌંદર્ય-રસને, કલ્પનાપ્રધાન તથા ભાવાત્મક વાણીમાં અહીં સુંદર રીતે રજૂ કર્યો છે.

વ્યાપક અર્થમાં ભૂગોળ અને તેના ઇતિહાસને સમજીએ તો 'માનવીનું ઘર' (ચંદ્રભાઈ ભટ્ટ) તથા 'ભવ્ય જગત' (રમણલાલ શાહ) એ બે પુસ્તકો આ વિભાગમાં આવી શકે છે. માનવસંસ્કૃતિ કેમ વિકાસ પામતી ગઈ અને કેવા કેવા ક્રમે આજની પૃથ્વી પર માનવીની વેલ પથરાતી ગઈ તે ઇતિહાસ

કુતૂહલ જગાવે તેવો છે. માનવે જગતના સ્વરૂપને ઓળખવા જુદાં જુદાં શાસ્ત્રો કેમ રચ્યાં: વગેરેનો સુંદર શૈલીમાં લેખકે પરિચય કરાવ્યો છે. આવી લખાવટ ન હોત તો આ પુસ્તક ઘણાને પાઠ્યપુસ્તક જેવું લુખ્ખું અને ભારેખમ લાગત. લેખકનો પ્રયાસ વધાવી લેવા જેવો છે.

'ભવ્ય જગત'માં આલમની અજાયબીઓ તથા ભવ્ય અને નવાઈની વસ્તુઓ સંબંધી બાલકોને રુચે તેવી સરલ વાણીમાં પરિચય કરાવ્યો છે. કથનની પુષ્ટિ માટે ભારોભાર ચિત્રો આપ્યાં છે જેથી વર્ણનની અસર સચોટ બની શકી છે. બાલસાહિત્યમાં આ કીમતી ઉમેરો છે.

શિક્ષણના પ્રશ્નને તેના સાંસ્કારિક પરિણામની દૃષ્ટિએ વિચારવા માટે ગુજરાતમાં કોઈ સમર્થ હોય તો તે મહાત્મા ગાંધીજી છે. વર્ધા કેળવણીની યોજનાએ કેળવણીના પ્રશ્નને નવેસર ચર્ચાતો કરી દીધો છે: અને તે સંબંધી તાત્ત્વિક વિચારો આપણને મળવા લાગ્યા છે. ગાંધીજીએ આફ્રિકામાંથી શરૂ કરેલા કેળવણીના પ્રયોગોને અસહકાર વખતે વિસ્તૃત સ્વરૂપ પ્રાપ્ત થયું હતું. હવે આખા હિંદ માટે અસરકારક બને એવી રાષ્ટ્રીય કેળવણીનો વિચાર તેમણે દેશ સમક્ષ રજૂ કર્યો છે: આ યોજનામાં કેળવણીનાં મૂળતત્ત્વો ઉપરાંત, બીજી પણ વીગતો છે. ગાંધીજીના શિક્ષણપ્રયોગોનો એમાં નીચોડ છે. મહાત્માજી કહે છે કે "મેં હિંદુસ્તાનને જે કાંઈ ભેટ આપી હોય તેમાં સૌથી મૂલ્યવાન ભેટ મારી કેળવણીની યોજના છે. અહિંસક રીતે રાષ્ટ્રની નવઘટના થવાની હશે તો આ કેળવણીથી જ થશે–એમ શાંતિથી વિચારતાં અને સમજતાં લાગ્યા વગર રહેશે નહીં," પાંચસો પાનાંના 'કેળવણીનો કોયડો'ના આ પુસ્તકમાં અસહકારયુગના ઇતિહાસથી માંડી વર્ધાયોજના સુધીની વીગતો છે. માત્ર કેળવણીમાં જ નહીં પરંતુ માનવજીવનના ઉત્કર્ષમાં રસ લેનાર સૌએ પુસ્તક વાંચવા જેવું છે.

**કેળવણી અને અર્થશાસ્ત્ર:**

'હિંદુસ્તાનની ગરીબાઈ' (સં. ગોપાલદાસ પટેલ) દ્વારા અંગ્રેજી શાસનને અંતે થયેલી હિંદની સ્થિતિનું પહેલવહેલું નિખાલસ દર્શન 'હિંદના દાદા'-એ અંગ્રેજીમાં કરાવ્યું હતું. 'પૉવર્ટી એન્ડ અનબ્રિટિશ રુલ ઇન ઇન્ડિયા'નાં ઝીણા ટાઈપમાં છાપેલાં અંગ્રેજી સાતસો પાનાંના સારરૂપ આ પુસ્તક 'નવજીવન કાર્યાલય' દ્વારા ગુજરાતીમાં ઊતર્યું છે: ગઈ સાલ પ્રકટ થયેલા ડિગ્બીકૃત 'આબાદ હિંદુસ્તાન'ને એ બરાબર મળતું છે. તે આદરપાત્ર છે. અનેક સરકારી–બિન સરકારી અહેવાલો અને જાત–તપાસથી મેળવેલા

આંકડા, વીગતો અને હિંદી તથા અંગ્રેજ-બન્નેની પ્રમાણભૂત વ્યક્તિઓનાં કથનો ટાંકીને દાદાએ હિંદ બહારના લોકોને પહેલીવાર દેખાડયું હતું કે હિંદ અંગ્રેજી અમલમાં સુખી નથી પણ દુ:ખી છે; અને જેમ વર્ષો જાય છે તેમ વધુ દુ:ખી અને કરજદાર બનતું જાય છે! હિંદમાં માથા દીઠ વાર્ષિક આવક ૪૦ શિલિંગ આવે છે: જ્યારે સુક્કા રોટલા, તૂટેલાં ઝૂપડાં અને ફાટેલાં કપડાં પાછળ જ એને તેથી દોઢું ખર્ચ કરવું પડે છે. એની ખેતી બગડી છે: એના ધંધા નાશ પામતા જાય છે: અને એના સંસ્કાર ઘસાતા જાય છે. મૂળ લેખનો સંક્ષેપ, બધું ઉપયોગી એક ઠેકાણે આપે છે. ઘણા સાર-અનુવાદો આ પ્રમાણે થાય તો વાચકોનો શ્રમ, છપામણીનું ખર્ચ અને અનુવાદકનો પરિશ્રમ-તેનો બહુ બચાવ થાય. છેવટે જોડેલું 'દાદા'નું ચરિત્ર પ્રસંગોચિત અને ઉપયોગી છે.

અર્થશાસ્ત્ર અને ખાસ કરીને હિંદના અર્થશાસ્ત્રની પદ્ધતિસરની છણાવટ 'આપણા આર્થિક પ્રશ્ન' (છગનલાલ જોષી) માં લેખકે કરી છે: જેમને શાળામાં કે કોલેજમાં આ સંબંધી વ્યવસ્થિત જ્ઞાન મળ્યું નથી તેવા— (જેમનો વર્ગ ખૂબ મોટો છે) ને માટે આ પ્રશ્નની વિચારણા કરેલી છે: શાસ્ત્રીય લુખ્ખી ચર્ચાને બદલે વ્યવહારુ દૃષ્ટિએ રસમય લાગે એવી રીતે આ પુસ્તક લખાયું છે. ભાષા પણ ઘરગથુ વપરાઈ છે. એકંદરે 'નવજીવન કાર્યાલય'નાં પ્રકાશનો જે સંગીન સાહિત્યમાં જ માને છે તેની દૃષ્ટિ આવકારવા જેવી છે.

'નફાકારક હુન્નરો: ભાગ ૧ લો' (મૂળજી ચાવડા) માં લેખકે હુન્નર સાથે 'નફાકારક' શબ્દ મૂકીને વાચકોનું આકર્ષણ કરવા પ્રયત્ન કર્યો છે. પરન્તુ હુન્નર માત્ર ઉપયોગી છે: છતાં જેમાં કલાની વધારે જરૂર પડે છે એવા ઉપયોગી કલાહુન્નરોમાં ભારે નફો રહેતો નથી. તેથી વર્તમાન જીવનમાં રહીને કેટલાક હુન્નરો કરીને, માણસ પોતાના પેટ પૂરતું મેળવી શકે-એવા પ્રકારના નુસ્ખા આ ગ્રન્થમાં બતાવવામાં આવ્યા છે; છતાં લેખક-સંગ્રાહકે આમાં કેટલીક વ્યવહારુ અને બીજાં પુસ્તકોમાં ભાગ્યે મળે તેવી ઉપયોગી હકીકતો નોંધી પુસ્તકને ઉપયોગી બનાવ્યું છે. પુસ્તક અવશ્ય વાંચવા જેવું છે: તેમાંથી સૌ સૌની રુચિ પ્રમાણે કંઈ ને કંઈ મળ્યા વગર રહેશે નહીં.

'તેજાબનું પાણી' કહીને ઓળખાવેલા વિષ્ણુશાસ્ત્રી ચિપલૂણકર મહારાષ્ટ્રના અગ્રગણ્ય રાષ્ટ્રપ્રેમી હતા. ૧૮૫૦માં જન્મી, માત્ર બત્રીસ વર્ષની ઉંમરમાં એટલે ૧૮૮૨માં જેમની લીલા સંકેલાઈ ગઈ તે મહાન વ્યક્તિનો

૧૮૮૦માં લખેલો નિબંધ 'આપણા દેશની સ્થિતિ'નો અનુવાદ 'ગુજરાતી ચિત્રમય જગત'વાળા સાકરલાલ યાજ્ઞિકે કર્યો છે. આ લેખ લખાયા પછી ત્રીસ વર્ષે ૧૯૧૦માં જપ્ત થયો; અને પછી સત્તાવીસ વર્ષે એટલે ૧૯૩૭માં જ કોંગ્રેસ સરકારની હકુમતમાં સરકારબંધનમાંથી છૂટયો હતો. તેનો અનુવાદ ગુજરાતી-વાચકગમ્ય કરવા માટે શ્રી. યાજ્ઞિકના આપણે ઋણી છીએ; સરકારી કેળવણીની પોકળતા પહેલવહેલી વિષ્ણુશાસ્ત્રીને જણાવાથી તેમણે પૂનામાં ૧૮૮૦માં ન્યૂ ઇંગ્લીશ સ્કૂલ કાઢી હતી. અને લોકમાન્ય તિલક તથા શ્રી. આગરકર તેમાં જોડાયા હતા. આ સ્કૂલમાંથી આગળ જતાં ફરગ્યુસન કૉલેજ સ્થપાઈ છે. અર્થ-કરી કેળવણી સાથે લોકજાગૃતિ માટે છાપાંની જરૂર લાગવાથી આ જલદ જુવાને 'કેસરી' અને 'મરાઠા' પત્રો કાઢયાં હતાં. નર્મદના સમકાલીન એવા આ નવજુવાનની 'નિબંધમાલા' તેમનાં શ્રેષ્ઠ લખાણોનો સંગ્રહ છે. આવા લેખકનો તેજસ્વી નિબંધ ગુજરાતીઓને આપવા માટે લેખકને અભિનંદન ઘટે છે.

જે પુસ્તકોનો સમાવેશ બીજા ખાસ વિભાગમાં ન થઈ શકયો તેની અહીં નોંધ લીધી છે. 'ગુલાબ' ( નરીમાન ગોળવાળા ) સંબંધી આ એક

**નિબંધો:**

નાના લેખમાં ખૂબ રસિક માહિતી-ગુલાબની પ્રાચીન હકીકત, તેની જાતો અને સાહિત્યમાં તેના ઉલ્લેખો-વગેરે આપ્યું છે. આ દિશામાં વિશેષ પ્રયત્નો લેખકે કરવા જેવા છે.

'શ્રી હિમાંશુવિજયજીના લેખો' (સં. મુનિરાજ વિદ્યાવિજયજી) એ પુરાતત્ત્વ અને ઈતિહાસના વ્યાસંગી એવા મુનિરાજ વિદ્યાવિજયજીના પ્રસિદ્ધ શિષ્ય હતા. તેમણે પ્રાચીન ગ્રંથો, ઐતિહાસિક હકીકતો તથા જૈનધર્મી રાજાઓ તથા ગ્રંથકારો સંબંધી અનેકાનેક લેખો લખી પોતાના વિષયમાં ઊંડો રસ વ્યક્ત કર્યો હતો. એમની જિજ્ઞાસા કેટલી બધી વ્યાપક અને સાચી હતી તે તેમના લેખોના પાને પાને જોઈ શકાય છે. સાધુધર્મ પાળતાં પાળતાં આવા પ્રકારનો વિદ્યાવ્યાસંગ બહુ વિરલ જોવામાં આવે છે. હિંદુ આચાર્યોમાંથી તો એવા સર્વસામાન્ય જ્ઞાનના પિપાસુઓ કોઈ પણ પ્રકાશમાં આવ્યા જાણ્યા નથી. તેનું કારણ કળાતું નથી.

'સ્ત્રીસુમાર્ગશિક્ષા' (અમથાલાલ જગજીવનદાસ શાહ, બીજી આવૃત્તિ)માં સ્ત્રીઓને ઉપયોગી થાય તેવી શાસ્ત્રીય તથા વ્યાવહારિક બોધની વાતો તથા કેટલાક ઘરગથુ વૈદકીય ઉપચારો પણ બતાવ્યા છે. પુસ્તકનું વાચન બોધપ્રદ છે: શરૂઆતનાં પાનાં વાંચતાં વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયારની શૈલીનું સ્મરણ થાય છે.

'સોનેરી શિખામણ' (પુરુષોત્તમરાય ભટ્ટ)માં દૂહામાં ગોઠવેલું જગજૂનું ડહાપણુ અને બોધ છે. એ સુભાષિતોને આવી રીતે સંપાદકે ઓળખાવ્યાં છે. કવિતા–સંપાદનના વિભાગમાં મૂકવા જેવું પુસ્તક સરતચૂકથી અહીં આવી ગયું છે. શ્રી. રાયચુરાની 'દૂહાની રમઝટ'ની બાજુમાં શોભે એવો આ પ્રકીર્ણ દોહરાઓનો સંગ્રહ છે.

'પ્લેટોનું આદર્શનગર–ભાગ ૨' (શ્રી. પ્રાણજીવન પાઠક) એ પ્લેટોકૃત 'રિપબ્લિક'ના અનુવાદનો બીજો ભાગ છે. પ્રારંભમાં આપેલો 'પ્રાચીન ગ્રીક ફિલસૂફી' સંબંધીનો લેખ પુસ્તક સમજવામાં ઉપકારક થાય તેવો છે. પુસ્તકનું હાર્દ ઉપોદ્દ્ઘાતમાં સમાવેલું છે.

ગુજરાતની લલિતકલાઓ પ્રત્યે આપણી હજી જોઇએ તેવી આંખ ઊઘડી નથીઃ છતાં ગુજરાતે આંખ ચોળવા માંડી છે એવું લાગતું જાય છે.

**લલિતકલાઃ**

'કલાસૃષ્ટિ' (ઇન્દુમતી મહેતા અને ભુપતરાય મહેતા)એ સી. જિનરાજદાસના અંગ્રેજી પુસ્તકનો આદરયોગ્ય અનુવાદ છે. કલાધામોમાં પ્રવાસો કરીને, કલાકૃતિઓનો સાક્ષાત પરિચય અને કલાકારોની નિકટ સમાગમ મેળવીને, તેદ્વારા સૌન્દર્યતત્ત્વની જે પિછાન મેળવે છે તે જ કલાસૃષ્ટિ ઉપર બોલવાને કે લખવાને લાયક બને છે. મૂળ લેખકે ખાસ કરીને યૂરોપની કલાસંપત્તિનો સુંદર પરિચય સાધ્યો હતોઃ અને તેથી તેમનું તે કલાનું નિરૂપણ માત્ર ચમકતી શબ્દાવલિ નથી; પરંતુ હૃદયની અસર વ્યક્ત કરતી લાગણીનું આલેખન છે. કલાદ્વારા પ્રભુને પામી શકાયઃ અને દરેક કલાનું અંતીમ ધ્યેય, પ્રભુના સાક્ષાત્કારમાં એક એક ડગલું નિકટ આવવાની ભાવના સેવે છે. તેથી કલા ખાતર કલા નહીં, પરંતુ કલાના ધામરૂપ પરમાત્માનું સ્વરૂપ ઓળખવા માટે બધી લલિતકલાઓનો ઉપયોગ છે. તેથી જ એમણે લખ્યું છેઃ "હિંદુ કલાકાર કુદરતને નહીં, પરન્તુ કુદરતના અંતરને શોધે છે. સર્વોત્કૃષ્ટ હિંદુશિલ્પમાં વિચારની શક્તિ વ્યક્ત થાય છે; એટલે હિંદુ કલાકાર ભાવનાને વળગે છેઃ વસ્તુના મૂળ વિચારના આનંદમાં ઊતરી પડે છે. બાલપણથી જ બાલકનું માનસ–ઘડતર કલાત્મક રીતે અને કલાનો સાક્ષાત્કાર કરે એવી પદ્ધતિએ કરવાની કાળજી રાખવામાં આવે તો રાષ્ટ્રના ઘડતરમાં કીમતીમાં કીમતી સેવા થઈ ગણાશે. આ દષ્ટિએ હિંદુ કલાકારનું દષ્ટિબિંદુ ધ્યાનમાં રાખી કલાસૃષ્ટિનું નિરીક્ષણ થવું ઘટે છેઃ" કલા સંબંધી આધ્યાત્મિક ચર્ચાનું આ પુસ્તક ગુજરાતી સાહિત્યમાં એક કીમતી ઉમેરો છે. અનુવાદકોએ જે ધારાવાહી સરળ ગુજરાતી શબ્દોદ્વારા આ શાસ્ત્રીય ચર્ચાના પુસ્તકને ઉતાર્યું છે તે બદલ તેમને અભિનંદન ઘટે છે. આ પુસ્તકની

ઉપોદ્ઘાત માટે શ્રી. રવિશંકર રાવળ સિવાય ભાગ્યે બીજો લાયક લેખક મળી શક્યો હોત.

'અજન્તા કે કલામંડપ' ( રવિશંકર રાવળ ) એ ગુજરાતની વર્તમાન ચિત્રકલાના આચાર્ય કહીએ તેવા 'ગુજરાત કલાસંઘ' ના સ્થાપક શ્રી. રાવળના ગુજરાતી પુસ્તકની હિંદી આવૃત્તિ છે. અજન્તાની ચિત્ર તથા શિલ્પસમૃદ્ધિમાંથી આપણા ચિત્રકારો અને ચિત્રપ્રશંસકો પ્રેરણા મેળવશે તો જ હિંદી ચિત્રકલાના ગૌરવનો ખ્યાલ પામી શકશે. 'વિશાલ ભારત' ના સહતંત્રી સ્વ. વ્રજમોહન વર્માએ એનું હિંદીકરણ કરી, પુસ્તકને હિંદભરમાં પ્રચારયોગ્ય બનાવ્યું છે. ગુજરાતી ચિત્રકાર–ગ્રન્થકાર માટે એનાથી બીજો કયો ગૌરવનો વિષય હોઈ શકે? કિંમત જોતાં પુસ્તક ખૂબ સસ્તું છે.

સંગીતના વિષયમાં સ્વતંત્ર પુસ્તકને અભાવે 'ટૉકીઝ ગાઈડ' ( ગણપતલાલ વ્યાસ અને મુળસુખલાલ દીવાન ) દ્વારા મનોરંજક તથા લોકપ્રિય બનેલાં એવાં બોલપટમાંનાં ગીતોને સ્વરલિપિબદ્ધ કરીને આપ્યાં છે તે આવકારપાત્ર છે. રૂપેરી પડદા ઉપર બતાવાતાં સંગીતનાટકોમાંનાં કેટલાંક ગીતો વાજબી રીતે લોકઝીલાતાં બને તેવાં હૃદયસ્પર્શી અને હલકમાં ગુંજવાં ગમે તેવાં હોય છે. મધ્યકાલીન જૈનકવિઓ 'રાસાઓ' ની રચના કરવામાં તેમના સમયનાં લોકપ્રિય 'દેશીગીતો' ના ઢાળને ઊંચકી લેતા; અને તેવા સુંદર ઢાળો વડે શ્રોતાઓનાં મન હરી લેતા: તેની જેમ, હાલનાં ટૉકીઝનાં ગાયનોના રાહ પર ઘણાં 'ભજનો' રચાયાનું મારા જાણવામાં છે, અને તે ભજનમંડળીઓમાં હોંસભેર ઝીલાય છે તેમ સાહિત્ય અને જનસમાજ વચ્ચેના અંતરને ટાળનાર પૂલ જેવું આ સાહિત્ય, તેની સંગીતક્ષમતાને લીધે આપણા સમર્થ કવિઓએ અવગણવા જેવું નથી. તેવા ઢાળમાં નવાં ગીતો રચી આપવા તેમને આપણી વિનંતી છે: એકલા રાસ કે ગરબા જ લોકસંગીત નથી; પરન્તુ આવાં ગીતો પણ તેનો મૂલ્યવાન ભાગ છે તે આ ગ્રંથપરથી જોઈ શકાય છે.

'ઍકટિંગના હુન્નરનું વ્યવહારુ શિક્ષણ' ( ફિરોજશાહ મહેતા ) નું બીજું નામ 'વ્યવહારોપયોગી અભિનય' છે. ચિત્ર, સંગીત, નૃત્ય તથા અભિનય જેવી લલિતકલાઓને તેના ઉપાસકો વ્યવહારમાં મૂકવા પ્રયત્ન કરે છે. અને તે કલાઓના પ્રશંસકો પોતાની આસ્વાદ લેવાની શક્તિને જોરે તેમાં એક Layman તરીકે–પ્રાકૃતજન તરીકે–વિવેચન, ટીકા કે અભિપ્રાય આપવાની હિંમત કરે છે. શ્રી. ફિરોજશાહ મહેતા જે વ્યવહારોપયોગી અભિનયના સંબંધમાં લખે છે તે એક અૅમેચ્યોર તરીકે છે; છતાં

તેમની દૃષ્ટિ વેધક છે. પુસ્તકની શૈલી અને આપેલાં દૃષ્ટાંતો રમૂજી છે; અને વિષયને માટે આપેલી વ્યવહારુ સૂચનાને તે રસમય કરે છે. પરન્તુ પુસ્તકની મોટામાં મોટી ઊણપ તે તેમાં ન આપેલાં ચેષ્ટાઓ, મુદ્રાઓ તથા 'હાવ'નાં ચિત્રો: સામાન્ય જિજ્ઞાસુ–જેને અભિનય સંબંધી થોડુંક જ્ઞાન મેળવવું હોય––તેને આ પુસ્તક ઉપયોગી થશે. સ્વ. નરસિંહરાવ દીવેટિયાનો 'અભિનય કલા'નો નિબંધ જુદા અને શાસ્ત્રીય દૃષ્ટિબિંદુથી લખાયો હતો: પરંતુ ત્યાં પણ આકૃતિઓને જતી કરવામાં આવી હતી. રંગભૂમિવિશારદ ડૉ. રમણલાલ યાજ્ઞિકના 'પૂર્વરંગે' પુસ્તકનું સારું પુરસ્કરણ કર્યું છે. શ્રી. મહેતાએ અભિનયની કલાને 'હુન્નર' શબ્દથી ઓળખાવી છે: તેથી તેમાં ધંધાદારી તત્ત્વની વિશેષ ગંધ આવે છે: જો કે એમનો ઉદ્દેશ કલાપ્રિય ઍમેચ્યૉરની સારી દોરવણી કરવાનો છે. લેખકનો સાહિત્યપ્રેમ વખાણને પાત્ર છે.

'લખતાં લહિયો થાય'–એવી રીતની શ્રમસાધ્ય લેખનની કલા, આજના યુગમાં છાપખાનાંની કરામતને લીધે છેક જ અવગણાઈ છે: મુદ્રણકલાથી એક–સામટી અનેક નકલો, થોડા જ સમયમાં અને બધી એક જ પ્રકારના ગુણ-દોષવાળી જે યાંત્રિક મદદથી કાઢી શકાય છે તેની મદદ વગર વર્તમાન સમાજને નભી શકવાનું નથી. પરંતુ પુસ્તકના લખાણનાં બીબાં બનાવી તેને છાપી નાખવાની સાદી વસ્તુમાં પણ કલાને સ્થાન છે: એ જ્યારે જુદાં જુદાં પુસ્તકોની મુદ્રણશૈલી અને સુઘડતા સરખાવીએ ત્યારે સમજી શકાય છે. આ 'મુદ્રણકલા'નો વિકાસ ક્યાંથી અને કેવી રીતે થયો તે આ લઘુ લેખમાં વયોવૃદ્ધ સાક્ષર છગનલાલ ઠાકોરદાસ મોદીએ જણાવ્યું છે.

'પતંગપુરાણ અથવા કનકવાની કથની' (પ્રો. હીરાલાલ કાપડિયા)નું પુસ્તક હુન્નરઉદ્યોગ તથા રમતના ઇતિહાસરૂપે હોવાથી તેને કલાવિભાગ–ભેગું ગણાવ્યું છે. પતંગો ઊરાડવાની રમત ક્યારે શોધાઈ, તેના લાભાલાભ, તેની વીગતવાર માહિતી તથા તેની પરિભાષાનું શાસ્ત્રીય આલેખન–એ બધાં આ પુસ્તકનાં આકર્ષણો છે. પ્રાચીન સાહિત્યના–સંપાદક સંશોધકે આ સમાજ-શાસ્ત્રમાં ગણવો ઠીક પડે તેવો વિષય ચર્ચીને પોતાની અભ્યાસવૃત્તિ બતાવી છે તે માટે તેમને અભિનંદન ઘટે છે. ગુજરાતમાં રમાતી ઘણી ઘરની અને શેરીની રમતોનો આવો પ્રાચીન ઇતિહાસ આ વિદ્વાન લેખક શોધીને પ્રકટ કરશે તો ગુજરાત તેમનું ઋણી રહેશે. અંદરની આકૃતિઓ ઉપરાંત પુરાણકથા કરનારનું મુખપૃષ્ઠ પણ સુંદર તથા સૂચક છે.

રંગલહરી (કનુ દેસાઈ) : કલમ અને પીંછી—બન્નેના સંયોજનની

અને સુમેળની સાધનામાં ગુજરાત બહાર અને અખિલ હિંદમાં જેની ખ્યાતિ પહોંચી છે એવા શ્રી. કનુ દેસાઈની રંગ-રેખાંકિત કલાનો આ આઠ જલરંગી ચિત્રોનો સંગ્રહ છેઃ જનસમૂહના ઊર્મિતંત્ર તથા રુચિતંત્રને તથા નવભાવનાને ઝીલી તેમણે ગુજરાતી જીવનને ચિત્રદ્વારા ચિરંજીવ કર્યું છે. કનુભાઈની કલામાં તેમનું એવું એક પોતાપણું-સ્વત્વ-છે જે તેમને બીજાથી જુદા પાડી દે છે. ગુજરાતી જીવનની વિશિષ્ટતાનાં સ્વરૂપો એમણે રંગ અને રેખાથી અંકિત કરી, ગુજરાત બહારના લોકોને પણ તેમાં રસ પડે એવી ચિત્રાવલિઓ આપવા માંડી છે. ગુજરાત બહાર ગુજરાત જે થોડીઘણી વસ્તુઓ માટે જાણીતું છે તેમાં તેના ચિત્રકારો શ્રી. કનુભાઈ તથા શ્રી. સોમાલાલ શાહ-એ બન્ને, લગભગ અડધો લાખ વાચકોમાં વંચાતા હિંદી ' કલ્યાણ ' માસિકદ્વારા જાણીતા થયેલા છે. કનુભાઈની કલા જીવનને કલામય બનાવવાની પ્રેરણા આપો તથા આપણાં ગુજરાતી મધ્યમવર્ગનાં કુટુમ્બોનાં ઘરોમાં લટકાવાતાં ગમે તેવાં કૅલેન્ડરિયા ચિત્રોને ફગાવી દઈ, ગુજરાત જ જેની જન્મભૂમિ છે એવા કલાકારની કૃતિઓને ઘરમાં સ્થાન આપો એટલું ઇચ્છવું વખતસરનું છે.

**ધર્મ-તત્ત્વજ્ઞાન :**

આ વિભાગનાં પ્રકાશનોમાં સાંપ્રદાયિક ધર્મદષ્ટિ નથીઃ પરંતુ તેમાં ધર્મતત્ત્વસંશોધનની નવીન દૃષ્ટિ પ્રવર્તે છેઃ દૃષ્ટિની આ નવીનતા આપણા ધર્મસંસ્કારને દૃઢ બનાવે છેઃ સાથે સાથે જનતાના ધર્માચરણ ઉપર જડતાના જે થર જામતા જાય છે તેને ઉખેડતા જવાનો તેમાં ઉપદેશ છે. હિંદુ ઉપરાંત જૈન દર્શનના ગ્રંથોમાં પણ તાત્ત્વિકતાની શોધ છે : અને માનવજીવનને નિર્મળ કરવાનો તેમાં હેતુ છે.

આ વિભાગમાં છ પુસ્તકો જેટલો સંગીન ફાળો પોંડીચેરીમાં જઈ વસેલા પેલા વ્યાયામપટુ 'પથિક' અને યોગના સાધક શ્રી. અંબાલાલ પુરાણીનો છે. લેખક તરીકેનું તેમનું પહેલું પ્રકાશન અશ્વિનીકુમાર દત્તનો 'ભક્તિયોગ' હતો. એટલે ત્યારથી જ તેમને યોગ અને યોગસાધનાના વિષયમાં ઊંડો રસ પડવા માંડ્યો હતો. 'પૂર્ણયોગનો જ્ઞાનયોગ ભા. ૧-૨' (અનુ૦ અંબાલાલ પુરાણી)એ શ્રી. અરવિંદબાબુના પુસ્તકના અનુવાદની સુધારેલી સંસ્કારેલી બીજી આવૃત્તિ છે. પહેલી આવૃત્તિ ૧૯૨૩માં પ્રકટ થયા પછી, લગભગ પંદર વર્ષે પણ આવું ગંભીર મનનચિંતન માગે તેવું પુસ્તક બીજી આવૃત્તિમાં પ્રવેશે છે તે ઉપરથી કહેવાનું મન થાય છે કે જેમ એક બાજુ શરદબાબુની નવલોના થોકબંધ અનુવાદો ગુજરાતી વાચકવર્ગના ઉપરના-સામાન્ય સમજવાળા-

વર્ગને ખોરાક પૂરો પાડે છે તેમ, અરવિંદબાબુનાં ગૂઢ ચિંતનોના અનુવાદો થોડા પણ સંસ્કારી જિજ્ઞાસુઓને તેમની જ્ઞાનભૂખ સંતોષવામાં ખૂબ ઉપકારક થાય છે. વ્યવસાયે વ્યાપારી છતાં ભક્તિભાવથી નમ્ર બનતા હૃદયવાળા ગુજરાતમાં અરવિંદ કાર્યાલયનાં પુસ્તકોને પ્રકટ કરાવવા જેટલો ઉત્સાહ છે એટલો યે એક સંતોષ છે. જિજ્ઞાસુઓને સંક્ષેપમાં જાણવાને મળે તે હેતુથી 'પૂર્ણયોગ'ના પાંચ ખંડ—કર્મયોગ, જ્ઞાનયોગ, ભક્તિયોગ, આત્મસિદ્ધિ અને વિજ્ઞાનયોગ—તેમાં ચર્ચેલા વિષયોનું 'નવનીત' 'પૂર્ણયોગ નવનીત ભા. ૧-૨' માં લેખકે સ્પષ્ટતાથી તારવ્યું છે. 'યોગસાધનાના પાયા' અને 'યોગપર દીપ્તિઓ'—એ બે પુસ્તકોમાં યોગની સમજૂતી મેળવવામાં અને તેના અભ્યાસમાં સાધકને સહાયભૂત થાય એવા હેતુથી ઉપયોગી ચર્ચાનું તારતમ્ય દાખલ કરેલું છે. 'અરવિંદ કાર્યાલય'નાં પ્રકાશનો એટલે શ્રી. પુરાણીના અભ્યાસના નિચોડરૂપ અરવિંદબાબુના વિચારોનો પ્રચાર. શ્રી. પુરાણીના ગદ્ય ઉપર શરૂઆતથી મણિલાલ નભુભાઈની અસર જણાતી આવી છે: તે પ્રાથમિકતામાંથી હવે એમણે પોતાની પ્રસન્નગંભીર શૈલી ઉપજાવી કાઢી છે. સાહિત્યસમીક્ષામાં તેમના ગ્રંથોને યોગદૃષ્ટિએ નહીં પણ ભાષાશૈલીની દૃષ્ટિએ વિશેષ તપાસવાની અને તેની ખૂબીઓ તારવવાની અગત્ય છે.

'ભક્તિતત્ત્વ' (સ્વામી જયાનંદ તથા જયંતીલાલ ઓઝા)એ રાજકોટના રામકૃષ્ણ આશ્રમ તરફથી પ્રકટ થયેલું શ્રીરામકૃષ્ણ પરમહંસના ઉપદેશોના પરિશીલનને પરિણામે ઉદ્ભવેલું ભક્તિ સંબંધી ચિંતનોનું વિવેચન છે. તેને તૈયાર કરવામાં ભક્તિની ચર્ચા કરનારાં અનેક પુસ્તકોમાંથી પ્રેરણા લઈ આ સ્વતંત્ર સંકલન તૈયાર કરવામાં આવ્યું છે. એ કોઈ પણ એક પુસ્તકનો અનુવાદ નથી. ભક્તિને વિશદ બનાવવા માટે જ્યાં જ્યાંથી જ્ઞાનમધુ મળ્યું ત્યાંથી લાવીને મધમાખીની જેમ આ મધપૂડામાં ભેગું કરવામાં આવ્યું છે. પરિણામે ગ્રંથ સુવાચ્ય બન્યો છે.

ઉપનિષદોના અભ્યાસમાં જિજ્ઞાસુને ઉપયોગી થાય અને સુશિક્ષિત લોકો ઉપનિષદ્ વાઙ્મયનું સ્વતંત્ર બુદ્ધિથી પરિશીલન કરે એવા હેતુથી ગઈ સાલ 'મુંડકોપનિષદ્'નો અનુવાદ મૂળ, અન્વય, વિવરણ તથા ભાષાંતર સાથે તૈયાર કરેલ સદાશિવ શાસ્ત્રી ભીડેના 'ઉપનિષદ રત્નપ્રકાશ'નામના મરાઠી ગ્રંથ ઉપરથી ગુજરાતીમાં આપવામાં આવ્યો હતો. ચાલુ સાલે 'પ્રશ્નોપનિષદ' (અનુ૦ મણિલાલ છબારામ ભટ્ટ) મળ્યું છે. તે પણ તેટલું જ ઉપયોગી છે. બ્રહ્મવિદ્યા સંબંધી ઊહાપોહ કરનારી પરિષદ તે જ ઉપનિષદ: આ ઉપનિષદ્

સમક્ષ મુનિ પિપ્પલાદને તેમના શિષ્યોએ ૭ 'પ્રશ્નો' પૂછ્યા હતાઃ તેનું ગદ્ય સંવાદોદ્વારા સમાધાન કરવામાં આવ્યું છે. વિશ્વની ઉત્પત્તિ અને તેનું ધારણ-પોષણ વગેરે સર્વનું પ્રાણુશક્તિ કારણ છેઃ એટલે પ્રાણ જ પિંડ બ્રહ્માંડનો નિયામક શાસક અને ચાલક છે—આ જ્ઞાનને 'પ્રાણુવિદ્યા' કહી ઓળખાવી છે; અને તે પ્રશ્નોનું જ અહીં નિરૂપણ છે. અનુવાદ સુવાચ્ય છે.

'ઉપનિષદોની વાતો' (પાંડુરંગ વળામે-રંગ અવધૂત)ની ચૌદ વર્ષે બીજી આવૃત્તિ, લેખકે નહીં પરંતુ તેમના પ્રશંસકોએ પ્રકટ કરી છે. વાર્તાદ્વારા ઉપદેશ કરવાની પદ્ધતિવાળાં ઉપનિષદોમાંથી તેર વાતો તારવી કાઢીને તેને સુંદર રૂપમાં અહીં રજૂ કરેલી છે. 'ગુરુલીલામૃત'ના રચનાર તરીકે 'રંગ અવધૂત'નો પરિચય કવિતાવિભાગમાં કરાવેલો છે. એ મહારાષ્ટ્રી છતાં ગુજરાતી લેખકની સેવાથી આપણું સાહિત્ય ધન્ય બન્યું છે એમ ફરીથી અહીં સંભારીએ છીએ.

તત્ત્વજ્ઞાનને વાર્તાના રસદ્વારા સુગમ કરવાનો બીજો પ્રયોગ 'વાતોમાં બોધ' (પ્રયોજકઃ જયંતીલાલ મહેતા) નામથી મળ્યો છે. જે વૃદ્ધ અને બહુશ્રુત રાજદ્વારી પુરુષની વિચારપોથીમાંથી આ વાતો આપવામાં આવી છે તે કોણ હશે તેની કલ્પના ભાવનગરના સ્મરણની સાથે સહેજે થઈ શકે છે. વાતો રોચક તેમ જ બોધક પણ છે.

'કૃષ્ણબંસી' (અનુ૦ પ્રાણશંકર જોષી)એ સાધુ વાસવાણીના અંગ્રેજી પુસ્તકનો અનુવાદ છે; અને તે દક્ષિણ આફ્રિકામાંથી જોહાનિસબર્ગમાંથી પ્રકટ થયો છે. તેમાં નવયુગની દૃષ્ટિએ, નવભારતની દૃષ્ટિએ ગીતારહસ્ય રજૂ કરેલું છેઃ એટલે રાષ્ટ્રચિંતન અને ધર્મચિંતનનું એમાં અજબ મિલન બતાવ્યું છે. કૃષ્ણજીવનનો અને કૃષ્ણની બંસીનો શો ઉપદેશ છે તે આ પુસ્તકમાં નવી દૃષ્ટિએ બતાવ્યું છે. અનુવાદની શૈલી સારી છે.

'માનવધર્મ' (અનુ૦ જયંતીલાલ આચાર્ય)માં શ્રી. રવીન્દ્રનાથ ઠાકુરનાં બંગાળીમાં આપેલા 'કમલા વ્યાખ્યાનો'નો અનુવાદ છે. માનવધર્મની વ્યાખ્યાઃ 'જે આપણને ત્યાગ તરફ-તપસ્યા તરફ લઈ જાય તે જ માનવતા છેઃ માનવનો ધર્મ છે'—જે મુખપૃષ્ઠ પર છાપી છે તેનાથી, પુસ્તકના વિષયનો બોધ થઈ જાય છે. ભાઈ આચાર્યે બંગાળી ભાષાના નિકટ પરિચયને લીધે કવિનું હાર્દ રજૂ કરવામાં સારી ફત્તેહ મેળવી છે.

'વેદધર્મ વ્યાખ્યાનમાલા' (પંડિત ભટ્ટાચાર્ય)માં અંકલેશ્વર-આશ્રમનિવાસી પંડિત પુરુષોત્તમ ભટ્ટાચાર્યનાં વેદોક્ત આર્યધર્મનું પ્રતિષ્ઠાપન કરવા માટે આપેલાં ઉપદેશાત્મક સ્વરૂપનાં નવ વ્યાખ્યાનોનો સમાવેશ કરેલો છે. અગ્નિની અખંડ જ્યોત તથા સૂર્યમંડલસ્થ ભગવાન ૐકારેશ્વરની પૂજા ફરીથી જાગૃત કરવાથી-

હિંદુને સાચા હિંદુ બનવા માટે સારી હૃદયશુદ્ધિ મળે છે તે બતાવવાનો આ વ્યાખ્યાનોનો હેતુ છે. ગુજરાતમાં ઘરને ખૂણે બેઠેબેઠે પાંડિત્યભર્યાં પુસ્તકો લખનાર વર્ગ બહોળો છે: પરંતુ મધ્યમસમાજને રુચે તેવી સરળ છતાં પ્રેરણાદાયી ભાષામાં તેમને મોઢામોઢ સંબોધન કરી, ઊંચી પંડિતાઇને તેમની કક્ષાએ ઉતારી તેમની સેવામાં રજૂ કરનાર વિરલ હોય છે. પંડિત ભટ્ટાચાર્યે તેમની વ્યાખ્યાનગંગાદ્વારા કંઈકનાં હૃદયને પાવન કર્યાનો સંતોષ મેળવ્યો હશે, તે લાભ શબ્દબ્રહ્મની સ્થૂલ પ્રતિકૃતિરૂપ છાપેલી પ્રત પરથી આપણને મળે તેમ નથી. એમની આવી સેવા વધતી જાય એમ ઇચ્છીશું.

'શ્રીપુષ્ટિમાર્ગીય કીર્તનપ્રકાર' (કેશવરામ શાસ્ત્રી)માં પ્રભુસેવાને અંગે, નવધાભક્તિના એક પ્રકાર તરીકે કીર્તનભક્તિનું જે મહત્ત્વ છે તે આ લઘુ લેખમાં તેના આરૂઢ વૈષ્ણવલેખકે પ્રતિપાદન કર્યું છે. કીર્તનસંગીતનું જીવનમાં સ્થાન, કીર્તનનો વિષય તથા તેનું યથાર્થ પરિશિલન–તે સંબંધી સારો ઊહાપોહ આ લેખમાં છે.

નીચેનાં બે પુસ્તકો જૈનશાસનના સિદ્ધાંતગ્રંથોના અ–સાંપ્રદાયિક દૃષ્ટિથી (શ્રી. જૈનસાહિત્ય પ્રકાશનસમિતિ–નવજીવન કાર્યાલય તરફથી)કરેલા અનુવાદો છે. 'શ્રી ભગવતી–સાર' (પંચમ અંગ)નો છાયાનુવાદ શ્રી. ગોપાલદાસ જીવાભાઈ પટેલે કર્યો છે: આ ગ્રંથમાંના હિંસાના પ્રકરણે અને માંસાહારના વિષયે પત્રોમાં તથા માસિકોમાં કડવી ચર્ચા ઊભી કરી હતી: એ રીતે આ પુસ્તકનું નામ ઘણાને જાણીતું થયું છે. અનુવાદકની નિખાલસતા માટે કોઇને શંકા લાવવાનું કારણ નહોતું: છતાં રૂઢ શ્રાવકોને તેથી આઘાત થયો હતો તેટલું ઇચ્છવા જેવું નહોતું. શ્રી.હેમચંદ્રાચાર્યના 'યોગશાસ્ત્ર'નો અનુવાદ પણ ગોપાળદાસ જીવાભાઇએ કરેલો છે. ચાર પુરુષાર્થોમાં મોક્ષ જ ઉત્તમ છે: તથા જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્રરૂપ યોગ જ તેનું કારણ છે; તેથી એ 'યોગનું શાસ્ત્ર' આ પુસ્તકમાં કહેવામાં આવ્યું છે, અનુવાદકની શાસ્ત્રશુદ્ધ શૈલી અભિનંદનને પાત્ર છે. આ ગ્રંથનો શ્રી. મગનભાઈ દેસાઈએ લખેલો વિસ્તૃત તથા માહિતીપૂર્ણ 'ઉપોદ્‌ઘાત' અનુવાદ સમજવામાં ઉપકારક થાય તેવો છે.

ધર્મની જિજ્ઞાસા જ્યારે વધતી જાય છે ત્યારે જ્યાંથી મળે ત્યાંથી જ્ઞાન સંઘરવાની ઊર્મિ થઈ આવે છે. ગુજરાતીમાં જૈન ઉપરાંત શિખધર્મના 'જપજી' (અનુ૰ મગનભાઈ દેસાઈ) ગ્રંથનું ભાષાંતર પણ આ સાલમાં આપણને મળ્યું છે. સૌ. ભાનુમતી ત્રિવેદીનો અનુવાદ વર્ષો પહેલાં પ્રકટ થયો હતો; પરંતુ તેમાં મૂળનો ભાવાર્થ તથા ટીકાનો જ અનુવાદ માત્ર હતો. આ

અનુવાદમાં અર્થને ગુજરાતી પદ્યમાં અનુષ્ટુપછંદમાં ઉતારવામાં આવ્યો છે: 'ગુરુનાનક અને આપણી સંસ્કૃતિ'નો કીમતી લેખ 'જપજી'ની કીંમત આંકવામાં ઉપયોગી બને છે. ગુરુનાનકે રચેલી પ્રાર્થનાને–જપને–માનાર્થે 'જી' પદ ઉમેરીને આ ગ્રંથને ઓળખાવવામાં આવ્યો છે. આવા બીજા સંપ્રદાયોના જ્ઞાનના ગ્રંથોને ગુજરાતીમાં ઉતારવાની જે શુભ શરૂઆત થઈ છે તેનું મહત્ત્વ 'મહાત્માજીના આદિવચન'ના શબ્દો ટાંકીને જ બતાવવું ઠીક પડશે: "જેઓ દેશની સેવા કરવા ઇચ્છે છે, જેઓ ઈશ્વરને ઓળખવા ઇચ્છે છે, જેઓ હિંદુસ્તાનના કરોડોનું ઐક્ય સાધવા ઇચ્છે છે, તેઓ માત્ર પોતાના જ ધર્મનો કંઈક અભ્યાસ કરીને સંતોષ વાળી બેસી શકતા નથી. તેઓએ હિંદુસ્તાનમાં ચાલતા ધર્મો ને સંપ્રદાયોનાં મૂળતત્ત્વો તે તે ધર્મ કે સંપ્રદાયના અનુયાયીની દૃષ્ટિએ સમજવાં જોઇએ." નવજીવન પ્રકાશનમંદિરના આવા પ્રયત્નો ખૂબ ઉપકારક છે એટલું લખવાની પણ જરૂર નથી.

'તત્ત્વવિચાર' (સિકંદરરાય દેસાઈ)માં એક જિજ્ઞાસુની દૃષ્ટિએ પોતે જાણેલું, બીજા અજાણ લોકોની ખાતર પ્રકટ કર્યું છે. લેખકે હજી મેળવેલું જ્ઞાન અભ્યાસદશામાં છે: તેને પચાવ્યા પછી જે લખાશે તેમાં કંઈ સત્ત્વ હશે એમ લાગે છે.

'બાળકોનું મહાભારત–ભાગ ૧' (રમણલાલ શાહ) એમાં બાલોચિત શૈલીમાં સુંદર રીતે ભારતી કથા કહેલી છે. આ તેની બીજી આવૃત્તિ છ વર્ષે પ્રકટ થઈ છે. બીજો ભાગ પણ તેટલો વંચાશે એમ લાગે છે.

'શ્રી. ગુરુગીતા'ના અનુવાદની બીજી આવૃત્તિ મળી છે. તેમાં શ્રી શંકરાચાર્યની પ્રશ્નોત્તરીનો ઉમેરો કરવામાં આવ્યો છે.

'માનસશાસ્ત્ર' ( સંપાદક: નવલરામ ત્રિવેદી ): મહિલા વિદ્યાપીઠની કન્યાઓ માટેના 'ગૃહીતાગમા' પરીક્ષાના અભ્યાસક્રમમાં માનસશાસ્ત્ર–ખાસ કરીને બાલમાનસશાસ્ત્રના વિષયને સ્થાને આપવામાં આવેલું છે. વળી પ્રાથમિક અધ્યાપન પાઠશાળાના શિક્ષકોને પણ આ વિષય ભણવો પડે છે. આમ દેશીભાષાદ્વારા આ વિષયનું શિક્ષણ આપવાનું હોવાથી એક ઉપયોગી શાસ્ત્રનું ચોકસાઈભરેલું રૂપાન્તર તથા તેની પરિભાષા આપણને મળ્યાં છે. અમદાવાદની મહિલા પાઠશાળામાં એકથી વધારે અભ્યાસીએ આપેલાં વ્યાખ્યાનોની નોંધ ઉપરથી આ સળંગ નિરૂપણ શ્રી. નવલરામે ઉપજાવી કાઢ્યું છે તે સુવાચ્ય બન્યું છે. આવા શાસ્ત્રીય ગ્રન્થની બીજી આવૃત્તિ વખતે શાસ્ત્રની પરિભાષા સમજાવતો એક શબ્દકોષ અને અંગ્રેજી પરથી ઘડેલા પર્યાયોનો બીજો કોષ જોડવાથી ઉપયોગિતામાં વધારો થશે.

નવો યુગ એટલે અંગ્રેજી રાજ્ય અને એ રાજ્યે સ્થાપિત કરેલાં વિદ્યાપીઠો-દ્વારા ભણેલા વર્ગે પ્રવર્તાવેલો યુગઃ તેના પરિણામ તરીકે વકીલ અને દાકતરે જેવો એક નવો અનુત્પાદક નાગરિક વર્ગ અસ્તિત્વમાં આવ્યો છે. સૌ સૌનું અસ્તિત્વ વાજબી ઠરાવવા પ્રયત્ન કરે છે એમ જે કહેવાય છે એ દાક્તરો માટે વધારે સાચું પડતું જાય છે. તેને લીધે દર્દો, દવાઓ અને દાક્તરોના ત્રણ 'દ'કારથી સંસાર ઊભરાવા લાગ્યો છેઃ સંપૂર્ણ આરોગ્યવાળો રોગ શું કે દવા શું તેમાં સમજતો નથીઃ કારણ કે એને તો ટંકે પેટપૂર ખાવાનું મેળવવા માટે એટલો વ્યાયામ પહોંચે છે કે અજીર્ણ કે અરૂચિ તો તેને સ્વપ્ને પણ સાંભરતાં નથીઃ પરંતુ આપણો બેઠાડુ વર્ગ જ શરીરની ખોટી અને કૃત્રિમ માવજત કરી, પેટ ચોળીને શૂળ ઊભું કરે છેઃ એવા 'શૂળ'ની ચિકિત્સા કરનાર વર્ગ તેથી માતબર બનતો જાય છેઃ દાકતર વધ્યા તેથી દર્દો વધ્યાં અને દર્દોના ઉપ-ચાર પણ વધ્યા.

**આરોગ્ય તથા વૈદક :**

ચાલુ સાલે મળેલાં પુસ્તકોમાંથી આ પરિસ્થિતિ નભાવી લેવા સામે ચોખ્ખો વિરોધ જોઈ શકાય છે. અનેક પ્રકારની 'ચિકિત્સા પદ્ધતિ'—'Pathy'ઓ—નીકળવાનું કારણ પણ એકમેક પર ઉપજેલી અશ્રદ્ધા જ છે. 'આરોગ્ય ગ્રંથાવલિ'નો જન્મ આ વાતાવરણમાંથી થયો છે. 'દર્દો, દવાઓ અને દાકતરો' (રમણલાલ એન્જીનિયર) એ નિસર્ગોપચારને લગતું પુસ્તક છે. દવા વગર ચાલી શકે જ નહીં-એ મતની સામે આમાં કુદરતી ચિકિત્સાનું સમર્થન છે. રહેણીકરણી તથા ખાનપાનમાં કાળજી નહીં રહેવાથી રોગ થાય છે. અને તેમની ચિકિત્સા બરાબર ન થવાથી, નિરર્થક અથવા નકામા ઉપ-ચારો—દવાના રગડા શરીરયંત્રમાં દાખલ કરવા પડે છે. લેખકનો એલોપથી સામે વિરોધ નથી; પરંતુ એમાં જે દંભ અને જુઠાણું (દ્રવ્યલોભ જેવાં અનેક કારણોને લીધે) ઘર કરી રહ્યાં છે તે સામે તેમનો રોષ છે. વાઢ-કાપના હડકવા, વિવિસેકશનના અમાનુષી અત્યાચારો અને પાપાચારો—તે સામે તેમનો પ્રૂજારો છે. પુસ્તક ખરેખર વિચારપ્રેરક છેઃ તેનો બહોળો પ્રચાર શહેરો અને ગામડાંમાં થવાની જરૂર છે.

બીજી ચોપડી 'શરદી અને સળેખમ' સંબંધી છે. શરદી એ રોગ નથી પરંતુ રોગને દૂર કરવાનો શરીરનો પ્રયત્ન છે. તેવે પ્રસંગે દાક્તરી તથા કુદરતી સારવાર કેવી હોય તે તેમાં બતાવ્યું છે. ઈન્જેકશન જેવી બહારની વસ્તુઓને શરીરયંત્રમાં દાખલ કરવા સામે લેખકે સારો વિરોધ બતાવ્યો

છે. દવાઓ અને દાક્તરોના ઊંટવૈદા સામે જોસીલો મતભેદ જાહેર કરી, દર્દો પર નવી દૃષ્ટિથી પ્રકાશ પાડયો છેઃ અને કુદરતી ઉપચારોની હિમાયત કરી છે.

'સાનમાં સમજાવું: ભાગ ૧' (ડાહ્યાલાલ જાની): સ્ત્રીઆરોગ્ય સંબંધી આપણા સમાજમાં ઊંચો જીવ કરાવે તેવી પરિસ્થિતિ દિનપ્રતિદિન વધતી જાય છે. સ્ત્રીઓનું આરોગ્ય ઉવેખાય છે. તેમના શરીરને વળગેલા વ્યાધિઓ અને તેમના વાતાવરણમાં ઊભી થતી જતી ઉપાધિઓથી નારીજીવન ગુંગળાઇ રહેલું છે. તેમને તેવા ત્રિવિધ તાપમાંથી બચાવનારા ઉપાયો આ નાના પુસ્તકમાં સૂચવેલા છે. લેખકનું વિશાળ વાચન, બહુશ્રુતપણું તથા તેમની સુંદર મનોરમ શૈલીને લીધે પુસ્તક, સાહિત્યના વિષય જેટલું સુવાચ્ય બન્યું છે : છતાં કેટલાંક સ્થળે વિષયનું ટૂંકાણુ ખૂંચે છે.

ઉપરના વિષયને મળતું આવતું 'પરણ્યા પહેલાં' (વૈદ મોહનલાલ ધામી)નું પુસ્તક કુમારો માટે મિત્ર તથા ભાઇ જેવું હિતકારક તથા માહિતી આપનારું છે. જાતીયવિજ્ઞાનનું નિરૂપણ કરનારાં અનેક સારાંનરસાં પુસ્તકો પ્રગટ થતાં રહે છે તેમાં આ શાસ્ત્રીય અને સદ્‌હેતુપૂર્વક લખાયેલું પુસ્તક ભાત પાડે છે. શ્રી. હરભાઈ ત્રિવેદીએ પુસ્તકને અનેક દૃષ્ટિએ નાણી જોયું છે; અને તેને કુમાર ઉપરાંત કુમારી માટે ઉપયોગી હોવાનું સૂચવ્યું છે. ' કુમારી ' માટે નવું વીગતવાર પુસ્તક આવવાનું હોય તો કોણ જાણે. પત્રની શૈલીમાં લખવાથી પુસ્તક નિબંધ જેવું નીરસ થયું નથી.

'અખંડ યૌવન અથવા આરોગ્યમય જીવનકલા' (ડૉ. રવિશંકર અંજારિયા) માં એક વયોવૃદ્ધ છતાં સુદૃઢ બાંધાવાળા, નિસર્ગોપચારમાં માનનાર દાક્તરે ડૉ. જેકસનના 'ધ બૉડી બ્યૂટીફુલ' નામના પુસ્તક ઉપરથી તૈયાર કર્યું છે. જીવન પણ એક કલા છે, તે કલા કેમ સાધવી તેનો તેમાં ઊહાપોહ છે.

'કાયાકલ્પવિજ્ઞાન' (વૈદ્ય રવિશંકર ત્રિવેદી) એટલે શરીરની નવેસર રચના અથવા તેનો જીર્ણોદ્ધારઃ અખંડ યૌવન સાચવવા છતાં ઓસરી જાય ત્યારે શરીરનાં તત્ત્વોમાં નવી શક્તિ ભરવાની એમાં હિકમત છે. પંડિત માલવિયાજીના કાયાકલ્પપ્રયોગ પછી આ વિષયપરત્વે હિંદવાસીઓનું વિશેષ ધ્યાન ખેંચાયું છે. આ પ્રયોગમાં પંચકર્મ અને કૂટિપ્રવેશ જેવા આવશ્યક વિધિ ગણાવ્યા છે; તે સિવાય પ્રયોગ જોઇએ તેવું ફલ આપી શકતો નથી. વર્તમાનકાળની અનેક વિદેશી મનમોહક ચિકિત્સાપદ્ધતિઓથી ન અંજાતાં, આવા આરોગ્યદાયક હિંદી પ્રયોગોની અજમાયશ જરૂર થવી ઘટે છે. તો જ આપણા પોતાના

ભરમાં શું શું પડ્યું છે અને કેવા કેવા પ્રયોગની તે રાહ જુવે છે તે ધ્યાનમાં આવી શકશે.

'બાલકોની માવજત' (ડૉ. રઘુનાથ કદમ)માં લેખકે બાલચિકિત્સા તથા બાલઉછેરના સંબંધમાં વીગતવાર ચર્ચા તથા માહિતી, જાત અનુભવ ઉપરથી તથા વાચનને પરિણામે ક્રમપુરઃસર આપેલી છે. લેખક પોતે ઍલોપથીના નિષ્ણાત હોવા છતાં ઘરગથુ દેશી ઓસડિયાં ઉપચારમાં બતાવે છે તે ઉપરથી તેમની સર્વગ્રાહિતા બતાવે છેઃ સૌને સૌની સ્થિતિમાં મળી શકે એવાજ ઉપચાર અને દવાઓ બતાવવાં જોઇએ એ ઘણા નિષ્ણાતો ભૂલી જાય છે. મહારાષ્ટ્રી લેખકની શૈલી શુદ્ધ ગુજરાતી છે.

'પ્રાચીન ભારતની દંતવિદ્યા' (ડૉ. કેખુશરૂ જીલ્લા): આ પુસ્તકમાં આપેલી વીગતોથી આપણું સ્વાભિમાન પોષાય તેમ છે. બધું જ પશ્ચિમમાંથી આવે છે—એ મત સામે, પ્રાચીન શોધખોળદ્વારા પૂર્વની પ્રાચીન સંસ્કૃતિનાં પડો ઊખેળવાની વૃત્તિ જન્મી છે. એક પારસી તબીબે પોતાના ધંધા વિશે આટલી બધી માહિતી એકઠી કરવામાં જે વિદ્યાપ્રેમ વ્યક્ત કર્યો છે તે માટે એમને અભિનંદન ઘટે છે. તક્ષશિલાના વિદ્યાપીઠમાં આયુર્વેદના અંગ તરીકે સશસ્ત્ર દંતવિદ્યા પણ શીખવાતી હતી; અને પછીના પરદેશીઓના આક્રમણને લીધે તેનો ધ્વંસ થવાથી એ વિદ્યા પશ્ચિમમાં ગઈ—વગેરે ઇતિહાસ જાણવા જેવો છે.

આ જ તબીબે શ્રી. રણછોડભાઈ પટેલ સાથે રહીને 'દાંત અને તેની સંભાળ'નું પુસ્તક ગુ. વ. સોસાયટીને લખી આપ્યું છે. એમાં ઇતિહાસની ભોમપરથી વ્યાવહારિક જગતમાં આવી, લેખકે ઉપયુક્ત માહિતીવાળું પુસ્તક આપણને આપ્યું છે. એક પારસી લેખકને શુદ્ધ ગુજરાતીમાં પોતાનો વિષય વર્ણવતા જોઈ આનંદ થાય છે.

'જંતુશાસ્ત્રપ્રવેશિકા' (ડૉ. બાલકૃષ્ણ)ને આરોગ્યશાસ્ત્રના વિભાગમાં ગણાવવું ઠીક છે. આ ગ્રંથ કોઇ પણ પુસ્તકનો અનુવાદ નથી; પરંતુ એ વિષેનાં પુસ્તકોને આત્મસાત્ કરીને તે લખેલો છે. ગુજરાતી ભાષામાં શાસ્ત્રીય અને વિજ્ઞાનના વિષયને ઊતારવાનો આ સફળ પ્રયાસ છે. લેખકને ઍલોપથી તથા આયુર્વેદ બન્ને પદ્ધતિનો સારો પરિચય હોવાથી પુસ્તકમાં સારી વિશદતા આવી શકી છે. આકૃતિઓદ્વારા કથન વધારે સ્પષ્ટ બની શક્યું છે. એકંદરે આવું શાસ્ત્રીય પુસ્તક લખવા માટે ડૉ. પાઠકને અભિનંદન ઘટે છે. છેડે આપેલો પારિભાષિક શબ્દોનો કોષ ખૂબ ઉપયોગી છે.

'આરોગ્ય ડાયરી' (સંપાદક: વૈદ્ય હરિપ્રસાદ ભટ્ટ)માં આરોગ્ય સંબંધી ઉપયુક્ત માહિતી ઉપરાંત પાને પાને આરોગ્ય સંબંધી કિંમતી સુભાષિતો અને વિચારોને ટાંક્યા છે: વકીલો તથા એન્જિનિયરોના ધંધાર્થી ઉપયોગની જેવી નોંધપોથીઓ તૈયાર થાય છે તેવા ધોરણે વૈદ્ય દાક્તરના ઉપયોગ માટે તેમજ સમાજના સામાન્ય માણસને માટે પણ આ 'નોંધપોથી' ઉપયોગી છે. આ પ્રકારનું સાહસ કરવા માટે વૈદ્યરાજને અભિનંદન.

વિજ્ઞાનની વિવિધ શાખાઓનો અભ્યાસ થઈ રહ્યો છે. તેના પરિણામે વિજ્ઞાન સંબંધી વિચારોને બાલસુલભ ગુજરાતીમાં ઊતારવાના અખતરા આવકારપાત્ર છે. 'કુદરતકથાઓ' (સોમાભાઈ પટેલ): કિશોરો સમજી શકે તેવી ભાષામાં કુદરતની કથાઓની આ ચોપડી લખાઈ છે. છતાં બધી વાતો ખરેખરી કુદરતકથા નથી. તેમાં અદ્ભુત કલ્પનાદ્વારા કુદરતના બનાવોના ખુલાસા આપ્યા છે. પ્રાથમિક દશામાં લોકોએ કુદરતમાં બનતા બનાવોનાં કારણોના ખુલાસા પોતાની મેળે કરી લીધા હતા: એ વખતનું લોકમાનસ બતાવતી વાતો અહીં કલ્પવામાં આવી છે. તેમાંની ગ્રહણ (દેવદાનવના સમુદ્રમંથનની વાત)ની વાર્તા સરસ છે. ભાષા અને શૈલી સહેલાં છે: અને તેમાં વાર્તાનો રસ છે તેથી તે વાંચવી ગમશે.

**કુદરત અને વિજ્ઞાન:**

'આપણાં પક્ષીઓ' (નરેન્દ્ર બધેકા) આપણી આસપાસ દેખાતાં પક્ષીઓનો આમાં પરિચય છે: એ પક્ષીઓનાં ચિત્રો અપાયાં હોત તો ચોપડી વધારે સરસ થાત. વાત કહેવાની રીત, એ વિષયમાં જે બાળકો છે તેમને ગમી જાય તેવી છે. મોટાં માણસો પણ ઘણાં પક્ષીને ઓળખી શકતાં નથી તેમને માટે પણ આ પુસ્તક ઉપયોગી છે.

'જંગલકથાઓ' (ધીરજલાલ શાહ): આ પુસ્તકમાં આપેલી કેટલીક સાચી અને કેટલીક કલ્પિત એવી નવ શિકાર સંબંધી વાર્તાઓ, કુમારોને સાચા સ્કાઉટ અને નીડર રખડુ બનાવે તેવી રોમાંચક અને સાહસપ્રેરક છે. આપણા કુમારોમાં સાહસ, શૌર્ય અને અવનવું જાણવાનો રસ આવી વાતોથી જરૂર ઉત્પન્ન થશે.

'ટારઝન-ભાગ ત્રીજો' (શંકર શાહ)માં બે ભાગથી અધૂરી રહેલી વાર્તાનો આગળનો ભાગ આપ્યો છે. કાલાના મૃત્યુ પછી મિરાંડોના મૃત્યુ સુધીની હકીકત તેમાં આવે છે. ટારઝનનું બુદ્ધિચાતુર્ય, તેનું શૌર્ય તેમ જ તેની સાહસિકતા વગેરેથી આ રસિક ભાગ ભરપૂર છે. બાળકોને અને સાહસકથાનાં રસિયા મોટાં વાચકોને પણ ગમી જાય તેવી રીતે વાર્તા કહેવામાં આવી છે.

ખેતી સંબંધી બે પુસ્તકો મળ્યાં છે. તેમાં 'ખેતીનાં મૂળતત્ત્વો—જમીન પાણી અને ઓજાર' (માર્તંડ પંડ્યા)એ ખેતીના પ્રાથમિક વર્ગો માટે પાઠ્ય પુસ્તક તરીકે વાપરવા માટે લખાયું છે. ભાષા સાદી છે. 'ફલબાગ સર્જન' (ભાનુપ્રસાદ દેસાઈ)માં ફળાઉ ઝાડોના ઉછેર સંબંધી અનુભવથી ભેગું કરેલું જ્ઞાન આપવામાં આવ્યું છે. મોટા બગીચાવાળાઓ એનો જરૂર લાભ ઉઠાવી શકે છે.

'ગુજરાતનું પ્રાકૃતિક અને વ્યાપારી ભૂગોળવિજ્ઞાનઃ' (ભોગીલાલ ગિરધરલાલ મહેતા): ભૂગોળનું પ્રાકૃતિક વિજ્ઞાન વિજ્ઞાનના વિભાગમાં આવે છે તેથી તે સંબંધી પુસ્તકને અહીં ગણાવ્યું છે. ભૂગોળના વિષયને માત્ર નદીઓ, પર્વતો, સરોવરો, શહેરો વગેરે જેવાની ગોખણિયા સામગ્રીથી ન પતાવી દેતાં, તેનાં આબોહવા, દેશદેશની જાતિઓ, ખાસિયતો, વ્યાપાર, ઉદ્યોગ-વગેરે જ્ઞાનનો તેમાં સમાવેશ કરવાનો પ્રયાસ આવકારપાત્ર છે. ગુજરાતપ્રાંતનો વિચાર ગુજરાતીમાં આ રીતે આ પહેલાં કોઈએ કર્યાનું જાણવામાં નથી. ગુજરાતને લગતાં કેટલાંક ભૌગોલિક કાવ્યોમાં ગુજરાતની સાંસ્કારિક વિશિષ્ટતાઓ ગૂંથેલી છેઃ તેવું રસમય ઉમેરણ, આ માહિતીપૂર્ણ છતાં શરૂઆતના વાચકોને નીરસ લાગે તેવા પુસ્તકને લોકપ્રિય કરવામાં મદદગાર થાય તેમ છે. બીજી આવૃત્તિ વખતે ગુજરાતી કવિતાનો આ વિભાગ પુસ્તકની હકીકત સમજવામાં ઉપકારક થાય તે દૃષ્ટિએ ઉમેરવામાં આવશે તો તેવું પાઠ્યપુસ્તક શીખનાર તથા શીખવનાર ઉભયને રસપ્રદ અને વિચારપ્રેરક બની શકશે એમાં સંશય નથી.

બધું સાહિત્ય જે ખાણમાંથી સર્જાય છે તે કોશવિભાગને તેના ગૌરવ પ્રમાણે પુસ્તકસમૃદ્ધિને છેડે મૂક્યો છેઃ જેમ રાજાને તેમ પંડિતોને પણ

**કોશ, વ્યાકરણઃ**

'કોશ' વગર જરા પણ ચાલી શકે નહીં: સાહિત્યના સર્જન જેટલું જ, સાહિત્યસર્જનનાં સાધનો ઉપજાવવાનું કામ મહત્ત્વનું છે.

'ગુજરાતી—અંગ્રેજી સંક્ષિપ્ત શબ્દકોશ' (શાંતિલાલ ઓઝા): એ શ્રી. ઓઝાનું એક શુદ્ધ, સુઘડ અને ચીવટાઈ ભરેલું સંકલન—સંપાદન છે; અને તેમના અંગ્રેજી—ગુજરાતી શબ્દકોશનું એ બીજું અડધિયું છે એમ કહીએ તો ચાલે.

બીજા ત્રણ કોશ શબ્દજ્ઞાનથી આગળ જઈ, અમુક વિશિષ્ટ વિષય સમજવામાં ઉપકારક થાય તેવા પ્રકારે યોજવામાં આવ્યા છેઃ 'દાર્શનિક કોશ—દ્વિતીય ખંડ' (સ્વ. છોટાલાલ નરભેરામ ભટ્ટ)માં ન્યાયવેદાન્તાદિ ગ્રંથોનો અભ્યાસ કે પરિચય કરવા માગનારને તેમાંની શાસ્ત્રીય પરિભાષા સમજાવવા માટે યોજેલો શબ્દકોશ છેઃ તે બે ભાગમાં પૂરો થાય છે. સંયોજન ઉપયોગી છે.

'બ્રહ્મવિદ્યાનો પારિભાષિક કોશ' (ભૂપતરાય મહેતા) એ બ્રહ્મવિદ્યાના એટલે 'થિયોસોફી'ના અંગ્રેજી ભાષામાં પ્રકટ થતા ગ્રંથોમાં યોજાતી પરિભાષાને સર્વસામાન્ય બનાવવા તથા તેની વિશેષતા ગુજરાતી વાચકના ધ્યાનમાં લાવવાના હેતુથી અંગ્રેજી–ગુજરાતી પર્યાયોવાળો 'કોશ' આપણને મળ્યો છે. તેની પરિભાષા જોવા જેવી છે.

'ભૌગોલિક કોશ' (સ્વ. ડાહ્યાભાઈ દેરાસરી) નો આ બીજો ખંડ છેઃ તેમાં 'વ' સુધીનાં નામો આવ્યાં છે. પ્રાચીન અને મધ્યકાલીન ઇતિહાસમાં જે જાણીતાં છે એવાં ભૂગોલનાં નામોનો પરિચય અહીં આપેલો છે. પુસ્તક નંદલાલ દેના ગ્રંથ ઉપરથી તૈયાર થયું છે. કનિંગહામ તથા તેના પુસ્તકના સંસ્કર્તા રમેશચંદ્ર મજમુદારના આ જ વિષય ઉપરના નવા ગ્રંથમાંથી આમાં ટિપ્પણ, નોંધ કે પૂર્તિ આપવામાં આવે તો આ કોશ અદ્યતન થઈ શકે. સોસાયટી એટલું કરાવે એ ઇચ્છવા જેવું છે.

ગુજરાતી હાથપ્રતોના છૂટક છૂટક સંગ્રહો જાણવામાં હતાઃ પરંતુ એ સૌમાં કેવી કેવી ગ્રંથસમૃદ્ધિ સચવાઈ રહી છે તે એક જ સ્થળે જાણવાનું સાધન નહોતું. તેથી "ગુજરાતી હાથપ્રતોની સંકલિત યાદી" (કેશવરામ શાસ્ત્રી) માં નવ સંગ્રહોની હસ્તલિખિત ગુજરાતી સાહિત્યસમૃદ્ધિનો સમાવેશ કર્યો છે. એક અમદાવાદમાં કવીશ્વર દલપતરામના નામથી સ્વ. હીરાલાલ પારેખે ગુ. વ. સો. માં ભેગો કરેલો સંગ્રહઃ બીજો મુંબઇની ફાર્બસ ગુજરાતી સભામાંનોઃ ત્રીજો નડિયાદની ડાહીલક્ષ્મી લાઇબ્રેરીનોઃ ચોથો વડોદરાના પ્રાચ્યવિદ્યામંદિરમાંનો અને પાંચમો પૂનાના ભાંડારકર ઓરિયન્ટલ રિસર્ચ ઇન્સ્ટીટ્યુટનોઃ એટલા સંસ્થાહસ્તકના સંગ્રહો અને બીજા ચાર વ્યક્તિગત સંગ્રાહકોના સંગ્રહોઃ શ્રી. ઇચ્છારામ દેસાઈનો, શ્રી. અંબાલાલ જાનીનો, શ્રી. પુરુષોત્તમ માવજીનો તથા શ્રી. છગનલાલ ઠા. મોદીનો.

સંપાદકો તથા સંશોધકોને તેમના કાર્યમાં ઉપયોગી થાય એવું આ વિમર્શ–સાધન નિર્માણ થયું છે તે માટે ભવિષ્યના અભ્યાસીઓને ભાગ્યશાળી ગણવા જોઈએ. આ યાદીમાં કવિનું નામ, કૃતિનું નામ, રચ્યાસાલ, ઉતાર્યા સાલ વગેરે હકીકત બીજી તૈયાર યાદીઓ ઉપરથી સંકલિત કરવામાં આવી છે. શ્રી. શાસ્ત્રીજીને દરેક પોથી જાતે તપાસી જઈને તેની નોંધ કરવાનું બની શક્યું હોત તો તેમાં આવી જવા પામેલી કેટલીક અશુદ્ધ–અપૂર્ણ હકીકતો રહેવા પામત નહીં; અને કદાચ ગ્રંથોના પ્રત્યક્ષ પરિચયથી–એક જાણકાર તરીકે, કવિ કે કાવ્ય સંબંધી વિશેષ વિશ્વસનીય નોંધ તેઓ આપી શક્યા

હોત; છતાં આટલું સંકલનનું કાર્ય થયું છે તે પણ ઓછું નથી. શ્રી. અંબાલાલ જાનીનો ફાર્બસ સભાનાં પુસ્તકોનો વીગતવાર પોથી–પરિચય જે ધોરણે તૈયાર થયો છે તે ધોરણે હવે વિગતવાર પરિચયવાળી યાદી તેમની પાસે મેળવવાની આપણે રાહ જોઈશું. શ્રી. શાસ્ત્રીજીને આ કાર્ય માટે અભિનન્દન ઘટે છે.

'વિશ્વદર્શન' (છોટાલાલ કામદાર) એ પણ હકીકતોનો એક કોશ જ છે; તેથી તેને અહીં સંભારવો ઠીક છે. અનેક ક્ષેત્રમાં જાણવા જેવી વસ્તુઓ સંબંધી ટુંકી મુદ્દાસર હકીકત આપતો આ ગ્રંથ અંગ્રેજીમાં નવો નથી. પરંતુ ગુજરાતીમાં આ પહેલું જ સાહસ છે; અને તે ગુજરાતી વાંચતી આલમના હિત માટે ઉપાડવામાં આવ્યું છે. પુસ્તકનું નામ બહુ સૂચક લાગ્યું નથીઃ ખગોળના વિષયનું પુસ્તક હોય એમ પહેલો વિચાર આવી જાય છે. સંગ્રાહક–સંપાદકનો ઉત્સાહ તથા પરિશ્રમ વખાણને પાત્ર છે. પરંતુ પુસ્તકમાં ગુજરાતની હકીકત માટે કંઇપણ વિશિષ્ટ કે ગૌણ સ્થાન રખાયું નથી. આખા હિંદની વાત બાજુએ મૂકીને આપણી ગુજરાતી બોલતી પ્રજાના સંબંધમાં જાણવું હોય તો આ પુસ્તક બિલકુલ મદદ કરતું નથી. બીજી આવૃત્તિ વખતે આ ઊણપ પૂરવામાં આવશે એમ આશા રહે છે. કારણકે બધું જ્ઞાન, પોતાની જાતના ઓળખાણની ભોંય ઉપર જ સારી રીતે યાદ રાખી શકાય છે.

શબ્દકોશનો શુદ્ધ ઉપયોગ સૂચવનાર વ્યાકરણ છે. 'હિંદી ભાષાનું સુગમ વ્યાકરણ' (ખંડેરાવ મૂળે અને નરેન્દ્ર નાયક) એ ગુજરાતી ભાષાદ્વારા હિંદી ભાષાના વ્યાકરણને સમજાવવા લખાયું છેઃ જેથી ગુજરાતી જાણનારને હિંદી શીખવામાં બહુ અનુકૂળતા રહેશે. જૂની ગૂજરાતી ભાષાદ્વારા સંસ્કૃત શીખવવાને માટે 'ઔક્તિકો' તથા વ્યાકરણો રચાતાં હતાંઃ તેનું અહીં સ્મરણ થાય છે. ગુજરાતીદ્વારા રાષ્ટ્રભાષાનો શુદ્ધ અભ્યાસ કરવામાં મદદગાર થાય એવો આ વ્યાકરણ–પ્રયોગ અભિનંદનીય છે. જ્યારે વ્યવહારમાં બાવાશાહી હિંદી અને ઢેઢ–હિંદી–ગુજરાતીથી નિર્વાહ કરવામાં આવે છે તેવે વખતે, ભણવાને સુગમ પડે એવું આ પુસ્તક તૈયાર થયું છે તે બદલ તેના બન્ને પ્રયોજકોને અભિનંદન ઘટે છે.

**બાલસાહિત્યઃ**

હમણાં હમણાં બાલસાહિત્ય ઘણું બહાર પડે છે અને ખપે છે પણ સારું–એમ ગણાય છે. બાલસાહિત્યપ્રકાશક સંસ્થાઓ વધતી જાય છે; અને તેમને કદમાં નાનાં એવાં પુસ્તકો બહાર પાડવાનાં હોય છે; તેથી તેની સંખ્યા પણ ઘણી થાય એ સ્વાભાવિક છે. આ વિભાગને ખરેખર સંતોષકારક કહેવો જોઇએ. બાલકોની કેળવણીએ

માબાપોને જાગૃત કર્યાં છે; અને તેથી તેમને માટે સર્જાતાં સાહિત્યસાધનો માટે ખર્ચ કરતાં તે પાછાં પડતાં નથી. લોકોને ચાલુ પ્રાથમિક સરકારી કેળવણીનો અસંતોષ છે: પોતે પણ પોતાની સ્થિતિથી અસંતુષ્ટ છે; એટલે પોતાની અપૂર્ણતાથી અને ચાલુ કેળવણીની અપૂર્ણતાથી પોતાનાં સંતાનોને મુક્ત રાખવા, સમજુ તથા સાધનસંપન્ન માબાપો આવું સાહિત્ય ખરીદે છે. સ્વર્ગસ્થ ગિજુભાઈના સુંદર પ્રયોગો પછી બાલકેળવણીની ચીવટ લોકોમાં વધતી જાય છે; અને નાની ચોપડીઓની નજીવી કિંમત પણ તેના પ્રચારમાં મદદ કરે છે.

બાલસાહિત્યના વિષયોમાં—વરતો, શાસ્ત્રીય જિજ્ઞાસાના પ્રશ્નો અને તેના ખુલાસા, સાદી વાર્તા, બાલનાટકો, પ્રવાસવર્ણનો, પુરાણચરિત્રો, કવિતા, પત્રો વગેરેનો સમાવેશ થાય છે. તેથી જ વિવિધતા સાથે મનોહર રૂપરંગમાં પુસ્તકો બહાર પાડવાની સ્પર્ધા જોઈ શકાય છે. ચાલુ સાલમાં (૧) 'અશોક બાલ પુસ્તકમાલા' મલાડ; (૨) 'બાલવિનોદ ગ્રંથાવલિ', મલાડ; (૩) 'સુંદર સાહિત્ય પ્રકાશન મંદિર', ન્યૂ ઇરા સ્કૂલ, મુંબઈ; (૪) 'આપણી બાલ ગ્રંથમાલા' ભરુચ; (૫) 'કિશોર ચરિત્રમાલા' આણંદ; (૬) 'વિદ્યાર્થી વાચનમાલા', અમદાવાદ; (૭) 'ગુર્જર બાલ ગ્રંથાવલિ', અમદાવાદ; અને (૮) 'બાલસાહિત્ય વાટિકા' દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, ભાવનગર—એ પ્રકારે આઠ જુદી જુદી બાલસાહિત્યશ્રેણીઓદ્વારા બાલસાહિત્ય પ્રકટ થયું છે.

કોઈ પ્રકાશક સંસ્થાએ નહીં, પણ પોતે સ્વતંત્ર રીતે પ્રકટ કરેલી શ્રી. શાંતિલાલ ઓઝાની બાલશૈલીમાં ઉતારેલી શુકનાસ પોપટે કહેલી 'કાદમ્બરી'ની વાર્તા 'પોપટની વાર્તા' તરીકે સરળ ભાષામાં લખાઈ છે.

આ વિભાગમાં મળેલાં એકંદર ૧૦૯ પુસ્તકોમાંથી ૭૪ પહેલીવાર પ્રકટ થયાં છે: અને ૩૫ની બીજીથી પાંચમી સુધી આવૃત્તિ થયેલી છે: પાંચમી આવૃત્તિમાં પ્રવેશનાર પુસ્તક 'ભૂરિયો' બાલવિનોદમાળાનું છે. જેનાં પુનર્મુદ્રણ થએલાં છે એવાં પાંત્રીસમાંથી ૨૦ની બીજી આવૃત્તિ, ૧૧ની ત્રીજી અને ૩ની ચોથી આવૃત્તિ થઈ છે. આપણા વિકસતા જતા બાલસાહિત્યમાંથી કેટલાકનાં હિંદી તથા મરાઠી ભાષામાં રૂપાન્તરો પ્રકટ થવા લાગ્યાં છે તે તેના લેખકો માટે તથા ગુજરાતી સાહિત્ય માટે ગૌરવનો વિષય છે. બાલ-સાહિત્યના વિષયપ્રદેશનો એકંદર વિચાર કરતાં લાગે છે કે ઇતર સાહિત્યની જાણે ટુંકાવેલી આવૃત્તિ એ થવા ન માગતું હોય એમ દરેકે દરેક વિષયનાં બાલ-પુસ્તકો તૈયાર થવા લાગ્યાં છે. હજી સુધી બાલોચિત ભાષા કઇ અને કુમાર તથા કિશોરોને ઉચિત ભાષા કઈ તેનો સૂક્ષ્મ ભેદ પાડવાનું કામ ખૂબ મુશ્કેલ જણાયું છે.

ઉપર ગણાવેલી આઠે બાલસાહિત્યમાલાના લેખકો તથા સંચાલકોને અભિનંદન ઘટે છે. આમાંનાં કેટલાંક પુસ્તકો તો રમકડા જેવાં રૂપાળાં દેખાય છે. તેથી તે બાલપ્રિય તથા લોકપ્રિય પણ થયાં છે. તેનાં રૂપરંગ અંગ્રેજી પ્રકાશનોની પણ બરાબરી કરી શકે તેવાં છે.

નાની નાની પુસ્તિકાઓની વિગતવાર નોંધ લેવી એ આ સમીક્ષાની સાંકડી જગા માટે અશકય છે, તેથી તે બદલ લેખકો તથા પ્રકાશકો દરગુજર કરશે એવી આશા છે. તેની સંપૂર્ણ યાદી છેવટે આપી છે.

આ પ્રમાણે એકંદરે '૩૮ની સાલમાં મળેલાં પુસ્તકોની સમીક્ષા પૂરી થાય છે: એક જ વ્યક્તિ માટે જુદા જુદા વિષયમાં વિહાર કરીને પુસ્તક સંબંધી કયાસ બાંધવો અને તેને વ્યક્તિગત રીતે નહિ પરંતુ

**દરગુજરની વિનંતિઃ** તે તે વિભાગમાં તેનું સ્થાન બતાવીને તેના જિજ્ઞાસુને તેનો પરિચય કરાવવો એ હાંસીખેલ નથી. નાનાં બાળકને પગ આવતાની સાથે જેમ આમતેમ તે ફરવા માંડે છે અને કહ્યા વગર ઘરની બહાર જતું રહે છે તેમ મારા પર લેખકો-પ્રકાશકોએ મોકલેલાં કોઈ પુસ્તકોનું બન્યું હોય એવો મને ભય રહ્યા કર્યો છે; અને તેથી તેવું કોઈ અકહ્યાગરું બકરીનું બચ્ચું ફરવા જતું રહ્યું હોય અને કોઇ વાંચક-વાઘે તેના પ્રાણ લીધા હોય અને તેથી પાછું તે ઘરમાં ન આવી શકયું હોયઃ તેવા કારણે તેની નોંધ રહી ગઈ હોય તો તે માટે હું ક્ષમા યાચું છું. વળી કોઇને અજાણ્યે અન્યાય થઈ જવાની બીક તો માથે ઝઝૂમતી જ હોય છે. આ પાનામાં સરતચૂકથી એવું કંઈ થઈ ગયું હોય તો તે માટે સમીક્ષક લાચારી જાહેર કરે છે અને તે દરગુજર કરવા તેમને વિનંતિ કરે છે.



# સને ૧૯૩૮ની ગ્રંથ-સમૃદ્ધિ

## કવિતા

ગ્રંથ — લેખક—પ્રકાશક — નોંધનું પાનું

૧. અમર ગીતાંજલિ: માસ્તર લાલજી નાનજી તેરાવાળા: બીદ્રા, કચ્છ (૨૭)
૨. અર્ચનઃ પ્રબોધ પારાશર્યઃ મુકુન્દરાય પટ્ટણી તથા પ્રબોધરાય ભટ્ટ, અનંતવાડી ભાવનગર (૨૮)
૩. કાગવાણી: (કૃષ્ણપ્રેરિત) (બીજી આવૃત્તિ), ભાગ ૧: કવિ દુલા ભાયા કાગઃ ચારણ છાત્રાલય, ભાવનગર (૩૦)
૪. કાગવાણી, ભાગ ૨: કવિ દુલા ભાયા કાગઃ ચારણ છાત્રાલય, ભાવનગર (૩૦)
૫. કારાણી કાવ્યકુંજ, ભાગ ૨: દુલેરાય એલ. કારાણીઃ કચ્છ, ગુંદિયાળી(૩૦)
૬. કાવ્યમંગલા (બીજી આવૃત્તિ): સુન્દરમ્: આર. આર. શેઠની કં., મુંબઈ (૨૫)
૭. કાવ્યસંહિતાઃ રણજિતલાલ મોહનલાલ પટેલ, ડભોડા (એ. પી. રેલ્વે) (૨૮)
૮. કૂંપળ: સ્વ. તરૂણેન્દ્ર મજમુદાર, પ્ર. દમયન્તીબહેન ચ. મજમુદાર અંબાજીરોડ, સુરત (૨૯)
૯. ગંગોત્રી (બીજી આવૃત્તિ) : ઉમાશંકર જોષી, એમ. એ.; આર. આર. શેઠની કં., મુંબઈ (૨૫)
*૧૦. ગુરુલીલામૃતઃ શ્રી રંગ અવધૂત (પાંડુરંગ વળામે) પ્ર. અમૃતલાલ નાથાભાઈ મોદી, નડિયાદ (૩૨)
૧૧. ચિનગારી (ગદ્ય કાવ્યો): તુરાબ: રૂપમ્ સાહિત્ય કાર્યાલય, ૧૩૮, ઝકરિયા મસ્જિદ સ્ટ્રીટ, મુંબાઈ (૩૧)
૧૨. પારસિકાઃ જહાંગીર માણેકજી દેસાઈ, એમ. એ., દેસાઈવાડ, નવસારી (૩૦)
૧૩. પારિજાતઃ પૂજાલાલઃ અરવિંદ કાર્યાલય, આણંદ (૨૮)
૧૪. પાંખડીઃ જેઠાલાલ ત્રિવેદીઃ રાંધેજા, ઉત્તર ગુજરાત (૩૧)
૧૫. રાસપાંખડી (બીજી આવૃત્તિ): વિવિત્સુ (ચીમનલાલ ભો. ગાંધી, બી. એ.) વડોદરા (૨૬)
૧૬. રાસકૌમુદીઃ મૂળજીભાઈ પી. શાહઃ બાજવાડા, વડોદરા (૨૬)
૧૭. રાસપૂર્ણિમાઃ જમિયતરામ નરભેરામ અધ્વર્યુ, વલસાડ (૨૭)
*૧૮. રાસ-પંચાધ્યાયીઃ અમૃતલાલ ના. ભટ્ટઃ ડાકોર (૩૩)

---

* આવું ચિહ્ન અનુવાદ સૂચવવા માટે મૂક્યું છે.

૧૯. રાસ–વિલાસ: ખંડેરાવ માનાજી પવાર: સલાબતપુરા, સુરત (૨૭)

૨૦. સૂર્યમુખી: સુંદરલાલ ઠા. પરીખ: બાજવાડા, વડોદરા (૨૭)

*૨૧. સંગીત ગીતા: શ્રીરંગ અવધૂત: પ્ર. અમૃતલાલ મોદી, સાંથપીપળી: નડિયાદ (૩૩)

૨૨ સોમાભાઈનાં કાવ્યો: સોમાભાઈ ભાવસાર: શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર, ભાવનગર (૩૨)

## કવિતા–સંપાદન

૧. ઉષાહરણ–વીરસિંહકૃત: સં. ભોગીલાલ જયચંદ સાંડેસરા: અમદાવાદ (૩૪)

૨. ઓખાહરણ–ત્રણ કવિનાં: સં. ગજેન્દ્રશંકર પંડ્યા એમ. એ., બી. ટી. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (૩૫)

૩. ગદ્યપદ્યસંગ્રહ–મેટ્રીક ૧૯૩૯નો: મુંબાઈ યુનિવર્સિટી, એન. એમ. ત્રિપાઠી (૩૯)

૪. ગવરી કીર્તનમાલા: સં. 'મસ્ત': પ્ર. કમલાશંકર ગોપાલશંકર ભચેચ દિલહરદ્વાર, એલિસબ્રિજ અમદાવાદ (૩૭)

૫. ગ્રામભજનમંડલી: સં. જુગતરામ દવે, નવજીવન પ્રકાશનમંદિર (૩૯)

૬. ગ્રામમાતા અને બીજાં કાવ્યો: સં. નવલરામ ત્રિવેદી, એમ. એ. જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ (૩૭)

૭. દૂહાની રમઝટ: સં. મેરુભા તથા રાયચુરા: શારદા કાર્યાલય, ચોરવાડ(૩૬)

૮. નર્મદનું મંદિર (બીજી આવૃત્તિ): સં. વિશ્વનાથ ભટ્ટ, બી. એ. ગૂર્જરગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ (૩૮)

૯. પ્રાર્થના પદ (બીજી આવૃત્તિ): સં. નાનચંદ્રજી સ્વામી: પ્ર. ભોગીલાલ જગજીવન મોદી, ધરમપુર સ્ટેટ (૩૯)

૧૦. રાસસહસ્રપદી: સં. કેશવરામ શાસ્ત્રી, ફાર્બસ સભામંદિર, મુંબઈ (૩૪)

૧૧. લલિત કાવ્યસંગ્રહ: સં. પ્રસન્નરાવ લલિતાશંકર વ્યાસ, નાગરફળિયા, સુરત (૩૯)

૧૨. સ્વરાજ્યનાં ગીતો (બીજી આવૃત્તિ): સં. કલ્યાણજી મહેતા, બારડોલી સ્ટોર્સ, વિઠ્ઠલભાઈ રોડ મુંબાઈ ૪ (૩૯)

૧૩. સિલેક્શનસ્ ફ્રોમ ગુજરાતી લિટરેચર વૉ. ૩. : ડૉ. એરચ તારાપોરવાળા બાર–એટ–લૉ, પીએચ. ડી., અંધેરી (૩૬)

## નાટક–સંવાદ

૧. અંજની: રમણલાલ વ. દેસાઈ, એમ. એ., સયાજીવિજય પ્રેસ, વડોદરા(૪૨)

*૨. ઉંબર બહાર: અનુ૦ મૂળશંકર પાધ્યા, ૩૭, વેતાળપેઠ, પૂના ૨ (૪૧)

૩. પરી અને રાજકુમાર અને પાંચ નાટકો: રમણલાલ વ. દેસાઈ, એમ.એ.
આર. આર. શેઠ, મુંબઇ (૪૩)

૪. મૃગતૃષ્ણા: ખટાઉ વલ્લભજી જોષી: ૯, વૉલેસસ્ટ્રીટ, કોટ મુંબાઈ (૪૫)

૫. યુગદર્શન: મૂળજીભાઇ પી. શાહ, બાજવાડા, વડોદરા (૪૬)

૬. યોગી કોણ ?: 'દિવ્યાનંદ' નવચેતન સાહિત્યમંદિર ભદ્ર, અમદાવાદ(૪૪)

૭. રાજાની રાણી--નાટકત્રિપુટી: રમણીકલાલ જ. દલાલ, બી. એ.,
એલએલ. બી. ગૂર્જરગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ (૪૫)

૮. વૈશાલિની વનિતા: પ્રલ્હાદ ચંદ્રશેખર દિવાનજી એમ. એ. એલએલ.એમ.
અમદાવાદ (૪૧)

૯. વહેમનાં વમળ: કુલીનચંદ્ર હીમતભાઇ દેસાઇ બી. એ. એલએલ. બી.
રાજમહેલ રોડ, વડોદરા (૪૫)

૧૦ સંવાદો: સ્વ. વ્યોમેશચંદ્ર પાઠકજી એમ. એ., બાર-એટ-લો: સં.
જયમનગૌરી પાઠકજી, પનાલાલ ટેરેસીસ ગ્રાંટરોડ, મુંબાઇ (૪૪)

*૧૧. શાહજહાં (બીજી આવૃત્તિ): ઝવેરચંદ મેઘાણી, બી. એ.
ગૂર્જરગ્રંથરત્ન કાર્યાલય (૪૧)

## સાહિત્યવિવેચન અને સંસ્મરણો

૧. અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણ: રામનારાયણ પાઠક બી.એ.;એલએલ.બી.
મુંબાઇ યુનિવર્સિટી (૪૬)

૨. જીવન અને સાહિત્ય, ભાગ ૨: રમણલાલ વ. દેસાઇ, એમ. એ.
આર. આર. શેઠ (૪૮)

૩. જીવનસંભારણાં: સૌ. શારદા મહેતા, બી. એ.
પુસ્તકાલય સહાયકમંડળ વડોદરા (૫૦)

૪. દી. બા. રણછોડભાઇ શતાબ્દીસ્મારકગ્રંથ:
સંપાદક મંત્રી: શ્રી. હર્ષદરાય દેસાઇ બી. એ., વીલેપારલે (૫૦)

૫. મનોમુકુર, ભાગ ૪થો: સ્વ. નરસિંહરાવ દિવેટિયા, બી. એ.,
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (૪૯)

૬. મારી જીવનસ્મૃતિ તથા નોંધપોથી: સ્વ. કનુબહેન દવે: પ્ર. ડૉ. પુષ્પલતા
રંજિતલાલ પંડ્યા, બાબુલનાથ રોડ, મુંબાઇ ૭ (૫૦)

૭. સાહિત્યકલા: મોહનલાલ પાર્વતીશંકર દવે એમ. એ., એલએલ. બી.
૯૭ પનાલાલ ટેરેસીસ, ગ્રાંટરોડ

૮. સાડત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય: અનંતરાય મ. રાવળ એમ. એ.
ગુજરાત સાહિત્યસભા, અમદાવાદ (૪૯)

## નવલકથા (ઐતિહાસિક)

૧. કલિંગનું યુદ્ધ: 'સુશીલ': આનંદ કાર્યાલય, ભાવનગર (૫૪)
૨. કુલદીપક (બીજી આવૃત્તિ): ગો. દ્દા. રાયચુરા, ચોરવાડ, શારદાકાર્યાલય (૫૫)
૩. ખાપરા કોઢિયાનાં સાહસિક પરાક્રમો: કેશવલાલ ર. સાયલાકર: ખેડાવર્તમાન ઑફિસ, ખેડા (૫૮)
૪. ઠગ: રમણલાલ વ. દેસાઇ, એમ. એ.: આર. આર. શેઠની કં., મુંબાઇ (૫૨)
૫. તક્ષશિલાની રાજમાતા: ઉછરંગરાય કે. ઓઝા, બી. એ. જીવનલાલ મહેતા, અમદાવાદ (૫૩)
૬. દરિયાલાલ: ગુણવંતરાય આચાર્ય: પ્રજાબંધુ કાર્યાલય, અમદાવાદ (૫૯)
૭. નગાધિરાજ (બીજી આવૃત્તિ): ગો. દ્દા. રાયચુરા: શારદા કાર્યાલય, ચોરવાડ (૫૫)
૮. રા' ગંગાજળિયો: ઝવેરચંદ મેઘાણી, બી. એ., ફૂલછાબ કાર્યાલય, રાણપુર (૫૬)
૯. વીર દયાલદાસ: નાગકુમાર મકાતી; બી. એ. એલએલ. બી. ધી જ્યોતિ કાર્યાલય, અમદાવાદ (૫૯)
૧૦. સતી જસમા: ભીમભાઈ વક્તાણાકર: શ્રીસાહિત્યમંદિર, સુરત (૫૮)
૧૧. સમરાંગણ: ઝવેરચંદ મેઘાણી બી. એ., ફૂલછાબ કાર્યાલય, રાણપુર (૫૭)
૧૨. સોમનાથની સખાતે: ગો. દ્દા. રાયચુરા: શારદા કાર્યાલય, ચોરવાડ (૫૫)
૧૩. સોરઠપતિ: ગો. દ્દા. રાયચુરા: શારદા કાર્યાલય, ચોરવાડ (૫૫)
૧૪. ક્ષિતિજ: રમણલાલ દેસાઈ એમ. એ.: આર. આર. શેઠની કં., મુંબાઈ (૫૧)

## નવલકથા (સામાજિક)

૧. કોણ ગુન્હેગાર ?: ગુણવંતરાય આચાર્ય: નવયુગ પુસ્તકભંડાર, રાજકોટ (૬૪)
૨. ગ્રામલક્ષ્મી: ત્રીજો ભાગ (ત્રીજી આવૃત્તિ): રમણલાલ વ. દેસાઇ એમ. એ., આર. આર. શેઠ, મુંબાઇ (૬૩)
૩. નિરંજના: મૂળજીભાઇ પી. શાહ: ભારત ઓફીસ પ્ર. રામચંદ્ર ભટ્ટ, ટાવર, વડોદરા (૬૧)
૪. પ્રેમયાત્રા: રમાકાન્ત રંગનાથ ગૌતમ: બી. એ. એલએલ. બી., આર. આર. શેઠ, મુંબાઇ (૬૫)
૫. રંજન: શ્રી. 'પ્રમોદ': ગુણસુંદરી કાર્યાલય, ટાવરરોડ વડોદરા (૬૧)

૬. રૂપજીવિની: 'શ્રીકાન્ત દલાલ' (ઠાકોરલાલ દેસાઈ બી. એ., એમ. સી. પી.) આર. આર. શેઠ, મુંબાઈ (૬૧)

૭. લયલા: શયદા: બેઘડી મોજ કાર્યાલય, કોટ, મુંબાઇ (૬૩)

૮. વસંતકુંજ: ત્રિકમલાલ ગણેશજી પરમાર, ગુજરાતી પંચ કાર્યાલય, અમદાવાદ (૬૪)

૯. વિરાટનો ઝભ્ભો: ગુણવંતરાય આચાર્ય, નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ (૬૩)

૧૦. વેવિશાળ: ઝવેરચંદ મેઘાણી બી. એ., ફૂલછાબ કાર્યાલય, રાણપુર (૬૦)

૧૧. સ્નેહ-યજ્ઞ (ત્રીજી આવૃત્તિ): રમણલાલ વ. દેસાઇ, એમ. એ. આર. આર. શેઠ, મુંબઇ (૬૩)

## નવલકથા (જાસુસી)

૧ આપઘાતનો ભેદ: નાગરદાસ ઈ. પટેલ, મલાડ (૬૬)

૨. દેશના દુશ્મન: અનંત વકીલ: હરિહર પુસ્તકાલય, સુરત (૬૫)

૩. પૈસા તારે ખાતર: ગિરીશ રાવળ (૬૫)

૪. પ્રવાહી હવા: નાગરદાસ પટેલ, નિરંજન કાર્યાલય, મલાડ (૬૬)

૫. મુક્તિ: મધુકર, હરિહર પુસ્તકાલય, સુરત (૬૬)

૬. સોનેરી સંદૂક: માધવરાવ કર્ણિક: હરિહર પુસ્તકાલય, સુરત (૬૫)

## નવલકથા (પરપ્રાંતભાષાનુવાદ)

*૧. અનુરાધા : દયાશંકર કવિ અને માણેકલાલ જોષી : નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ (૭૨)

*૨. અનુરાધા અને બીજી ત્રણ વાતો : રમણલાલ સોની : આર. આર. શેઠ. મુંબાઈ (૭૧)

*૩. આનંદમઠ અથવા ભૂમિમાતા : ઈશ્વરલાલ વીમાવાળા: સ્ત્રીશક્તિ ગ્રંથમાળા, સુરત (૬૬)

*૪. ગૃહદાહ : ભોગીલાલ ગાંધી: શરદ સાહિત્ય કાર્યાલય, અમદાવાદ (૭૨)

*૫. ચરિત્રહીન (પૂર્વાર્ધ તથા ઉત્તરાર્ધ) : માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક, હરિહર પુસ્તકાલય, સુરત (૭૦)

*૬. દત્તા : માણેકલાલ જોષી : નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ (૭૨)

*૭. દોન ધ્રુવ: હરજીવન સોમૈયા, ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ (૬૮)

*૮. નવીના (શેષપ્રશ્ન) : રમણલાલ સોની : આર. આર. શેઠની કં. (૬૯)

*૯. નૌકા ડૂબી : નગીનદાસ પારેખ : પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ (૬૭)

*૧૦. પથેર દાબી (પૂર્વાર્ધ) : દયાશંકર ભ. કવિ : એન. એમ. ઠક્કર, મુંબઈ (૭૦)

*૧૧. પથેર દાબી (ઉત્તરાર્ધ) : દયાશંકર ભ. કવિ : એન. એમ. ઠક્કર, મુંબઈ (૭૦)

*૧૨. પ્રિયતમા : વૈદ્ય મોહનલાલ ચુનીલાલ ધામી : નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ (૬૭)

*૧૩ બડી દીદી: 'સુશીલ', એન. એમ. ઠક્કરની કું. પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ (૭૨)

*૧૪ શરતચંદ્ર: નારાયણ હેમચંદ્ર, રમણીક અ. મહેતા: જીવણલાલ અ. મહેતા, અમદાવાદ (૬૭)

*૧૫ શુભદા (પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ) : શાંતિલાલ અને હિમાંશુ ચક્રવર્તી, એન. એમ. ઠક્કરની કં., મુંબઈ (૬૯)

*૧૬ શેષ પ્રશ્નઃ માધવરાવ ભા. કર્ણિક, નિરંજન કાર્યાલય, સુરત (૭૦)

*૧૭ સુવાસચંદ્ર: (વિપ્રદાસ) ઉષાદેવી દલાલ, ચન્દ્રકાંત જીવનલાલ મહેતા, અમદાવાદ (૭૨)

## નવલકથા (અંગ્રેજીપરથી)

*૧. અપરાધી : ઝવેરચંદ મેઘાણી બી. એ., ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ (૭૩)

*૨. અબજપતિ: રમાકાન્ત રંગનાથ ગૌતમ: બી. એ., એલએલ. બી., આર. આર. શેઠની કં. (૭૫)

*૩. અમ્મા: ભોગીલાલ ગાંધી: નવી દુનિયા કાર્યાલય, અમદાવાદ (૭૩)

*૪. કલંકિત: મણિલાલ ભગવાનજી દેસાઈ, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ (૭૪)

*૫. જેકિલ અને હાઈડ: મગનલાલ પ્રભુદાસ દેસાઈ: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ (૭૪)

## નવલિકા

૧. અખંડ જ્યોત: સોપાન: અંજલિ ગ્રન્થમાળા, પાનકોરનાકા, અમદાવાદ. (૭૭)

૨. અજવાળી રાત: સં. ૨. મ. રાવળ, કુમાર કાર્યાલય, અમદાવાદ (૮૦)

૩. અભિષેક: 'આનંદેશ' (વિનોદરાય હ. ભટ્ટ), પ્ર. 'નવચેતન' માસિક પૉલોક સ્ટ્રીટ, કલકત્તા (૮૦)

૪. આપણા ઉંબરમાં : ઝવેરચંદ મેઘાણી, બી. એ., ફૂલછાબ કાર્યાલય, રાણપુર. (૭૭)

૫. ઓટનાં પાણી ગુણવંતરાય આચાર્ય અને ગિરિશ રાવળ : નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ. (૭૮)

૬. ઉમા : પ્રલ્હાદ બ્રહ્મભટ્ટ : નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ. (૭૮)
૭. ઉંધાં ચશ્માં : લલિતમોહન ચુનીલાલ ગાંધી, એમ. એ., એલએલ. બી., આર. આર. શેઠની કં. (૭૮)
૮. કુરબાનીની કથાઓ (ચોથી આવૃત્તિ) : ઝવેરચંદ મેઘાણી, બી. એ., આર. આર. શેઠની કં. (૭૭)
*૯. ગલ્પ સંસારમાલા ૨–ગૂજરાતી (હિંદી): સરસ્વતી પ્રેસ, બનારસ (૮૧)
૧૦. ઝાંખાં કિરણ : રતિલાલ નાથાલાલ શાહ. અમદાવાદ (૮૦)
૧૧. દશમી : 'પ્રકાશમ્' (પ્રફુલ્લ દેસાઈ) : નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ. (૭૯)
૧૨. દિગંત : 'મોહિનીચંદ્ર' (મોહનલાલ દ. ભટ્ટ) : નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ. (૭૮)
૧૩. પાંખડીઓ : ગિરીશ મ. ભટ્ટ : નવયુગ ગ્રંથમાલા, રાજકોટ. (૮૧)
૧૪. પાંદડીઓ : શયદા : બે ઘડી મોજ કાર્યાલય, મુંબાઈ. (૭૯)
૧૫. પુરાતન જ્યોત : ઝવેરચંદ મેઘાણી, બી. એ., આર. આર. શેઠની કં. (૭૭)
૧૬. બાળવિધવા : ચંપકલાલ છગનલાલ મોદી : સ્ત્રીશક્તિ કાર્યાલય, સુરત. (૮૦)
૧૭. રોહિણી : નાગરદાસ ઈ. પટેલ : એન. એમ. ઠક્કરની કં. મુંબાઈ. (૭૮)
૧૮. લતા અને બીજી વાતો: ગુલાબદાસ બ્રોકર: આર. આર. શેઠની કં.(૭૯)
૧૯. વનિતાઓના સુખી સંસાર : અમથાલાલ જ. શાહ : કેથેડ્રલ સ્ટ્રીટ, અનંતવાડી, મુંબાઈ ૪. (૮૦)
*૨૦. શા માટે બંધન ? : માણેકલાલ ગોવિંદલાલ જોષી : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય. (૭૭)
૨૧. સોરઠી ગાથા : મગનલાલ શ્યામજી ત્રિવેદી (મયૂર) : આર. આર. શેઠની કં. (૮૧)
૨૨. સૌરાષ્ટ્રની રસધાર–ધારા બીજી (આવૃત્તિ ત્રીજી): ઝવેરચંદ મેઘાણી, બી. એ., આર. આર. શેઠની કં. (૭૭)
૨૩. સંસારદર્શન : બાલકૃષ્ણ જોષી અને રમાકાન્ત દ્વિવેદી: સ્ત્રીશક્તિ કાર્યાલય, સુરત. (૮૦)

## હાસ્ય–મર્મ

૧. અક્કલના ઈજારદાર : 'બેકાર' : નિરંજન કાર્યાલય, સુરત. (૮૪)
૨. તાત્યારાવનું તાવીજ : સનત્કુમાર વીણ, બી. એ., નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ. (૮૩)

૩. નાજુક સ્વારી : ‘વિનોદકાન્ત’ (વિ. ક. વૈદ્ય) બી. એ., સુરત. (૮૪)
૪. મસ્તફકીરનાં હાસ્યછાંટણાં : ‘મસ્ત ફકીર’: નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ. (૮૨)
૫. રામરોટી : નટવરલાલ પ્રભુદાસ બુચ : નવયુગ ગ્રંથમાળા, રાજકોટ.(૮૫)
૬. હાસ્ય નૈવેદ્ય : ‘અગ્નિકુમાર’: આર. આર. શેઠની કં. મુંબાઈ. (૮૩)

## જીવનચરિત્ર

૧. કિશોર ચરિત્રમાળા—ગુચ્છ ૨ : ગુજરાતના મહાજનો : રસૂલભાઈ ન. વહોરા : ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ. (૮૭)
૨. ગુરુને કાજે: ઉમિયાશંકર ઠાકરઃ આણંદ (૮૯)
*૩. જંગીઝખાન : રમણીકલાલ જ. દલાલ, બી. એ., એલએલ. બી. : જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ. (૮૬)
૪. ઝાંસીની રાણી : ખંડેરાવ માનાજી પવાર : સલાબતપુરા, સુરત. (૮૮)
૫. નૌજવાન સુભાષ : ગુણવંતરાય આચાર્ય : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય.(૮૫)
૬. મહાન મુસાફરો : મૂળશંકર મો. ભટ્ટ : ભારતી સાહિત્ય સંઘ, પાનકોર નાકા, અમદાવાદ. (૮૭)
૭. મહાસભાના પ્રમુખો : સોમભાઈ પટેલ : સુંદર સાહિત્ય પ્રકાશન મંદિર, મુંબાઈ ૭. (૮૬)
૮. રોબીન્સન ક્રુઝો (બીજી આવૃત્તિ) ચંદ્રશંકર મણિશંકર ભટ્ટ : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. (૮૭)
૯. લેનિન : સૌ. કપિલા ઠાકોર, બી. એ. : અશોક બાલપુસ્તકમાલા, મલાડ. (૮૬)
૧૦. વિદ્યાર્થી વાંચનમાલા : શ્રેણી–૭ : ધીરજલાલ ટોકરશી શાહ, જ્યોતિ કાર્યાલય, અમદાવાદ. (૮૮)
૧૧. સુભાષચંદ્ર : કકલભાઈ કોઠારી, ભોગીલાલ ગાંધી, ધનવંત ઓઝા : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય. (૮૬)
૧૨. શ્રીમદ્ રાજચંદ્ર જીવનકલા : બ્રહ્મચારી ગોવર્ધનભાઈ કા. પટેલ, બી. એ. પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ. (૮૮)

## ઇતિહાસ, ભૂગોળ, પ્રવાસ

૧. અમર આર્યાવર્ત (બીજી આવૃત્તિ): વિદ્યા અધિકારી કચેરી, ગોંડલ.(૯૨)
૨. આર્યાવર્ત યાત્રા : ‘વિહારી’ : ચંદુલાલ બહેચરલાલ પટેલઃ ગોંડલ.(૯૨)
૩. ઉદયપુર–મેવાડ : નટવરલાલ પ્ર. બુચ : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. (૯૨)
૪. કાઠિયાવાડથી કન્યાકુમારી : વડીઆ દરબારશ્રી સુરગવાળા : શારદા કાર્યાલય, ચોરવાડ. (૯૨)

૫. ગુજરાતના મુસલમાનો (ભાગ ૧) : કરીમ મહમ્મદ માસ્તર,
એમ. એ., એલએલ. બી., જૂનાગઢ. (૯૦)
*૬. ચીનનો અવાજ: ચંદ્રશંકર શુકલ: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ(૯૦)
૭. ભવ્ય જગત : રમણલાલ નાનાલાલ શાહ : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય,
અમદાવાદ. (૯૪)
૮. માનવીનું ઘર : ચંદુભાઈ કા. ભટ્ટ : ચેતન પ્રકાશન મંદિર, એલિસબ્રિજ,
અમદાવાદ. (૯૩)
૯. રાતું રુસ (ભાગ ત્રીજો) : ચંદુભાઈ કા. ભટ્ટ : નવી દુનિયા કાર્યાલય,
અમદાવાદ. (૯૦)
૧૦. લોકમાતા (ભારતની નદીઓ) (આવૃત્તિ બીજી) : કાકા કાલેલકર,
બી. એ., નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. (૯૩)
*૧૧. સત્તાવન : નગીનદાસ પારેખ: ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. (૯૦)
૧૨. સ્મૃતિ અને દર્શન : રતિલાલ મોહનલાલ ત્રિવેદી, બી. એ.
૫૫, બ્રાહ્મણ મિત્રમંડળ સોસાયટી, અમદાવાદ. (૯૩)
૧૩. સ્વતંત્ર જર્મની : ઉછરંગરાય કે. ઓઝા, બી. એ., ઉન્નત રાષ્ટ્ર ગ્રંથાવલિ,
જીવણલાલ અ. મહેતા, અમદાવાદ. (૮૯)
૧૪. સ્વાયત્ત રશિયા : ઉછરંગરાય કે. ઓઝા, બી. એ. : જીવણલાલ અ.
મહેતા : અમદાવાદ. (૮૯)
૧૫. હિમાલયનો પ્રવાસ (પાંચમી આવૃત્તિ) : કાકા કાલેલકર,
નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. (૯૧)

## કેળવણી અને અર્થશાસ્ત્ર

૧. આપણો આર્થિક પ્રશ્ન : છગનલાલ નથુભાઇ જોષી, બી. એ.,
નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. (૯૫)
*૨. આપણા દેશની સ્થિતિ : સાકરલાલ દુ. યાજ્ઞિક : ચિત્રશાળા પ્રેસ, પૂના.
(૯૫)
૩. કેળવણીનો કોયડો: ગાંધીજી: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.(૯૪)
૪. નફાકારક હુન્નરો (ભાગ ૧) : મૂળજી કાનજી ચાવડા :
સીનુગરા, કચ્છ-અંજાર. (૯૫)
*૫. હિંદુસ્તાનની ગરીબાઈ : ગોપાળદાસ જીવાભાઈ પટેલ :
ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. (૯૪)

## નિબંધ

૧. ગુલાબ : નરીમાન સોરાબજી ગોળવાળા :
કુબાશ મકાન, નેપીયન સ્ટ્રીટ, સદર, કરાંચી. (૯૬)
*૨. પ્લેટોનું આદર્શ નગર ભા. ૨ : પ્રાણજીવન વિશ્વનાથ પાઠક, એમ. એ.,
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી. (૯૭)

૩. સોનેરી શિખામણ: પુરુષોત્તમ ભટ્ટ ગવાડાકર:
કુંભાર ટુકડા, ભૂલેશ્વર રોડ, મુંબાઈ ૪. (૯૭)
૪. શ્રીસુમાર્ગશિક્ષા (આવૃત્તિ ૨): અમથાલાલ જગજીવનદાસ શાહ:
૩૫, જ્યુલિયન હોલ, મુંબાઈ ૨. (૯૬)
૫. હિમાંશુવિજયજીના લેખો: સ્વ. હિમાંશુવિજયજી, પ્ર. દીપચંદ બાંઠીયા:
મંત્રી, વિજયધર્મસૂરિ જૈનગ્રંથમાળા, છોટા સરાફા, ઉજ્જૈન. (૯૬)

## લલિત કલા

*૧. અજન્તા કે કલામંડપ (હિંદી): શ્રી. રવિશંકર રાવળ: કુમાર કાર્યાલય. (૯૭)
૨. ઈઝી હારમોનિયમ ટિચર તથા ટૉકી ગાઈડ: ગણપતલાલ વ્યાસ તથા
મૂળસુખલાલ દીવાન: હરિહર પુસ્તકાલય, સુરત. (૯૮)
૩. એંકર્ટીંગના હુન્નરનું વહેવારુ શિક્ષણ: ફિરોજશાહ રુસ્તમજી મહેતા:
૧૪, કાત્રક પારસી કૉલોની, કરાંચી, સદર. (૯૮)
*૪. કલાસૃષ્ટિ: ઈન્દુમતી મહેતા, બી. એ. અને ભૂપતરાય મહેતા, પારસી
અગિયારી લેન, અમદાવાદ. (૯૭)
૫. પતંગપુરાણ યાને કનકવાની કથની: હીરાલાલ રસિકલાલ કાપડિયા,
એમ. એ.,: સાંકડીશેરી, ગોપીપુરા, સુરત. (૯૯)
૬. મુદ્રણકલા: છગનલાલ ઠાકોરદાસ મોદી, બી. એ.: ગુજરાતી ટાઈપ
ફાઉન્ડ્રી, મુંબાઈ ૪. (૯૯)
૭. રંગલહરી: કનુ દેસાઈ: કુમાર કાર્યાલય, અમદાવાદ. (૯૯)

## ધર્મ-તત્ત્વ જ્ઞાન

૧. ઉપનિષદની વાતો: (બીજી આવૃત્તિ): રંગ અવધૂત: (પાંડુરંગ વળામે):
પ્ર. અમૃતલાલ નાથાભાઈ મોદી, મોદીસાંથ, નડિયાદ. (૧૦૨)
૨. શ્રીપુષ્ટિમાર્ગીય કીર્તનપ્રકાર: કેશવરામ કાશીરામ શાસ્ત્રી:
મીઠાખળી, અમદાવાદ (૧૦૩)
*૩. કૃષ્ણબંસી: પ્રાણશંકર સોમેશ્વર જોષી: ૪૪, જોહાનીસબર્ગ
દ. આફ્રિકા (૧૦૨)
*૪. ગુરુગીતા: (શ્રી શંકરાચાર્ય કૃત પ્રશ્નોત્તરી સહિત) (બીજી આવૃત્તિ): પ્ર.
ભાઈલાલભાઈ ત્રિપાઠી: શ્રી નિત્યાનંદ આશ્રમ, નાર (૧૦૪)
*૫. જપજી: મગનભાઈ પ્રભુદાસ દેસાઈ: નવજીવન પ્રકાશન મંદિર (૧૦૩)
૬. તત્ત્વવિચાર: સિકંદરરાય બાલાભાઈ દેસાઈ: પેટલાદ (૧૦૪)
૭-૮. પૂર્ણયોગ નવનીત ભા. ૧-૨: અંબાલાલ પુરાણી, બી. એ.
અરવિંદ કાર્યાલય, આણંદ (૧૦૦)

*૯. પ્રશ્નોપનિષદ: મણિલાલ છબારામ ભટ્ટ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (૧૦૧)

૧૦. બાળકોનું મહાભારત–ભાગ ૧: (બીજી આવૃત્તિ):
રમણલાલ નાનાલાલ શાહ: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય (૧૦૪)

૧૧. ભક્તિતત્ત્વ: સ્વામી જયાનંદ તથા જયંતિલાલ મંગળજી ઓઝા:
શ્રી રામકૃષ્ણ આશ્રમ, રાજકોટ. (૧૦)

*૧૨. માનવધર્મ: જયંતિલાલ આચાર્ય: ગુ. વ. સોસાયટી (૧૦૨)

૧૩. માનસશાસ્ત્ર: નવલરામ ત્રિવેદી, એમ. એ., ગુજરાતી સ્ત્રીકેળવણી મંદિર, અમદાવાદ. (૧૦૪)

*૧૪. યોગપર દીપ્તિઓ: અંબાલાલ પુરાણી બી. એ.: અરવિંદ કાર્યાલય, આણંદ. (૧૦૧)

*૧૫. યોગશાસ્ત્ર: ગોપાળદાસ જીવાભાઈ પટેલ: શ્રી જૈનસાહિત્ય પ્રકાશન સમિતિ, નવજીવન કાર્યાલય (૧૦૩)

*૧૬. યોગ સાધનાના પાયા: અંબાલાલ પુરાણી: બી. એ.
અરવિંદ કાર્યાલય, આણંદ. (૧૦૧)

૧૭. વાતોમાં બોધ: એકવૃદ્ધની નોંધપોથીમાંથી:
પ્ર. જયંતિલાલ મોરારજી મહેતા, ભાવનગર. (૧૦૨)

૧૮ વેદધર્મવ્યાખ્યાનમાલા: પંડિત ભટ્ટાચાર્ય, બી. એ. અંકલેશ્વર. (૧૦૨)

*૧૯ શ્રી ભગવતીસાર: ગોપાળદાસ જીવાભાઈ પટેલ, નવજીવન કાર્યાલય (૧૦૩)

*૨૦-૨૧ પૂર્ણયોગનો જ્ઞાનયોગ: ભાગ ૧–૨: અંબાલાલ પુરાણી બી. એ.
અરવિંદ કાર્યાલય, આણંદ. (૧૦૦)

## આરોગ્ય તથા વૈદ્યક

*૧. અખંડ યૌવન અથવા આરોગ્યમય જીવનકલા:
ડૉ. રવિશંકર ગણેશજી અંજારિયા: માંગરોળ, કાઠિયાવાડ. (૧૦૬)

૨. આરોગ્ય ડાયરી: વૈદ્ય હરિપ્રસાદ ભટ્ટ: બાલ આરોગ્ય ભુવન, વડોદરા(૧૦૮)

૩. કાયાકલ્પ વિજ્ઞાન: વૈદ્ય રવિશંકર જટાશંકર ત્રિવેદી:
ગુજરાત આયુર્વેદ ફાર્મસી, અમદાવાદ. (૧૦૬)

૪. જંતુશાસ્ત્ર પ્રવેશિકા: ડૉ. બાલકૃષ્ણ અમરજી પાઠક: એમ. બી. બી. એસ.,
ગુજરાત વર્નાક્યુલર સોયાયટી. (૧૦૭)

૫. દર્દો, દવાઓ અને દાક્તરો: રમણલાલ એન્જીનિયર:
ભારતી સાહિત્યસંઘ, અમદાવાદ. (૧૦૫)

૬. દાંત અને તેની સંભાળ: રણછોડભાઈ મોહનલાલ પટેલ, ડૉ. કેખશરૂ
દોરાબજી જીલા: ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (૧૦૭)

૭. પરણ્યા પહેલાં: વૈદ્ય મોહનલાલ ચુનીલાલ ધામી:
નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ. (૧૦૬)
૮. પ્રાચીન ભારતની દંતવિદ્યા: ડૉ. કેખશરૂ દોરાબજી જીજ્ઞા: નવસારી(૧૦૭)
૯. બાળકોની માવજત: ડૉ. રઘુનાથ ગંગારામ કદમ, દામનગર. (૧૦૭)
૧૦. શરદી અને શળેખમ: રમણલાલ એન્જીનિયર:
ભારતી સાહિત્યસંઘ, અમદાવાદ. (૧૦૫)
૧૧. સાનમાં સમજાવું: ડાહ્યાભાઈ હરગોવિંદ જાની:
નેપથ્ય ગ્રંથમાલા, વઢવાણ. (૧૦૬)

## કુદરત અને વિજ્ઞાન

૧. આપણાં પક્ષીઓ: નરેન્દ્ર બધેકા: શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર,
ભાવનગર. (૧૦૮)
૨. કુદરત કથાઓ: સોમાભાઈ પટેલ: શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર,
ભાવનગર.
૩. ખેતીનાં મૂલતત્ત્વો: માર્તંડ શિવભદ્ર પંડ્યા બી. એજી. મોડલફાર્મ,
દાહોદ (૧૦૯)
૪. જંગલ કથાઓ: ધીરજલાલ ટોકરશી શાહ:
ધી જ્યોતિ કાર્યાલય, અમદાવાદ. (૧૦૮)
૫. ફળબાગ સર્જન: ભાનુપ્રસાદ લ. દેસાઈ, એમ. એજી.
નવાનગર સ્ટેટ, જામનગર. (૧૦૯)

## કોષ, વ્યાકરણ

૧. ગૂજરાતી હાથપ્રતોની સંકલિત યાદી: કેશવરામ કાશીરામ શાસ્ત્રી:
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ. (૧૧૦)
૨. દાર્શનિક કોષ: સ્વ. છોટાલાલ નરભેરામ ભટ્ટ:
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ. (૧૦૯)
૩. પ્રહ્લવિદ્યાનો પારિભાષિક કોષ: ભૂપતરાય મહેતા,
અંબાલાલ બુલાખીદાસ શાહ, ભાવનગર. (૧૦૮)
૪. ભૌગોલિક કોષ: સ્વ. ડાહ્યાભાઈ દેરાસરી, બાર–ઍટ–લો:
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી. (૧૧૦)
૫. વિશ્વદર્શન: છોટાલાલ માનસિંગ કામદાર. બી. એ.,
ભારતી સાહિત્યસંઘ, અમદાવાદ. (૧૧૧)
૬. ગુજરાતી–અંગ્રેજી સંક્ષિપ્ત શબ્દકોશ: શાંતિલાલ સારાભાઈ ઓઝા,
એમ. એ., એસ. ટી. સી., આર–આર. શેઠની કં. (૧૦૯)
૭. હિંદી ભાષાનું સુગમ વ્યાકરણ; ખંડેરાવ સૂળે અને નરેન્દ્ર નાયક:
સ્વસ્તિક પબ્લીશીંગ હાઉસ, મુંબઇ. (૧૧૧)

## બાલ સાહિત્ય

૧. અશોક બાલ પુસ્તકમાલા: મલાડ

ગુચ્છ ૧: મહારાષ્ટ્રનો મહારથી (૩જી આવૃત્તિ); ચીની વાતો (૩ આ.), કુતૂહલ (૨ આ.), શા માટે ? અને નવી નિશાળ (૩ આ.), રંભાનું રસોઈ ઘર-૧ (૩ આ.); આપણાં મિત્રો (૨ આ.); ભોળી સુભદ્રા (૨ આ.), ગમ્મત ગીતો: (૨ આ.). (૧૧૨)

ગુચ્છ ૨: ચંદ્રભાગા: (૨ આ.); નાની મોટી વાતો: (૨ આ.); બાલ-પાઠો: (૨ આ.); રંભાનું રસોઈ ઘર-૨ (૨ આ.) (૧૧૨)

ગુચ્છ ૩: રાજા ભોજ: (૨ આ.), ચિત્તાનો શિકાર: (૨ આ.), મકનિયો (૨ આ); સમ્રાટ સિકંદર: (૨ આ.); રંભાનું રસોઈ ઘર-૩: (૨ આ.); મીરાંબાઈ: (૨ આ.); દગાબાજ દુશ્મન: (૨ આ.). (૧૧૨)

ગુચ્છ ૪: રાણા પ્રતાપ: (૧ આ.); અમારી વાર્તાઓ-૧: (૩ આ.); ગલુડિયાં: (૧ આ.); અમારી વાર્તાઓ-૨: (૩ આ.); પત્રપેટી: (૧ આ.); અમારી વાર્તાઓ-૩: (૨ આ.); વિજ્ઞાન વિહાર: (૧ આ.). (૧૧૨)

ગુચ્છ ૫; હાસ્ય તરંગ (૧ આ.).

૨. બાલ વિનોદ કાર્યાલય: મલાડ

અક્ષરમાળા; સંગીતશાસ્ત્રી, ભૂરિયો (૫ આ.), મરઘાભાઈ: (૪ આ.); પંડિતજી: (૪ આ); કલાવતી (૪ આ.); લાલિયો: ૩ આ.); હેમલતા: (૩ આ.); સોણુલિઓ: (૨ આ.); કાળિયો: (૨ આ.); ધરતી માતા: (૧ આ.). (૧૧૨)

૩. આપણી બાલગ્રંથમાલા: ભરૂચ

ભાઇ બહેન; કેમ અને શા માટે ? ; શું શીખ્યા ?; આપણે ભજવિયે; હિંદી રાષ્ટ્રીય મહાસભા; બાલચિત્રો; (૧૧૨)

૪. ગુર્જર બાલગ્રંથાવલિ: અમદાવાદ

પક્ષીમિત્રો, રઝળતો રાજહંસ, ટન્-ટન્-ટન્-ટન્ ગણિત ગમ્મત; જ્ઞાનગંગા. (૧૧૨)

૫. સુંદરસાહિત્ય પ્રકાશનમંદિર મુંબાઈ: સુંદર બાલ વાતો. (૧૧૨)

૬. કિશોર વાંચનમાલા: આણંદ (૮૭)

૭. વિદ્યાર્થી વાંચનમાલા: અમદાવાદ. (૮૮)

૮. બાલસાહિત્ય વાટિકા: દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, ભાવનગર (૧૧૨)

૯. પોપટની વાર્તા: શાંતિલાલ સારાભાઈ ઓઝા, એમ. એ. ઘંટિયાડા, વડોદરા. (૧૧૨)

# મહાનુભાવપંથ*

પ્રો. શ. બ. આઠવળે

હિંદુ ધર્મનું લક્ષણ, તર્કશાસ્ત્રના ચોકઠામાં બંધબેસતું થાય એવું કરવું એ અત્યંત કઠણ વસ્તુ હજી સુધી કોઈપણ વિદ્વાને સિદ્ધ કરી બતાવી નથી, તોપણ વર્ણનાત્મક લક્ષણ કરવાનો સફળ પ્રયાસ ઘણા વિચારકોએ કર્યો છે. તેમની દૃષ્ટિએ યજ્ઞસંસ્થા, સગુણ મૂર્તિપૂજા, અને ચાતુર્વર્ણ્યપદ્ધતિ અથવા જાતિસંસ્થા આ ત્રણ હિંદુધર્મનાં વિશિષ્ટ લક્ષણો છે. ઐતિહાસિક દૃષ્ટિથી જોતાં એ હિંદુધર્મનું વૈશિષ્ટ્ય સાચું લાગે છે, કારણ બરાબર એ જ મુદ્દા સામે મતભેદ બતાવી પ્રાચીન હિંદુ ધર્મસુધારકો હિંદુધર્મના વાડામાંથી બહાર પડ્યા અને અન્ય અન્ય ધર્મોની પરિણામે સ્થાપના કરી હિંદુધર્મના વિરોધી બન્યા. હિંદુધર્મની સામે બુદ્ધ ધર્મના વિરોધનું મૂળ યજ્ઞસંસ્થા તથા જાતિભેદ આ બેમાં હતું એ સર્વમાન્ય વાત છે. ગીતગોવિંદમાં જયદેવ કવિએ એવું ધ્વનિત કર્યું છે કે બુદ્ધ ભગવાનને યજ્ઞિય હિંસાને માટે ઘૃણા ઉત્પન્ન થવાથી તેમણે બુદ્ધધર્મ પ્રવર્તાવ્યો:—

'**निन्दसि यज्ञविधेरहह श्रुतिजातम् सदयहृदयदर्शितपशुघातम्।**
**केशव धृतबुद्धशरीर जय जगदीश हरे ॥१॥**'

આખરે જ્યારે બૌદ્ધધર્મ અત્યંત લોકપ્રિય થવા માંડ્યો, અને પ્રમાણમાં હિંદુધર્મ સામાન્ય જનતામાં અપ્રિય થવા લાગ્યો, ત્યારે હિંદુધર્મના આચાર્યોએ યજ્ઞસંસ્થાનું કટ્ટરપણું થોડું ઓછું કર્યું. અત્યારે તો એ યજ્ઞસંસ્થા લગભગ સ્મૃતિશેષ જ થવાની અણી ઉપર આવી છે—અને આ રીતે હિંદુ ધર્મના વિરોધકોનો વિરોધ શિથિલ કરી નાખ્યો.

સાતસે વર્ષ પહેલાં જૈનધર્મના હુમલાએ પણ હિંદુધર્મની સ્થિતિ એવી જ રીતે વિકટ કરી નાખી હતી. પણ આ વખતે જૈનધર્મના વિરોધનું કારણ યજ્ઞસંસ્થા ન હતું પણ જાતિભેદનું વૈષમ્ય એ જૈનધર્મે કરેલા વિરોધનું કારણ બન્યું હતું. જૈનધર્મમાં તત્ત્વદૃષ્ટ્યા જાતિભેદ મુદ્દલ નથી, એટલે કે તેમાં જાતિજાતિઓમાં ઉચ્ચનીચ ભાવ જેવી વસ્તુ છે જ નહિ. તેથી હિંદુધર્મમાં

---

* ગૂજરાત સાહિત્યસભા તરફથી ૧૯૩૭–૩૮ માંનું છાપવું રહેલું ભાષણ

ઉચ્ચનીચભાવનું સામાજિક વૈષમ્ય છે એવો જૈનોનો હિંદુધર્મ ઉપર ખુલ્લો આક્ષેપ થવા લાગ્યો. સામાન્ય જનતાએ આ આક્ષેપનું સાચાપણું માની લીધું અને પરિણામે જૈનધર્મમાં હિંદુ ધર્મની જનતા મોટી સંખ્યામાં જવા લાગી. પુનશ્ચ હિંદુ ધર્મના વિચારકોમાંના કેટલાક એ સ્થિતિ અટકાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તેમાંના કેટલાકે ભાગવત સંપ્રદાયની સ્થાપના કરી, જેની અંદર જાતિભેદની ઉગ્ર વિષમતા ઘણી જ ઓછી થઈ છે. બીજા કેટલાકે બીજા સંપ્રદાયો (હિંદુધર્મના છત્ર હેઠળ જ) પ્રવર્તાવ્યા, જેમાં મહાનુભાવ સંપ્રદાય એક છે. તે સંપ્રદાયમાં પણ, તત્કાલીન હિંદુ ધર્મની અંદર જે ભયંકર જાતીય વિષમતા ફેલાઇ રહી હતી તેની ઉગ્રતા દૂર કરવાનો સફળ પ્રયત્ન કરવામાં આવ્યો અને પરિણામે અન્ય ધર્મમાં જતાં લોકોને અટકાવવામાં આવ્યા.

આવા મહાનુભાવ સંપ્રદાયનો ઇતિહાસ તુલનાત્મક ધર્માભ્યાસીઓને જાણવો આવશ્યક તથા મનોરંજક છે જ, પણ તેટલા માટે જ મેં આ વિષય આજે હાથમાં લીધો છે એમ નથી; મને આ સંપ્રદાયનું સ્મરણ થવાનું કારણ એ છે કે આ ધર્મ-સંપ્રદાયની સ્થાપના પ્રથમ મહારાષ્ટ્રમાં થયેલી, પણ તેનો મૂળ સંસ્થાપક એક ગુર્જરીય મહાપુરુષ હતા, એ વિશેષતા મને બહુ જ નોંધવા લાયક લાગે છે. લગભગ સાતસેં વરસો પહેલાં એ સંપ્રદાયદ્વારા મહારાષ્ટ્ર તથા ગુજરાત આ બે દેશોનું ધાર્મિક જીવન એક સૂત્રબદ્ધ થઈ ગયું હતું. વિવિધ સંપ્રદાયો અને તેમના આચાર્યોની બાબતમાં આપણા દેશોમાં તે વખતે લેશમાત્ર પ્રાંતીયતાની ભાવના ન હતી, એ વાત મને નિ:સંશય ઉલ્લેખનીય લાગે છે.

મહાનુભાવ સંપ્રદાયના પવિત્ર ગ્રંથોમાં લખ્યું છે કે સંવત્ બારસોના અરસામાં ભરૂચમાં મલ્લદેવ (કેટલાક એને मिमल्लदेव પણ કહે છે) કરીને કોઈ રાજા રાજ્ય કરતો હતો. તેનો વિશાળદેવ નામનો એક સામવેદી નાગર બ્રાહ્મણ પ્રધાન હતો. મલ્લદેવને સંતાન હતું નહિ, તેથી તેણે પોતાના મૃત્યુ સમયે પોતાનું રાજ્ય વિશાળદેવને આપી દીધું. વિશાળદેવને હરપાળ કરીને એક પુત્ર સંવત્ ૧૨૧૦ માં થયો. તે બહુજ શૂર હતો અને તેણે ઘણી લડાઈમાં વિજય મેળવીને કીર્તિ સંપાદિત કરી હતી. વખત જતાં હરપાળ ગૃહસ્થાશ્રમી થયો અને પોતાના ઐશ્વર્યને છાજે એવું વિલાસી જીવન ગાળવા લાગ્યો. આવા જીવનમાં બુદ્ધદેવની પેઠે તેના મનમાં પણ એકાએક વૈરાગ્ય ઉત્પન્ન થયું. એક દિવસે તે પોતાની મા માલ્હણદેવીને

સાથે લઈ નાગપુરની પાસે આવેલા રામટેક નામના તીર્થસ્થાનની યાત્રા કરવા નીકળ્યો. રસ્તામાં દૈવવશાત્ એ ભૂલો પડયો અને રામટેક જવાને બદલે ઋદ્ધિપુર (બરાડમાં) નગરમાં પેઠો (સં ૧૨૪૧). ત્યાં તે વખતે ગોવિંદ પ્રભુ નામના કાણ્વશાખીય સંતપુરુષ રહેતા હતા. હરપાળે તેમની પાસે જઈ તેમનો ગુરૂપદેશ લીધો. ગોવિંદ પ્રભુએ તેને દીક્ષાનામ 'ચક્રધર' આપ્યું. દીક્ષા લીધા પછી પણ ચક્રધરે ઘણાં વર્ષો આદર્શ ગૃહસ્થાશ્રમમાં ગાળ્યાં. તેઓ ત્રણ વાર પરણ્યા હતા. ઉમરનાં ૧૧૦ વરસ સુધી સંસારપથ ઉપર વિચરણ કરી તેમણે સંન્યાસ દીક્ષા સંવત્ ૧૩૧૯ માં લીધી અને ત્યારપછી મહાનુભાવ પંથની સ્થાપના કરી આઠ વરસ પંથના પ્રસારનું કાર્ય કર્યું. સં. ૧૩૨૭ માં તેઓ બદરિકાશ્રમમાં ગયા તે પાછા આવ્યા નહિ, એટલે સં. ૧૩૨૭ પછીનું તેમનું જીવનચરિત્ર કાયમને માટે અજ્ઞાત રહ્યું છે.

મેં શરૂઆતમાં કહ્યું હતું તેમ આ સંપ્રદાયની સ્થાપના હિંદુધર્મમાંના લોકોને જૈન વગેરે પરધર્મમાં જતા અટકાવવાને માટે જ થઈ હતી; તેથી આ સંપ્રદાયનાં તત્ત્વોમાં જાતિભેદની ઉચ્ચનીચતા ઉપર સ્પષ્ટ પ્રહાર કરવામાં આવ્યો છે. આ સંપ્રદાય એમ માને છે કે પરમેશ્વર જોકે નિર્ગુણ નિરાકાર છે છતાં તે કૃપાવશ થઇને સાકાર પણ થાય છે પરમેશ્વરથી બીજાં દૈવતો ઊતરતાં છે માયા નિર્ગુણ પરમેશ્વરને સગુણ બનાવે છે અને જીવોની પાસેથી સર્વ વ્યાપાર કરાવે છે. પ્રાણીઓ પૂર્વકર્માનુસાર ફળો ભોગવે છે. મહાનુભાવ સંપ્રદાયના લોકો દશાવતારમાં માને છે, પણ બધા અવતારોમાં શ્રીકૃષ્ણાવતાર જ માત્ર સંપૂર્ણ છે અને બાકીના અવતારો અંશાવતારો છે એમ તેઓ માને છે.

મહાનુભાવપંથ ગીતા અને શ્રીમદ્ભાગવત આ બે ગ્રંથોને પ્રમાણ માને છે. ગીતાના "स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम्" આ શ્લોક ઉપર આ પંથ ખાસ ભાર મૂકે છે અને આ રીતે મનુષ્યજાતિમાંના ઉચ્ચનીચ ભાવને સંપૂર્ણ રીતે વખોડે છે. આ પંથે શ્રી કૃષ્ણભક્તિનો સામાન્ય જનતામાં ખૂબ પ્રચાર કર્યો. મહાનુભાવ તત્ત્વજ્ઞાન સ્પષ્ટ રીતે દ્વૈતમાર્ગી હોવાથી માધ્વમતને ઘણું જ મળતું આવે છે. શ્રી કૃષ્ણભક્તિ જેટલો નહિ તોપણ સારા પ્રમાણમાં દત્તભક્તિનો પ્રચાર પણ આ જ પંથે કર્યો છે. આ પંથના જ પ્રતાપે મુખ્ય હિંદુ ધર્મમાં પણ દત્તભક્તિનો પ્રવેશ થયો, તે આજસુધી મહારાષ્ટ્રમાં અખંડ દેખાય છે.

ભકિતપંથની સાથે જ આ સંપ્રદાયમાં અહિંસા, બ્રહ્મચર્ય, સંન્યાસદીક્ષા, ભિક્ષોપજીવન વગેરે ઉપર પણ ભાર મૂકવામાં આવે છે. તે દૃષ્ટિથી જૈન ધર્મનાં પણ કેટલાંક તત્ત્વો આ પંથમાં દાખલ થયેલાં દેખાય છે. ખાસ કરીને સ્રીઓને સંન્યાસ દીક્ષા લેવાની રજા આપીને તેમ જ દરેક દીક્ષિતને એક સ્થળે રહેવાનો નિષેધ કરીને આ પંથે જૈન ધર્મનું ચોખ્ખું અનુકરણ કર્યું છે.

'ગીતા' અને 'શ્રીમદ્‌ભાગવત' આ બે ગ્રંથો ઉપરાન્ત આ પંથ પોતાના સંસ્થાપક ચક્રધરની ઉકિતનો સંગ્રહ આ ગ્રંથને અત્યંત પૂજ્ય માને છે. આ ગ્રંથ અર્થાત્ જ ચક્રધરના ખાસ શિષ્ય મહીંદ્ર ભટે લખ્યો છે, તેમાં ચક્રધરે પોતાના શિષ્યોની સાથે જે વિવિધ વિષય ઉપર ચર્ચા કરી તે વખતની તેમની ઉકિતનો સંગ્રહ છે—આ ઉકિતઓમાંથી ખાસ સૂત્રરૂપ ઉકિતઓ એકત્ર કરી કેશવરાજસૂરિએ "સિદ્ધાંતસૂત્રપાઠ" નામનો ગ્રંથ રચ્યો. આ સૂત્રોનો નિત્યપાઠ મહાનુભાવપંથીઓ ભકિતપૂર્વક કરે છે.

ચક્રધરે પોતાની હયાતીમાં માત્ર મહારાષ્ટ્ર તથા બરાડમાં પંથના પ્રચારનું કાર્ય કર્યું, પણ તેટલા ટૂંક વખતમાં પણ તેમના ૫૦૦ ઉપરાન્ત શિષ્યો થયા. તેમાં ખાસ (૧) નાગદેવાચાર્ય (૨) મહીંદ્ર (૩) જનાર્દન (૪) રામદેવ (૫) વિપ્ર નામદેવ અને (૬) માંડારેકર દામોદર એવા છ શિષ્યો મુખ્ય હતા—અને (૭) મહદંબા નામની એક પ્રમુખ શિષ્યા પણ હતી.

ચક્રધર પછી પંથના પ્રચારનું કાર્ય તેમના પટ્ટ શિષ્ય નાગદેવાચાર્યે કર્યું. પંથની સ્થાપના પછી ૩૦૦ વર્ષો સુધી આમજનતા કરતાં બ્રાહ્મણોમાં તે વધારે ફેલાયો હતો. ત્યારપછી તે સામાન્ય જનતામાં ફેલાવા લાગ્યો. અહિંસા, મદ્યમાંસત્યાગ વગેરેના ઉપદેશને લીધે અસ્પૃશ્યોમાં પણ આ પંથ ઘણો પ્રચાર પામ્યો છે. દક્ષિણ હિંદુસ્તાનમાં આ પંથનો સૌથી ઓછો પ્રચાર છે. મુખ્યત્વે કરીને પંથનું વિસ્તારક્ષેત્ર ઉત્તર હિંદુસ્તાનમાં જ છે. મહાનુભાવ-પંથ પંજાબમાં સંવત્ ૧૫મા સૈકામાં પ્રથમ પ્રવિષ્ટ થયો. પંથના મહંતોની સાથે પંથના પવિત્ર ગ્રંથો (જે બધા મરાઠીમાં લખાયેલા છે તે) નો પ્રવેશ પણ પંજાબમાં થયો. પરિણામે આ ધર્મગ્રંથના અધ્યયનને માટે પંજાબી મહાનુભાવી લોકો મરાઠી ભાષાનું અધ્યયન કરવા લાગ્યા. આજ સુધી ઉત્તર હિંદુસ્તાનમાં જ્યાં જ્યાં મહાનુભાવપંથના લોકો છે ત્યાં ત્યાં ધર્મભાષા તરીકે મરાઠીનું જ્ઞાન સંપાદિત કરવામાં આવે છે. પંજાબના મહાનુભાવી લોકોએ તો મરાઠી ભાષામાં કેટલાક ગ્રન્થો પણ રચ્યા છે. પંજાબ પછી

કાશ્મીર અને ત્યારપછી અફઘાનિસ્તાન સુધી પણ મહાનુભાવપંથના મઠો આજે વિદ્યમાન છે. કાબૂલ તથા કન્દહારમાં મહાનુભાવપંથના મઠો તથા શ્રી કૃષ્ણ મંદિર આજે પણ છે એમ મારા એક પંજાબી મહાનુભાવી મિત્રે કહ્યું હતું. મરાઠી ઉપરાંત હિંદી પંજાબી વગેરે ભાષાઓમાં પણ આ પંથના સાહિત્યની નિર્મિતિ થઈ છે. જૈન ધર્મના પ્રાબલ્યને લીધે ગુજરાતમાં આ પંથનો પ્રચાર બહુ થયો નહિ. મધ્ય હિંદુસ્તાનમાં આ પંથ ઠીક પ્રમાણમાં ફેલાયો છે. ભાષાશાસ્ત્રીઓની દૃષ્ટિથી મહાનુભાવ સાહિત્યનો અભ્યાસ બહુ જ ઉપયોગી છે. અત્યાર સુધી મરાઠી સાહિત્યમાં એમ મનાતું હતું કે જ્ઞાનેશ્વર તથા મુકુન્દરાજ આ મરાઠીના પહેલવહેલા લેખકો છે, પણ મહાનુભાવ સાહિત્ય ઉપલબ્ધ થયા પછી એ માન્યતા ખોટી પડે અને મહાનુભાવ સાહિત્ય એ મરાઠી ભાષાનું આદ્ય સાહિત્ય એમ આજે સૌ મહારાષ્ટ્રિય વિદ્વાનો સ્વીકારવા લાગ્યા છે. મહાનુભાવ પંથમાં ધાર્મિક તથા લૌકિક સાહિત્ય બહુ જ સમૃદ્ધ હતું, પણ તેની મરાઠી સાહિત્યાભ્યાસીઓને ખબર પણ હતી નહિ. એનું કારણ એ હતું કે મહાનુભાવપંથીઓએ પોતાનું સાહિત્ય અત્યંત ગુપ્ત રાખ્યું હતું એટલું જ નહિ, પણ આ બધું સાહિત્ય અનેક સાંકેતિક લિપિઓમાં લખાયેલું હતું. આ સાંકેતિક લિપિઓની કૂંચી સૈકા સુધી પંથ બહારના કોઇ પણ માણસના હાથમાં આવી ન હતી. ભાગ્યવશાત્ હામરાષ્ટ્રના પ્રખ્યાત ઇતિહાસાચાર્ય શ્રી. વિ. કા. રાજવાડેના હાથમાં કેટલાક મહાનુભાવ ગ્રન્થો ( સાંકેતિક લિપિમાં લખાયેલા ) આવ્યા અને તેમણે કેવળ પોતાની પ્રતિભાના બળે લિપિનું રહસ્ય જાણી લીધું. ત્યારથી મહાનુભાવપંથ, તેના મહંતો, સંસ્થાપકો, અનુયાયીઓ, તેનું વિશાળ સાહિત્ય એ બાબતોમાં વધારે ને વધારે માહિતી બહાર આવવા લાગી. અને હાલ તો તે પંથના કેટલાક મહંતોએ પણ પોતાનું ગુપ્ત સાહિત્ય અભ્યાસકોને માટે ખુલ્લું રાખવાનું ઔદાર્ય બતાવ્યું છે. તેથી હવે આ સાહિત્યનો અભ્યાસ કરનાર ઘણા વિદ્વાનો મહારાષ્ટ્રમાં મોજૂદ છે. એ પંથના સાહિત્યનો અભ્યાસ આ રીતે બહુ જ ઉપયોગી થઈ પડ્યો છે. સંવત્ ૧૨૦૦ના અરસામાં મરાઠીમાં સુંદર ગદ્ય લખાતું હતું એ વાત મહાનુભાવ સાહિત્ય પ્રકટ થયા પછી જ લોકોની નજરે આવી. વળી સાતસેં વરસ પૂર્વેના સાહિત્યના અભ્યાસથી સમાજશાસ્ત્રીઓને પણ અપૂર્વ ખાદ્ય મળી આવે છે. પંથના સંસ્થાપક ચક્રધરની દૈનિક *'લીલા'* તેમની હયાતીમાં જ તેમના શિષ્યોને હાથે અત્યંત ઝીણવટથી લખાઇ છે. તે ઉપરથી અનેક પ્રકારની મનોરંજક માહિતી મળી આવે છે. મારી માહિતી પ્રમાણે એક પંથના

સંસ્થાપક વિષે આટલી ઝીણી માહિતી દુનિયાના કોઈ પણ પંથના ઇતિહાસમાં મળતી નથી. ચક્રધરના જીવનની દરેક દિવસની હકીકત વાંચતાં વાચકોને Boswell's Johnsonનું સ્મરણ થયા વિના રહેતું નથી.

આમ આ મહાનુભાવ પંથ, પ્રથમ હિંદુ ધર્મમાં સુધારો કરવાના ઉદ્દેશથી અને હિંદુઓને પરમધર્મમાં જતા અટકાવવાને માટે સ્થાપન કરવામાં આવ્યો; અને આ પંથે પોતાનું ઇષ્ટ કાર્ય સેંકડો વર્ષો સુધી અખંડ રીતે કર્યું પણ ખરું. પણ જાતિભેદ એ હિંદુધર્મનું વૈશિષ્ટ્ય માનનાર લોકોને મહાનુભાવ પંથનું "જાત–પાત–તોડક" કાર્ય મુદ્દલ ગમ્યું નહિ. તે વખતના હિંદુધર્મના no-changers–નાફેરવાલાઓ તેથી આ પંથ ઉપર બહુ જ નારાજ થયા અને તેઓએ આ પંથની અપ્રતિષ્ઠા થાય એવું લખાણ લખવા માંડ્યું. પંથમાં સ્ત્રીઓને સંન્યાસદીક્ષા આપવામાં આવે છે એ વાત હિંદુધર્મમાર્તંડોને ન ગમી. અસ્પૃશ્યતા દૂર કરવાનો યત્ન આ પંથના આચાર્યોએ કર્યો, તેથી પણ તે વખતના ચુસ્ત સનાતનીઓ ભારે ઉશ્કેરાઇ ગયા. આ બધાનું પરિણામ એ આવ્યું કે મહાનુભાવપંથને વિષે ઘણા ખોટા ગ્રહો લોકોમાં બંધાયા. તેના સંસ્થાપક ચક્રધરે ચાંડાલિની સાથે વિવાહ કર્યો હતો એવી હડહડતી જૂઠી વાતો તેને વિષે ફેલાવવામાં આવી. મહાનુભાવ શબ્દનો અપભ્રંશ મરાઠીમાં "માનભાન" થયો છે. અને તે શબ્દ ઢોંગી, દુષ્ટ એ અર્થમાં આજે ભાષામાં રૂઢ થઈ બેઠો છે! ખરું જોતાં મહાનુભાવપંથ અહીંના સ્વામિનારાયણ પંથની માફક માત્ર એક વૈદિક ધર્માનુયાયી ધર્મસુધારક પંથ છે. તેથી તે પંથ વિષેનો તીવ્ર દ્વેષ ખરેખર અન્યાયમૂલક છે એમ મને લાગે છે.

મહાનુભાવ પંથના 'મહાત્માપંથ', 'જયકૃષ્ણીયપંથ', 'અચ્યુતપંથ' એવાં ઘણા નામાંતરો છે, તોપણ "મહાનુભાવપંથ" એ જ નામ સૌથી વધારે પ્રસિદ્ધ છે.

# સ્મૃતિકાળની સંસ્કૃતિ×

શ્રી. પ્રહ્લાદ ચં. દીવાનજી
એમ. એ., એલએલ. એમ.

**સન્માનનીય પ્રમુખ મહાશય અને સદ્‌ગૃહસ્થો !**

આપની સમક્ષ આજે જે વિષય ઉપરના મારા વિચારો રજૂ કરવાનો છું તેને હું નીચે જણાવેલા દશ વિભાગોમાં વહેંચી નાંખું છું. તે વિભાગો આ છે:

(૧) વિષયસ્ફોટ; (૨) 'સ્મૃતિ' શબ્દનો અર્થ; (૩) સ્મૃતિકાળની મર્યાદાઓ; (૪) 'સંસ્કૃતિ' શબ્દનો અર્થ અને પ્રકૃતકાળની સંસ્કૃતિના જ્ઞાન માટેનાં સાધનો; (૫) તે સંસ્કૃતિનું મૂળ અને તદન્તર્ગત આદર્શ; (૬) તે આદર્શમાં કાળક્રમે પેઠેલાં વ્યભિચારી તત્ત્વો; (૭) સ્મૃતિકાળમાં તે આદર્શને સજીવન કરવા માટે ઘડેલી યોજના; (૮) તેનાં આવેલાં પરિણામો; (૯) તે ઉપરથી આપણે લેવાનો બોધ અને (૧૦) હાલની પરિસ્થિતિમાં આપણું કર્તવ્ય અને તેની મૂળ આદર્શ ઉપર થનારી અસર.

(૧) **વિષયસ્ફોટ:**—મનુસ્મૃતિ પ્રમાણે ધર્મનાં મૂળ ચાર છે; (૧) શ્રુતિ (૨) સ્મૃતિ (૩) સદાચાર (૪) સ્વસ્ય આત્મનઃપ્રિયમ્[૧]. તેમાંથી છેલ્લા બેનું સાહિત્ય હોઈ શકે નહિ, તેથી હિન્દના ધાર્મિક સાહિત્યના મુખ્ય બે વિભાગ પડે છે: (૧) શ્રુતિ અને (૨) સ્મૃતિ. કેટલાક કાળ પછી તેમાં (૩) પુરાણોનો ઉમેરો થયેલો[૨]. વળી થોડા વખત પછી તેમાં (૪) ટીકાઓ, સ્મૃતિસંગ્રહો અને નિબંધોનો ઉમેરો થયેલો; પરંતુ તે સ્વતંત્ર સાહિત્ય ન હોવાને લીધે પ્રથમ ત્રણ વિભાગોના જ ગ્રન્થો સનાતનધર્માનુયાયી પ્રજામાં ધર્મપ્રતિપાદક ગ્રન્થો ગણાય છે. તેથી જ પ્રત્યેક ધાર્મિક કાર્ય માટે સંકલ્પ કરતી વખતે श्रुतिस्मृतिपुराणोक्तपुण्यफलावाप्त्यर्थम् એ પ્રયોજનનો ઉલ્લેખ કરવામાં આવે છે.

---

× ગુજરાત સાહિત્યસભા તરફથી તા.૧૬-૧૦-૩૮ના રોજ અપાયેલું ભાષણ

૧ મનુસ્મૃતિ ૨. ૧૨.

૨ યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ ૧. ૩.

૨. આ ચાર સાહિત્ય વિભાગોમાંનો બીજો 'સ્મૃતિ' નામનો છે. તે વિભાગનું સાહિત્ય જે કાળમાં રચાયું હશે, એમ અનુમાન થઈ શકે છે, તે કાળમાં આર્યસંસ્કૃતિ કેવી હોવા વિષે જે અનુમાન થઈ શકે છે, તે આજના વ્યાખ્યાનનો વિષય છે.

(૨) '**સ્મૃતિ' શબ્દનો અર્થ**:—સ્મૃતિઓની કયા કાળમાં રચના થઈ હશે, તે નક્કી કરવું જરૂરનું છે જ. પરંતુ તે નક્કી કરતાં પહેલાં "સ્મૃતિ" એટલે શું એ નક્કી કરવું આવશ્યક છે. આ માટે પ્રથમ "શ્રુતિ" શબ્દનો અર્થ જાણવાની આવશ્યકતા રહે છે. સમગ્ર વૈદિક સાહિત્યને માટે એ "શ્રુતિ" શબ્દ પ્રયુક્ત છે. એનો શબ્દાર્થ સ્પષ્ટ છે. મનુ પણ કહે છે:—**શ્રુતિસ્તુ વેદો વિજ્ઞેયઃ ।** અતિપ્રાચીન મહર્ષિઓને સમાધિસ્થ દશામાં જે મંત્રો ચિદાકાશમાં દષ્ટિગોચર થયેલા તે તેઓએ પોતપોતાના શિષ્યોને, તે શિષ્યોએ પોતાના શિષ્યોને, એ પ્રમાણે માત્ર શ્રુતપરંપરાથી જે મંત્રો ઊતરી આવેલા તે વેદોને "શ્રુતિ" કહેવામાં આવે છે. પ્રથમ વેદ એક જ હતો; પરંતુ વેદવ્યાસે તેના ઋક્, યજુસ્, સામ અને અથર્વ એવા ચાર વિભાગો કર્યા હતા, એવા ઉદ્દેશથી કે દરેક બ્રાહ્મણને બધો વેદ શીખવાની જરૂર ન રહે; પરંતુ યજ્ઞોના અનુષ્ઠાનમાં પોતાને હોતા, અધ્વર્યુ વગેરે નામોથી જે કર્મમાં પારંગતતા સંપાદન કરવાની ઇચ્છા હોય તેના લગતા મંત્રો જ શીખી લે. આથી કાર્યક્રમે એવી પ્રથા જ પડી ગઈ કે દરેક વેદના જુદા જુદા બ્રાહ્મણો જ હોય છતાં "દ્વિવેદી" "ત્રિવેદી" "ચતુર્વેદી" એ આડનામો સૂચવે છે તે પ્રમાણે કેટલાક બે, ત્રણ કે ચાર વેદ પણ શીખતા હશે. વળી તે તે વેદનાં બ્રાહ્મણો એટલે તે ઉપરની ટીકાઓ અને તેમાં આરણ્યકો અને તેમાં ઉપનિષદોનો પણ સમાવેશ શ્રુતિશાસ્ત્રમાં થાય છે. સ્મૃતિ એ જુદી જ જાતનું સાહિત્ય છે. આ 'સ્મૃતિ' શબ્દ બે જાતના સાહિત્યને માટે વપરાય છે. ૧. વિસ્તૃતાર્થે જેમાં ઋષિપ્રણીત કોઈ પણ ગ્રંથનો સમાવેશ થાય છે. આ અર્થમાં ધર્મસૂત્રો સ્મૃતિ છે, એટલું જ નહિ પણ ભગવદ્ગીતા[૧] અને પાંતજલ યોગશાસ્ત્ર તેમ જ સાંખ્યશાસ્ત્રને પણ "સ્મૃતિ" કહેવામાં આવે છે.[૨] આ અર્થમાં "સ્મૃતિ" શબ્દનો અર્થ ભગવાન શંકરાચાર્યે વધુ સ્પષ્ટ કર્યો છે.[૩]

---

૧. બ્ર. સૂ. ૩. ૪. ૩૮ ઉપરનું શાંકરભાષ્ય (નિ. સા. આવૃત્તિ પૃ. ૯૦૭).

૨. એજન ૨. ૧. ૧ અને તે ઉપરનું શાંકરભાષ્ય, તેમજ ૨. ૧. ૩ પરનું ભાષ્ય (પૃ. અનુક્રમે ૪૩૩ અને ૪૩૮).

૩. એજન ૨. ૧. ૧ પરનું શાંકરભાષ્ય (પૃ. ૪૩૩),

स्मृतिश्च तन्त्राख्या परमर्षिप्रणीता शिष्टपरिगृहीता। अन्याश्च तदनुसारिण्यः स्मृतयः॥ આના ઉપર વ્યાખ્યાન કરતાં વાચસ્પતિ કહે છેઃ तन्त्र्यते व्युत्पाद्यते मोक्षसाधनमनेनेति तन्त्रम्। तदेवाख्या यस्याः सा स्मृतिस्तन्त्राख्या परमर्षिणा कपिलेनादिविदुषा प्रणीता। अन्याश्चासुरिपञ्चशिखादिप्रणीताः स्मृतयस्तदनुसारिण्यः। न खल्वमूषां स्मृतीनां मन्वादिस्मृतिवदन्योऽवकाशः शक्यो वदितुमृते मोक्षसाधनप्रकाशनात्॥

આમાંથી જ "સ્મૃતિ" શબ્દનો બીજો સંકુચિત અર્થ ફલિત થાય છે. તે એ કે 'જે શાસ્ત્ર મોક્ષસાધનના પ્રકાશન માટે નહિ, પરંતુ ધર્મના પ્રતિપાદન માટે જ રચવામાં આવેલું હોય તે પણ "સ્મૃતિ"જ કહેવાય. આ અર્થમાં મનુ "સ્મૃતિ" શબ્દને "ધર્મશાસ્ત્ર" શબ્દના પર્યાય તરીકે ગણે છે.[૧]

આ સંકુચિત અર્થમાં પણ સ્મૃતિસાહિત્યના બે વિભાગ છેઃ ૧. ધર્મસૂત્રો, ગૌતમ, બૌધાયન, આપસ્તંબ, હિરણ્યકેશિન્, વસિષ્ઠ વગેરેનાં, ગદ્યપદ્ય મિશ્રિત, મુખ્યત્વે સૂત્રાત્મક અને ગાથાઓથી ઉદાહૃત. ૨. સ્મૃતિઓ જ માત્ર, મનુ, યાજ્ઞવલ્કય, હારિત, શંખ, લિખિત, વિષ્ણુ, નારદ વગેરે માત્ર શ્લોકબદ્ધ ભાષામાં રચાયેલી, વાલ્મીકિના રામાયણ પછીની.

"શ્રુતિ" અને "સ્મૃતિ" વચ્ચેનો ભેદ સ્પષ્ટ સ્વરૂપે વેદવ્યાસના નીચેના વચનથી સ્પષ્ટ થાય છેઃ

स पृष्टः स्मृतिमान् स्मृत्वा स्मृतिं वेदार्थगर्भिताम्।
उवाचाथ प्रसन्नात्मा मुनयः श्रूयतामिति॥[૨]

આમ સ્મૃતિઓ ઋષિઓએ સ્મરણ કરીને લખેલી છે, અને તેમાં વેદના અર્થનો સમાવેશ કરવામાં આવ્યો છે.

"સ્મૃતિ" શબ્દમાં એક બીજું અંગ સમાવિષ્ટ થાય છે, તે જોવા જેવું છે. આપણે સૌ સારી પેઠે જાણીએ છીએ કે મહાભારત એ "ઇતિહાસ" કહેવાય છે. શાંતિપર્વ અને આનુશાસનિકપર્વમાં ભીષ્મ પિતામહે યુદ્ધ પછી યુધિષ્ઠિરને થયેલી ગ્લાનિ દૂર કરવા માટે ધર્મ સમજાવ્યો છે. તેમાં એટલી સ્મૃતિઓ, એટલા ધર્મશાસ્ત્રગ્રન્થો, અને અર્થશાસ્ત્રગ્રન્થોના આધાર લીધા છે અને ધર્મના વિષય ઉપર વિશેષે કરીને રાજધર્મ ઉપર એટલા દેશકાલોચિત અભિપ્રાયો આપ્યા છે અને મહાભારતનાં બીજાં

૧. મ. સ્મૃ. ૨. ૧૦ (ગુ. પ્રેસ. પૃ. ૪૮).
૨. વ્યાસસ્મૃતિ ૧. ૨ (આનંદાશ્રમ સંસ્કૃત ગ્રન્થમાળા અંક ૪૮, પૃ. ૩૫૭).

પર્વોમાં પણ પાંડવો અને કૌરવોનાં ચરિત્રોને અંગે ધર્માધર્મનો એટલો બધો વિચાર કરેલો છે કે તે પણ ધર્મશાસ્ત્રનો એક મહાન ગ્રંથ થઈ પડયો છે. અને બાદરાયણનાં સૂત્રો જોતાં એ વસ્તુ સ્પષ્ટ પણ થાય છે કે તેમાં ભગવદ્ગીતા વગેરેને "સ્મૃતિ" તરીકે સ્વીકારવામાં આવેલ પણ છે.

રામાયણ એ એક બીજો "ઇતિહાસ" ગ્રંથ છે. તેમાં પણ તત્કાલીન ધર્મશાસ્ત્રો અને અર્થશાસ્ત્રોના નિયમો અને પ્રચલિત રૂઢિઓ પ્રતિબિંબિત થયેલી છે; તેથી જોકે તે સ્પષ્ટપણે ધર્મશાસ્ત્ર નથી, છતાં આર્યપ્રજાના આદર્શ-જીવનમાં તે ઘણો ભાગ ભજવતો હોવાથી તે પણ ધર્મશાસ્ત્રનો એક ગ્રંથ ગણાઈ ચૂકયો છે.

સ્મૃતિ ગ્રંથો અનેક ઋષિઓના પ્રયોજેલા મળે છે. એથી કેટલાંક વિધાનોમાં નિર્ણયાત્મક ખુલાસો આપવાના વિષયમાં ભારે મુશ્કેલી ઊભી થાય છે. આ મુશ્કેલી અત્યારની જ નથી, પ્રાચીનકાળમાં પણ એવી સ્થિતિ હતી. વ્યાસનું નીચેનું અવતરણ જુઓ:

**तर्कोऽप्रतिष्ठः स्मृतयो विभिन्ना नैको ऋषिर्यस्य मतं प्रमाणम् ।**
**धर्मस्य तत्त्वं निहितं गुहायां महाजनो येन गतः स पन्थाः ॥**

એ મુશ્કેલીઓ કેવી રીતે દૂર કરવી તેને લગતા વિશેષ નિયમો નથી, પરંતુ મીમાંસાશાસ્ત્રના નિયમો તેને લાગુ કરવાની પદ્ધતિ જ્યારથી ટીકાઓ અને નિબંધો લખાતા થયા ત્યારથી ચાલુ છે.

**(૩) સ્મૃતિકાળની મર્યાદાઓ:**—અત્યારે જે સ્મૃતિગ્રંથો મળે છે, તે જોકે તેટલા પ્રાચીન નથી, પણ મૂળ જે માનવધર્મશાસ્ત્ર હતું તે ઘણું પ્રાચીન હતું. અત્યારની જે મનુસ્મૃતિ મળે છે, એ મનુના શિષ્ય ભૃગુની રચેલી છે. તેનો મુખ્ય આધાર માનવધર્મશાસ્ત્ર ઉપર હોવાની શકયતા છે. આ વિષયમાં ડૉ. બ્યૂલર, મૅક્ષમ્યૂલર, કાણે વગેરેએ પુષ્કળ ચર્ચા કરી અમુક અમુક મતોની સ્થાપના કરી છે. The Source of Legal Obligation,[૧] એ શીર્ષક નીચે લખેલા અને નાગપુરમાં ભરાયેલી ૧૩મી ફિલોસોફિકલ કૉન્ગ્રેસ આગળ વંચાયેલા મારા નિબંધમાં આ વિષય ઉપર મેં વિસ્તૃત ચર્ચા કરેલી છે.

ધર્મશાસ્ત્રો એ મૂળ કલ્પસૂત્રોની અંતર્ગત હતાં. તે કલ્પસૂત્રગ્રંથોનાં પાછળથી શ્રૌત, ગૃહ્ય અને ધર્મસૂત્રો એવા વિભાગો થયેલા છે. આ વિભાગો તદ્દન નિરાળા નહિ, પરંતુ એકબીજાના પ્રદેશ ઉપર આક્રમણ કરતા છે.

૧. Procceedings of the Thirteenth Ind. Philo. Congress. pp. 49–94, at 55–56.

સૂત્રો માટે એમ કહેવાય છે કે વેદની જેટલી શાખાઓ હતી, તેટલાં તે હતાં.[1] આ સૂત્રોમાં પ્રાચીનમાં પ્રાચીન ગૌતમસૂત્ર ઇ. સ. પૂર્વે ૭મા શતકમાં રચાયેલું મનાય છે, અને અર્વાચીનમાં અર્વાચીન વાસિષ્ઠધર્મસૂત્ર પણ ઇ. સ. પૂર્વે ૩જા સૈકાની પછીનું તો નથી જ. આથી જે સ્મૃતિકાળ વિષે નિર્દેશ કરવાનો છે, તેનો આરંભ ઇ. સ. પૂર્વે ૨જા સૈકામાં થયેલો હોવો જોઇએ એમ અનુમાન થાય છે.

એ ઇ. સ. પૂર્વેનો બીજો સૈકો એટલે મૌર્યસામ્રાજ્યની પડતી અને તેના ભાગલા થવાનો કાળ. ઇતિહાસ[2] કહે છે કે અશોકના મરણ પછી એટલે ઇ. સ. પૂ. ૨૩૨ પછી મગધની ગાદી ઉપર ૫૦ વર્ષમાં સાત રાજા થઈ ગયા. તેઓમાંના છેલ્લા બૃહદ્રથને મારીને તેનો સેનાપતિ પુષ્યમિત્ર ગાદી ઉપર બેઠો અને તેણે શુંગવંશની શરૂઆત કરી. (ઇ. સ. પૂ. ૧૮૫). તેણે બૌદ્ધ રાજાઓના વખતમાં જે ધાર્મિક ગેરવ્યવસ્થા ચાલતી હતી, તેનો પણ અંત આણ્યો અને પુનર્વ્યવસ્થા સ્થાપી. મનુસ્મૃતિ પહેલાં બીજી કેટલીક માત્ર ધાર્મિક દૃષ્ટિએ રચાયેલી અંગિરસ્, અત્રિ, ગોભિલ, યમ, શાતાતપ, શંખલિખિત, સંવર્ત વગેરે સ્મૃતિઓ હતી; પરંતુ તેમાંથી કેટલીકમાં માત્ર પ્રાયશ્ચિત્ત, અગર માત્ર આચાર, અગર એ બંનેને લગતા નિયમો છે. કેટલીકમાંથી વ્યવહારને લગતા કોઈક કોઈક નિયમો મળી આવે છે; પરંતુ તે બહુ જ થોડા અને ગૌણ છે.

આ સ્મૃતિઓમાં ભૃગુપ્રણીત "મનુસ્મૃતિ" એ જ સૌથી પહેલી સ્મૃતિ છે કે જેમાં બધા વર્ણો અને બધા આશ્રમો, અને તેને લગતા આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિત્ત, એ બધા વિષયોને લગતા નિયમો છે. આ સ્મૃતિ પુષ્યમિત્રના સમયમાં ખાસ રચાયેલી હોય એ બનવા જોગ છે; કારણકે વર્ણાશ્રમધર્મ તે વખતે ફરીથી ચાલુ કરવાનો હતો. આથી જ સ્મૃતિકાળનો આરંભ ૨જા સૈકામાં ભૃગુપ્રણીત મનુસ્મૃતિ રચાઈ ત્યારથી થયો એમ માનવાને સબળ કારણ છે.

આ પ્રમાણે જે સ્મૃતિરચના શરૂ થઈ, તે ઇ. સ. પછીના આઠમા સૈકા સુધી ચાલી હોય એમ જણાય છે; કારણકે ઇતિહાસ કહે છે કે શુંગવંશનો અમલ ઇ. સ. પૂર્વે ૧૮૫ થી ૭૩ લગી રહ્યો હતો.[3] શુંગવંશના છેલ્લા રાજા

૧. પ્રજા. સ્મૃ. ૬ (આ. સં. ગ્ર. અં. ૪૮, પા. ૯૦)

૨. Ancient Indian History and Civilization by B. C. Majumdar, Ch. II. pp. 141–45.

૩. તેજ, પા. ૧૪૫.

દેવભૂતિને તેના અમાત્ય વસુદેવે માર્યો હતો અને પોતાના ગોત્રના નામનો કણ્વવંશ સ્થાપ્યો હતો. તે વંશનો અમલ ૪૫ વર્ષ રહ્યા અને ઇ. સ. પૂર્વે ૨૭માં આંધ્ર રાજા શિમુકે તેના છેલ્લા રાજા સુશર્મનનો પરાજય કરીને આંધ્ર સામ્રાજ્યની શરૂઆત કરી હતી.[1] આ આંધ્રવંશનો અમલ ઇ. સ. ૨૨૫ લગી ચાલ્યો હતો, જોકે તેમની સત્તા શક લોકોના આક્રમણને લીધે ઇ. સ.ની શરૂઆતથી નબળી પડી ગઈ હતી. ઇ. સ. ૨૨૫થી ૩૨૦ લગીમાં મગધમાં કોની સત્તા ચાલતી હતી તે બાબતમાં સ્વ. કે. પી. જયસ્વાલના સંશોધન છતાં પણ હજી મતભેદ ચાલુ જ છે. આંધ્ર રાજ્યના પડી ભાગવા પછી ચંદ્રગુપ્ત પહેલાએ ઇ. સ. ૩૨૦માં મહારાજાધિરાજ પદવી ધારણ કરી ત્યારથી ગુપ્ત સામ્રાજ્યની શરૂઆત થઈ હતી. એ સામ્રાજ્ય સમુદ્રગુપ્તે બહુ વધાર્યું હતું. ચંદ્રગુપ્ત બીજાએ શકોની સત્તા નાબૂદ કરીને વ્યવસ્થા સ્થાપી હતી અને કુમારગુપ્ત, સ્કંદગુપ્ત, અને પુરુગુપ્તે જે રાજ્યસત્તા જાળવી રાખી હતી તે પછી બુધગુપ્તના કાળમાં (ઇ. સ. ૫૦૦) હૂણોના આક્રમણને લીધે તૂટી.

ત્યાર પછી મગધમાં જોકે બીજા ૧૧ ગુપ્તો થઈ ગયા, તોપણ તે સામ્રાજ્યમાંથી કાઠિયાવાડમાં મૈત્રક ભટ્ટારકે, થાણેશ્વરમાં પ્રભાકરવર્ધને અને કામરૂપમાં પુષ્યવર્મને, એ પ્રમાણે પોતપોતાનાં સ્વતંત્ર રાજ્યો સ્થાપ્યાં હતાં. બંગાળમાં એક સ્વતંત્ર રાજ્ય હતું. થાણેશ્વરમાં પાછળથી યશોધર્મન નામે રાજા થયો હતો, તેણે મિહિરકુલની સરદારી નીચેના હૂણોને હાંકી કાઢ્યા હતા (ઇ. સ. ૫૩૦). એનો વંશ હર્ષવર્ધનના મરણ સુધી ચાલ્યો (ઇ. સ. ૬૪૭); પરંતુ રાજ્યવર્મનના મરણ પછી તેની ગાદી કનોજમાં સ્થપાયેલી હતી. એના સમયમાં હુએન્‌-શાંગ નામનો ચીનાઇ યાત્રાળુ હિંદમાં આવેલો અને લગભગ ૧૫ વર્ષ સુધી રહેલો. ઇ. સ ના ૮મા સૈકાની શરૂઆતમાં કનોજની ગાદી ઉપર એક પ્રતાપી રાજા યશોવર્મન નામનો બેઠો હતો. તેણે પોતાનું રાજ્ય પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણમાં વધાર્યું હતું. ઉત્તરમાં કાશ્મીરનો રાજા લલિતાદિત્ય મુક્તાપીડ પણ તેવો જ પ્રતાપી હતો. તેની જોડે સંધિ કરીને તેણે તિબેટના સૈન્યને હરાવીને હાંકી કાઢ્યું હતું; પણ પાછળથી તે બંને જ પરસ્પર લઢયા હતા અને લડાઈમાં યશોવર્મન મરાયો હતો અને તેનું રાજ્ય કાશ્મીરને તાબે થયું હતું (ઇ. સ. ૭૪૦). લલિતાદિત્યે માળવા અને ગુજરાત પણ સર કર્યા હતાં; પણ દક્ષિણના ચાલુક્યોની સામે તે ફાવ્યો નહોતો. આખરે તે ઇ. સ. ૭૬૦માં મરણ પામ્યો હતો. આથી આશરે ૫૦ વર્ષ અગાઉ

૧. તેજ, પા. ૧૫૫–૧૫૬

હિંદના ઉત્તર-પશ્ચિમ ખૂણાના સિંધ પ્રદેશમાં ખલીફ વહીદનો સરદાર મહમ્મૂદ કાસીમ સિંધના રાજા દાહીરને શિક્ષા કરવા માટે તે પ્રદેશ ઉપર ચઢી આવ્યો હતો અને તેને મારી પહેલી જ વાર હિંદમાં મુસલમાની અરબરાજ્ય સ્થાપ્યું હતું. એ અરબો આગળ વધવા પ્રયત્ન કરતા હતા, પરંતુ લલિતાદિત્યે તેમને સિંધુની પૂર્વે આવતાં, માળવાના ગુર્જર પ્રતીહાર રાજા નાગભટ્ટે માળવામાં પેસતાં અને બદામીના ચાલુક્ય રાજા વિક્રમાદિત્ય બીજાએ દક્ષિણ તરફ વધતાં રોકેલા. ઇ. સ. ૭૨૫માં તેઓ કચ્છ, કાઠિયાવાડમાં તો પેસી જ ગયેલા, છતાં ત્યાં કાંઈ રાજ્ય સ્થાપેલાં નહિ.[૧]

ગુપ્ત સામ્રાજ્ય પૂર જોસમાં હતું તે વખતે વરાડની પાસે વાકાટક વંશના રાજાઓ રાજ્ય કરતા. તે વંશનો ૪થો રાજા રુદ્રસેન બીજો ચંદ્રગુપ્ત બીજાની છોકરી શ્રી. પ્રભાવતીને પરણ્યો હતો. એ વંશનો અંત પણ લગભગ ગુપ્તવંશની જોડે જ આવ્યો હતો. ત્યારપછી થોડે વખતે (ઇ. સ. ૫૫૦)માં પુલકેશી નામના ચાલુક્યે દક્ષિણમાં બીજાપુર પાસે બદામીમાં પોતાની રાજધાની કરીને થોડો પ્રદેશ મેળવ્યો હતો; અને તે જ વંશના વિક્રમાદિત્ય બીજાએ અરબોને દક્ષિણમાં આક્રમણ કરતા અટકાવ્યા હતા. આ વંશના મહત્ત્વનો અંત ઇ. સ. ૭૫૩માં રાષ્ટ્રકૂટોએ આણ્યો હતો. આ સિવાય દક્ષિણમાં પલ્લવોનું રાજ્ય કાંચીની આસપાસ હતું. તે વંશના સિંહવિષ્ણુએ ૬ઠ્ઠા સૈકાના અંતના ભાગમાં ચેર (કેરલ), ચૌલ, પાંડ્ય અને સીલોન સુધી પોતાની સત્તા વધારી હતી; પરંતુ ચાલુક્યવંશના પુલકેશી બીજાએ તેમના લશ્કરને સજ્જડ હાર ખવરાવી હતી. આમ છતાં તેના મરણ (ઇ. સ ૬૪૧) પછી નૃસિંહવર્મા ૧લાએ બદામીમાંથી પલ્લવોને હાંકી કાઢ્યા હતા. વિક્રમાદિત્ય પહેલાએ પોતાના બાપનું રાજ્ય થોડા જ વખતમાં મેળવ્યું હતું. તે રાજ્ય ફરી ઇ. સ. ૭૫૩ લગી ચાલ્યું હતું અને રાષ્ટ્રકૂટોએ તેનો અંત આણ્યો હતો.[૨]

મગધનું સામ્રાજ્ય નબળું પડયું ત્યારથી જેમ એક તરફથી પૂર્વમાં શુંગવંશની સત્તા બેઠી તેમ પશ્ચિમમાં એટલે વાયવ્ય ખૂણાની સરહદના પ્રાંતમાં તથા પંજાબના પશ્ચિમના ભાગમાં બેક્ટ્રિઆના ગ્રીક લોકોએ પોતાની સત્તા જમાવી હતી. તેમની રાજધાની શાકલ અથવા શિયાલકોટમાં હતી. મિલિંદ અથવા મિનેન્ડર નામના ગ્રીક રાજાએ બૌદ્ધધર્મનો સ્વીકાર

૧. તેજ, પા. ૩૧૫-૬૬.
૨. તેજ, પા. ૩૬૭-૭૭.

કર્યો હતો. મિલિંદાપન્હા નામના પાલી પુસ્તકમાંનો મિલિન્દા એ મિનેન્ડરજ છે. તેની સત્તા નબળી પડતાં પાર્થિઅન લોકોએ તે દિશા તરફથી આક્રમણ કર્યું હતું. વળી હ્યુએચી નામની એક જંગલી પ્રજાએ શક લોકોને શાકિસ્તાનમાંથી હાંકી કાઢયા હતા, તેમણે પણ હિન્દ તરફ પોતાના પગલાં વાળ્યાં હતાં. અને તક્ષશિલા અને મથુરામાં પોતાનાં થાણાં નાખ્યાં હતાં. મથુરાના ક્ષત્રિયો રજપૂતાના અને કાઠિયાવાડ લગી પહોંચ્યા હતા. થોડે વખતે હ્યુએચી પ્રજાને પણ શાકિસ્તાન છોડવું પડયું, એટલે તે પ્રજા પણ હિન્દ તરફ આવી. આમાંનો કનિષ્ક નામનો એક મહાપ્રતાપી રાજા હતો. તેણે પુષ્પપુરની પાસે પોતાની રાજધાની સ્થાપી હતી. તેણે બૌદ્ધધર્મ સ્વીકાર્યો હતો અને તેને ઘણું ઉત્તેજન આપ્યું હતું. તેનું રાજ્ય કાશ્મીર, સિંધ, ગંગાનો પ્રદેશ, રજપૂતાના અને માળવા સુધી વધ્યું હતું. એના પછી વાશિષ્ક, હુવિષ્ક અને વાસુદેવ એ ત્રણ રાજા થયા હતા. એ રાજ્યનો અંત આંધ્રોને લીધે આવ્યો હશે એમ અનુમાન થાય છે.

આ પ્રમાણે થોડા વખતને માટે અને થોડા ભાગમાં બૌદ્ધધર્મનો પ્રચાર વધેલો. તે સિવાય ઉપર્યુક્ત રાજ્યક્રાંતિઓ થયા છતાં બધા વંશના રાજાઓ, શુંગ, કણ્વ, આંધ્ર, ગુપ્ત, કનોજિયા, કાશ્મીરી, ચાલુકયો વગેરે સર્વ હિંદુ હોવાને કારણે તથા શકોએ હિંદુધર્મ સ્વીકાર્યો હોવાને લીધે દેશકાલને અનુસરીને જુદી જુદી સ્મૃતિઓની રચના ચાલુ રહી હતી. મનુસ્મૃતિ પછી જે બીજી મહાન વ્યવસ્થિત અને વિસ્તૃત સ્મૃતિ રચાઈ હતી અને જેનો આધાર આજ લગી માન્ય રાખવામાં આવે છે, તે યાજ્ઞવલ્કયસ્મૃતિ ઈ. સ. ના ૪ થા સૈકાના અરસામાં મિથિલામાં રચાઈ હશે એમ માનવાને તેમાંથી જ કારણ મળે છે. આ યાજ્ઞવલ્કય તે શતપથવાળા, જનકના ગુરુ, પ્રસિદ્ધ વિદુષી મૈત્રેયીના પતિ નહિ, પરન્તુ તે નામ ધારણ કરનાર અન્ય ઋષિ હતા, એમ મારું માનવું છે. એ પણ બનવાજોગ છે કે ગુપ્તસામ્રાજ્યની ચઢતીના કાળમાં ૪ થા સૈકામાં જ્યારે 'ભારત'નું "મહાભારત" થયું અને 'રામચરિત'માંથી 'રામાયણ' થયું, તે જ સમયમાં રાજ્યના આશ્રય નીચે તે રચાઇ હશે. પરંતુ આ સિવાય અનેક સ્મૃતિઓ ઠેઠ સાતમા–આઠમા સૈકા સુધી રચાયાં કરતી હતી. તેની એકંદર સંખ્યા ૧૩૦ થી ૧૫૦ જેટલી હાલની માહિતી પ્રમાણે થવા જાય છે. કદાચ તેથી પણ વધારે હોય. તેમાં મુખ્ય કાત્યાયન, વ્યાસ, પ્રજાપતિ, દેવલ, શંખલિખિત, હારિત, વૃદ્ધ હારિત, પરાશર, બૃહસ્પતિ અને નારદની

છે. આમાંની છેલ્લી ડૉ.. બ્યૂલરના અભિપ્રાય પ્રમાણે ૭ મા સૈકામાં રચાયેલી હશે. કદાચ તે હર્ષવર્ધનના આશ્રય નીચે પણ લખાયેલી હોય કારણ ગુપ્ત સામ્રાજ્ય તૂટયા પછી એનાજ કાળમાં સનાતનધર્મ પુનઃ સ્થાપિત કરવાના પ્રયાસો થયા હતા.

આ બધી સ્મૃતિઓમાં આચાર, વ્યવહાર, અને પ્રાયશ્ચિત્તના નિયમોજ છે. દેવલસ્મૃતિમાં માત્ર પ્રાયશ્ચિત્તનો જ વિષય ચર્ચેલો છે અને તે પણ માત્ર કોઈ પુરુષ અગર સ્ત્રીને મ્લેચ્છ, ચાંડાલ કે દસ્યુ લોકો ઉપાડી ગયા હોય, પોતાના ઘરમાં રાખ્યાં હોય, તેમની પાસે અકર્મ કરાવ્યાં હોય અને તેથી તેઓનો ધર્મ લુપ્ત થયો હોય તો તે કયાં કયાં પ્રાયશ્ચિત્તથી શુદ્ધ થઈ શકે, તે જ વિષય માત્ર ચર્ચ્યો છે. નારદ અને બૃહસ્પતિની સ્મૃતિઓ તો જાણે માત્ર વ્યવહારના ૧૮ વિભાગોને લગતા નિયમો પૂરતીજ રચાઇ હોય તેવી છે.

આથી સ્મૃતિકાળ એટલે આશરે ઇ. સ. પૂર્વે ૨ જા સૈકાથી ઈ. સ. પછી ૮ મા સૈકા સુધીનો, એટલે જ્યારથી મુસલમાનોએ હિંદમાં આક્રમણ કરવા માંડયાં, અનેક રાજ્યક્રાંતિઓને લીધે ગુપ્ત સામ્રાજ્ય વખતની વર્ણવ્યવસ્થા અસ્તવ્યસ્ત થઈ ગઈ અને સનાતન ધર્મનો કેટલાંક પ્રાંતોમાં લોપ થઈ ગયો અને તેના પુનરુજ્જીવનને માટે કુમારિલ, પ્રભાકર, મંડનમિશ્ર, શંકર અને સુરેશ્વરે ભગીરથ પ્રયત્નો આદર્યા અને તે પ્રયત્નોના સમર્થન માટે અને ચિરસ્થાયીપણા માટે તેમના અનુયાયીઓએ ટીકાઓ લખવાનો આરંભ કર્યો ત્યારસુધીનો, કાળ છે. અત્યાર સુધીની માહિતી પ્રમાણે મેધાતિથિની મનુસ્મૃતિ ઉપરની ટીકા તથા સુરેશ્વર અથવા વિશ્વેશ્વરની યાજ્ઞવલ્કયસ્મૃતિ ઉપરની ટીકા ૯ મા સૈકાના આરંભમાં રચાઇ હતી. આથી સ્મૃતિકાળ એટલે તે લગભગ ૧૦૦૦ વર્ષનો ગાળો કે જેમાં બ્રાહ્મણો દેશકાળને અનુકૂળ ફેરફારો સાથેનવાં ધર્મશાસ્ત્રો રચવા માટે પોતાને સ્વતંત્ર માનતા હતા અને તે પ્રમાણે કરતા હતા. સ્વતંત્ર માનતા હતા તેમ કહેવાનું કારણ એ છે કે ધર્મને લગતા નિયમોમાં દેશકાળાનુસાર ફેરફાર કરતાં તેમને એમ બ્હીક ન્હોતી લાગતી કે તે પ્રમાણે ચાલવાથી લોક અધર્મી થઈ જશે. પ્રાયશ્ચિત્તવિભાગ જોતાં લાગે છે કે હિંદુ ધર્મનાં મૂળ દઢ કરવાના ઉપાયો યોજવાના વિષયમાં તેમણે નિર્દિષ્ટ કરેલી અનેક પ્રકારની છૂટછાટ એટલી દીર્ઘ દષ્ટિથી રચાયેલી છે કે જો તે પ્રમાણે હમણાં વર્તન કરવામાં આવે તો આપણે જે અનેક સામાજીક મુશ્કેલીઓ વેઠી રહ્યા છીએ તેનો ઝટ ઉકેલ થઈ જાય.

નિર્દિષ્ટ સ્મૃતિકાળમાં વિદેશી પ્રજાઓનાં આક્રમણ કાંઈ ઓછાં નથી થયાં. તે છતાં સનાતન ધર્મ ટકી રહ્યો તે તેમની એ દીર્ઘદષ્ટિને જ આભારી છે.

(૪) **'સંસ્કૃતિ' શબ્દનો અર્થ અને પ્રકૃત કાળની સંસ્કૃતિના જ્ઞાન માટેનાં સાધનો:**—ઉપલા ૧૦૦૦ વર્ષના ગાળામાં હિન્દમાં જે સંસ્કૃતિ પ્રચલિત હતી તે કેવી હતી તે સમજાવવું અને તે ઉપરથી શો બોધ લેવા જેવો છે તે સમજાવવું તે આ વ્યાખ્યાનનું પ્રયોજન છે પરન્તુ તે કરતા પહેલાં 'સંસ્કૃતિ' એટલે શું તે બરોબર સમજાવવાની જરૂર છે. એ શબ્દ દેખીતી રીતે **संस्कृ** ધાતુને **क्तिन्** પ્રત્યય લાગ્યાથી થયેલું ક્રિયાવાચક નામ છે. વળી **संस्कृ** ધાતુ પણ **कृ** એ શુદ્ધ ધાતુને **सम्** ઉપસર્ગ લાગ્યાથી થયેલો વિકૃત ધાતુ છે. તેમાં **सम्** નો અર્થ **सम्यक्** અથવા **समन्तात्** (બરોબર અથવા બધી તરફથી) છે. તેથી 'સંસ્કરણ' એટલે બરોબર (પૂર્ણ) કરવાનું અથવા બધી તરફથી (પૂર્ણ) કરવાનું કૃત્ય અને 'સંસ્કૃતિ' એટલે જે ક્રિયાથી તે થઈ શકે તે ક્રિયા; અર્થાત્ અમુક સ્વરૂપ જે પૂર્ણ માનવામાં આવતું હોય તે આપવા માટે જે ક્રિયા કરવામાં આવે તે. જ્યારે તે શબ્દ કોઈ પ્રજાના સંબંધમાં વાપરવામાં આવે છે ત્યારે તેનો અર્થ 'કોઈએક વિશિષ્ટ જાતની કેળવણી કે જેથી તે પ્રજાના આચારવિચારમાં અમુક જાતનું વલણ આપોઆપ આવે' તે થાય છે. આમાં રહેણીકરણી, રીતભાત, વિચારસરણી અને ભાષાનો પણ સમાવેશ થાય છે.

'સંસ્કૃતિ' શબ્દનો આવો અર્થ હોવાને લીધે મનુષ્ય જાતિઓમાંના જુદા જુદા ભેદપરત્વે અને એક જાતિની સંસ્કૃતિમાં પણ દેશકાળપરત્વે ભેદો સંભવે છે. કારણ કે મનુષ્ય જાતિનો શો આદર્શ હોવો જોઈએ અને તે આદર્શને પહોંચવા માટે કયા કયા સંસ્કાર આપવાની જરૂર છે એ બાબતમાં મતભેદને પુષ્કળ અવકાશ છે. વાસ્તવિક રીતે પરિપૂર્ણતા સર્વાંશે તો પરમાત્મામાં જ સંભવી શકે અને તેનામાં તો તે સ્વતઃસિદ્ધ જ છે, તેને કોઈ સંસ્કાર આપવાની જરૂર નથી અને જરૂર હોય તોપણ તેનાથી કોઈ તત્ત્વ શુદ્ધતર ન હોવાને લીધે તેને કોઈ સંસ્કાર આપી શકે નહિ; ઊલટું તે પોતે જ સંસ્કાર માત્રનું પરમ ધ્યેય બની રહે છે. તેના સ્વરૂપ વિષેનો ખ્યાલ સર્વ મનુષ્યને સદાકાળને માટે એક સરખો હોઇ શકે નહિ, કારણ કે **मुण्डे मुण्डे मतिर्भिन्ना** એ જો કે સર્વાંશે ખરું નથી તોપણ સમાજ-નેતાઓ, શિષ્ટો, સુશિક્ષિતોને માટે તો તે ખરું જ છે, એમ આપણો અનુભવ કહે છે. ગમે તેવા સંસ્કાર આપવામાં આવે તોપણ દરેક મનુષ્ય

જીવનમાં તેની પ્રકૃતિ થોડો ઘણો ભાવ ભજવ્યા વગર રહેતી નથી જ. તે છતાં તે મનુષ્યને અમુક જાતના સંસ્કાર મળ્યા હોય તો જો કે તે પ્રમાણે કદાચ તે પૂર્ણપણે વર્તી શકે નહિ તોપણ તેની પ્રકૃતિમાં રહેલી કમજોરતા તેના વર્તનથી બીજાને દેખાઇ ન આવે એટલી ખબરદારી જે રાખી શકે તે મનુષ્ય પણ સંસ્કારી મનુષ્ય તરીકે પોતાની પ્રતિષ્ઠા જમાવી શકે છે. દરેક સમાજના નેતા પોતાના સમાજના દરેક અંગને આ સ્થિતિએ પહોંચાડવા માટે પોતાના જ્ઞાન, અનુભવ અને વિચારની મદદથી કોઇક યોજના ઘડીજ કાઢે છે અને પોતાની સત્તાનો ઉપયોગ કરીને તેને અમલમાં મૂકેજ છે. કેટલીક વખતે કોઈ સમાજનું વિશિષ્ટ અંગ પોતાના વ્યક્તિપ્રભાવથી અથવા સમૂહબળથી એક જાતની સંસ્કૃતિમાં માનનારા ઉપર વિજય મેળવી તેમને દબાવી અથવા તેમનો નાશ કરી પોતાના વિચાર પ્રમાણેની સંસ્કૃતિ ચાલુ કરે છે. આ પ્રમાણે હાલ જેમ ફેસિઝમ ઉર્ફે નાઝિઝમ, કૉમ્યુનિઝમ અને કૅપિટેલિઝમ ઉર્ફે ઇમ્પીરિયલેઝમ એ જુદા જુદા ધ્યેય ઉપર રચાયેલી સંસ્કૃતિઓ વચ્ચે ઘર્ષણ પણ થાય છે અને એકનો વિજય અને બીજીનો પરાભવ પણ થાય છે તેમ દરેક કાળે બનવા સંભવ છે. પરન્તુ તે ઉપરથી એક જાતની સારી અને બીજી જાતની નઠારી એમ કહી શકાય નહિ, કારણ કે એક જાતની સંસ્કૃતિથી મનુષ્યના એક જાતના ગુણો ખીલી નીકળે છે અને બીજી જાતનીથી બીજી જાતના ખીલી નીકળે છે અને પ્રત્યેકથી કાંઈ ને કાંઈ ખામીઓ તો રહી જાય છે જ. છતાં એટલું તો ખરું જ કે મનુષ્યના અનુભવ પ્રમાણે વ્યવહારમાં અભિવ્યક્ત થતાં સનાતન અને શાશ્વત (સત્યનાં) કેટલાંક સ્વરૂપો છે તે ધ્યાનમાં રાખીને રચાયેલી જે સંસ્કૃતિ હોય, તુલનાત્મક અભ્યાસને પરિણામે જે સંસ્કૃતિનાં બીજ કાળબળને પણ સ્વાહા કરી જઇને ફરી પાછાં ઊગી નીકળે છે એમ ખાત્રી થતી હોય તે સંસ્કૃતિ સર્વોત્કૃષ્ટ ગણાવવી જોઇએ, પછી ભલે કોઇ અજ્ઞાનને લીધે, કોઈ મોહને લીધે કે પૂર્વગ્રહને લીધે તે વાત કબૂલ ન કરે અથવા ભલે કોઈ વિશિષ્ટ દેશનો સમાજ તે માટેની યોગ્યતાના અભાવે તેનો અંગીકાર ન કરે.

હવે કોઈ પણ સંસ્કૃતિ તેવા સત્યના સિદ્ધાન્ત ઉપર રચાયલી છે કે કેમ તે તેમાં અન્તર્ગત આદર્શ ઉપરથી સમજાય છે. માટે જે સ્મૃતિકાળની સંસ્કૃતિનું સ્વરૂપ આજનો વિષય છે તે સંસ્કૃતિ કેવા આદર્શ ઉપર રચાયેલી છે તેનો વિચાર કરવાનું પ્રાપ્ત થાય છે. પરંતુ તે તપાસતા પહેલાં તે તપાસ માટે આપણી પાસે કેટલાં સાધનો છે તેનો ખુલાસો

કરવાની જરૂર છે. અગાઉ 'સ્મૃતિ' શબ્દનો અર્થ તથા તેના કાળની મર્યાદાઓ નક્કી કરી હતી ત્યારે કહેવામાં આવ્યું હતું તે પ્રમાણે જો કે અનેક રાજ્યક્રાંતિઓને લીધે અને પરધર્મીઓનાં હિન્દ ઉપરનાં અનેક આક્રમણોને લીધે આપણા સાહિત્યમાંનો મોટો ભાગ નષ્ટ થઈ ગયો છે, છતાં જે નાનો ભાગ રહ્યો છે તે જેટલો ધાર્મિક દૃષ્ટિએ ઉપયોગી છે તેટલો જ ઐતિહાસિક દૃષ્ટિએ પણ ઉપયોગી છે. તેથી 'સ્મૃતિ' શબ્દના અર્થમાં જે જે સાહિત્યનો સમાવેશ થાય છે તે તે સર્વ સાહિત્ય તે કાળની સંસ્કૃતિનો આદર્શ સમજવા માટે આપણને ઉપયોગી થઈ પડે છે, એટલે કે જે સ્મૃતિગ્રંથો ઉપલબ્ધ છે, તે ઉપરાંત રામાયણ અને મહાભારત એ ગ્રંથો પણ આ કામને માટે ઉપયોગી છે.

આ સિવાય સંસ્કૃત ભાષામાં ગ્રંથો રચનારા જે અનેક વિદ્વાન અને દીર્ઘદર્શી કવિઓ, ચરિત્રલેખકો, નાટકકારો, શાસ્ત્રપ્રણેતાઓ વગેરે થઈ ગયા છે તેઓમાંનો મોટો ભાગ આજ કાળખંડમાં થઈ ગયો છે. ઉદાહરણાર્થે કવિઓ પૈકી ભાસ, કાલિદાસ, ભવભૂતિ, ભર્તૃહરિ, વિશાખદત્ત, બાણ, માઘ, દંડી, શ્રી હર્ષ વગેરે; કથાકાર પૈકી ગુણાઢ્ય વગેરે; કોશકાર પૈકી અમરસિંહ વગેરે; વૈયાકરણી પૈકી પતંજલિ; તત્ત્વદર્શીઓ અને તત્ત્વપ્રતિપાદકો પૈકી કણાદ, અક્ષપાદ, ઇશ્વરકૃષ્ણ, પતંજલિ, બાદરાયણ, ગૌડપાદ વગેરે; આયુર્વેદ ગ્રન્થકારો પૈકી ચરક, સુશ્રુત અને વાગ્ભટ, જ્યોતિર્વિદો પૈકી વરાહ-મિહિર, આર્યભટ્ટ, વગેરે સર્વ આજ ૧૦૦૦ વર્ષના ગાળામાં થઇ ગયેલા હોવા જોઈએ એમ માનવાને કારણો છે. એમની દરેકની કૃતિમાંથી તત્કાલીન સંસ્કૃતિના મૂળભૂત સિદ્ધાંતો વિષે અનેક પુરાવા મળી આવે છે. દાખલા તરીકે વૈદ્યક શાસ્ત્રનો પાયો એ સિદ્ધાન્ત ઉપર છે કે આપણું શરીર પંચમહાભૂતો એટલે કે પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ તત્ત્વોના મિશ્રણથી થયેલું છે. આ સિદ્ધાન્ત આયુર્વેદવેત્તાઓએ તત્ત્વજ્ઞાનના ગ્રંથો ઉપરથી લઇને આખા શાસ્ત્રની રચના તે ઉપર કરી છે. તેમ જ શરીરના આરોગ્યનો આધાર વાત, પિત્ત અને કફ એ વિકારોની સમતા ઉપર છે અને તેમાં અંદરનાં અગર બાહ્ય કારણોને લીધે વિષમતા થાય તેથી રોગ માત્ર ઉત્પન્ન થાય છે એ આયુર્વેદનો એક મુખ્ય સિદ્ધાન્ત છે. એ વિકારો તે ભૌતિક સૃષ્ટિમાં સાંખ્યશાસ્ત્ર પ્રમાણેના પ્રકૃતિના ત્રણ ગુણો સત્ત્વ, રજસ્ અને તમસ્‌નાં અનેક પ્રતીકો પૈકી ત્રણ પ્રતીકો છે. આવી રીતે એ સાધનોનો એક અગાધ સમુદ્ર છે. પરન્તુ એ બધા સાહિત્યમાંથી સંદોહન કરીને સ્મૃતિકાળની

સંસ્કૃતિનું ચિત્ર રજૂ કરવા માટે તો વર્ષોના અભ્યાસની જરૂર છે. તેમ જ ધર્મશાસ્ત્રો અને ઇતિહાસ ગ્રંથો સિવાયના ગ્રંથોમાંથી સંસ્કૃતિનો પૂરેપૂરો ખ્યાલ ન આવે પરંતુ તેમાંથી છૂટાંછવાયાં ઉદાહરણો જ મળે. માટે ધર્મશાસ્ત્રો (જેમાં ગૃહ્ય સૂત્રોનો સમાવેશ થાય છે)અને ઇતિહાસ ગ્રંથો ઉપર મુખ્યત્વે કરીને આધાર રાખીને એ સંસ્કૃતિનાં મુખ્ય મુખ્ય અંગોનો ઉલ્લેખ હું રજૂ કરીશ.

**(૫) તે સંસ્કૃતિનું મૂળ અને તદન્તર્ગત આદર્શ:**—હવે કોઈ પણ સંસ્કૃતિની ખરી કલ્પના આવવા માટે તેનું મૂળ કયાં હતું અથવા તેનો પાયો શેના ઉપર રચાયેલો હતો તે જાણુવાની જરૂર છે. અગાઉ જે વિવેચન થઈ ગયું તે ઉપરથી એટલું તો ધ્યાનમાં આવ્યું જ હશે કે હિંદનો સામાજિક ઇતિહાસ કાંઈ ઈ. સ. પૂર્વેના બીજા સૈકાથી શરૂ થતો નથી. તેની શરૂઆત તો કાંઈ નહીં તો ૨૦૦૦ થી ૨૫૦૦ વર્ષો પૂર્વેથી થઈ હશે એમ ચોક્કસ કહી શકાય છે. બાકી આર્યોનો ધર્મ તો સનાતન ધર્મ કહેવાય છે એટલે કે તેની પ્રથમ ઉત્પત્તિ કયારે થઈ હશે તે કોઈ શોધી કાઢી શકયું જ નથી. આર્યોની પરાપૂર્વની માન્યતા તો એવી છે કે તે અનાદિ જ છે. હિંદી—આર્યો હિંદમાં આવ્યા તે પહેલાં પણ તેઓ ઈરાની–આર્યો સાથે ભેગા રહેતા હતા એમ તેમની ભાષાઓ, ધાર્મિક ક્રિયાઓ અને માન્યતાઓમાં રહેલા સામ્ય ઉપરથી લાગે છે. તે બંને શાખાઓ છૂટી પડી તે પહેલાં પણ તેઓ જૂના ગ્રીક–આર્યોની શાખા સાથે એકત્ર હતી એવું અનુમાન વૈદિક સંસ્કૃત, પહેલવી અને જૂની ગ્રીક ભાષા વચ્ચેના તથા તેમની ધાર્મિક ક્રિયાઓ અને માન્યતાઓ વચ્ચેના સામ્ય ઉપરથી લાગે છે. હિન્દી–આર્યો અને ઈરાની–આર્યો ગ્રીક–આર્યોથી કયારે છૂટા પડયા હશે તેનો કોઈ ચોક્કસપણે નિર્ણય કરી શકયું નથી, તેમ હિન્દી–આર્યો અને ઈરાની–આર્યો કયારે છૂટા પડયા તે પણ નક્કી કરી શકયું નથી અને છેવટે વૈદિક કાળની શરૂઆત કયારથી ગણવી તે બાબતમાં પણ પુષ્કળ મતભેદ છે. ઇ. સ. પૂર્વે ૧૦૦૦૦ થી માંડીને ઈ. સ. પૂર્વે ૧૫૦૦ લગીના લાંબા ગાળા દરમ્યાન જે વિદ્વાનને જે યોગ્ય લાગે તે વર્ષથી તેનો આરંભ માને છે; પરંતુ એટલું નિર્વિવાદપણે કહી શકાય છે કે પ્રાચીન ગ્રીસનો ઇતિહાસ શરૂ થયો તે વખતે આપણી વૈદિક સંસ્કૃતિ પૂર્ણપણે ખીલેલી હતી. એટલે આપણો રાજકીય ઇતિહાસ જ્યારથી શરૂ કરવામાં આવે છે ત્યારથી એટલે કે બુદ્ધ અને મહાવીરના કાળ (ઈ. સ. પૂર્વે

૬૫૦) પહેલાં ઘણા જ લાંબા કાળ અગાઉથી એ સંસ્કૃતિનાં મૂળ હિંદના આર્ય સમાજમાં ઊંડાં પેસી ગયાં હતાં. એ લાંબા ગાળા દરમ્યાન અનેક વિક્ષેપો આવેલા. તેમાંના મુખ્ય મુખ્ય તપાસતાં લાગે છે કે આધ્યાત્મિક બળની મૂર્તિસમાન વસિષ્ઠ અને શારીરિક બળની મૂર્તિસમાન વિશ્વામિત્રનાં કુળો વચ્ચે બહુ લાંબો વખત સુધી વેર ચાલેલાં અને તેને લીધે કેટલાંય બ્રાહ્મણ અને ક્ષત્રિયકુળો નષ્ટ થયેલાં. પરશુરામ અને સહસ્રાર્જુન વચ્ચે પણ એટલો બધો અંટસ પેસી ગયેલો કે લાંબા કાળ સુધી પરશુરામે અને તેના અનુયાયીઓએ ક્ષત્રિયો ઉપર વેર લીધા કરેલું; મતલબ કે ઘણા ક્ષત્રિય યુવાનોને બ્રાહ્મણોએ મારી નાંખ્યા હતા અને જે કેટલાક જીવતા રહ્યા હશે તે નાસી છૂટેલા અને હિંદની બહાર જઈને વસેલા; પાછળથી નિયોગવિધિથી બ્રાહ્મણોએ ક્ષત્રિયક્ષેત્રોમાં પુત્રોત્પત્તિઓ કરેલી અને ક્ષત્રિયોના વંશો ચાલુ કરેલા; વળી તેનો બ્રાહ્મણોએ ક્ષય કરેલો; વળી છૂપાયેલા ક્ષત્રિય બાળકો મોટા થયેલા અને કેટલાક બ્રાહ્મણોએ નિયોગવિધિથી ક્ષત્રિયક્ષેત્રોમાં નવા બાળકો ઉત્પન્ન કરેલા; તે મોટા થયેલા અને વળી બ્રાહ્મણોએ તેના મોટા ભાગનો નાશ કરેલો; આમ એકવીસવાર થયેલું અને આખરે બ્રાહ્મણોનું વર્ચસ્વ સ્થાપિત થઈને વર્ણાશ્રમધર્મની અને યજ્ઞપ્રધાન ધર્મની શરૂઆત થયેલી. એ વ્યવસ્થા અને એ પ્રકારનો ધર્મ અમુક સૈકાઓ સુધી ચાલુ રહેલાં. પરન્તુ તે દરમ્યાન જેમ એક તરફથી કલ્પસૂત્રો, વ્યાકરણ, છન્દઃશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર, ધનુર્વેદ, આયુર્વેદ વગેરેના ગ્રંથો તેમ બીજી તરફથી તત્ત્વચિંતન અને તત્ત્વવિવેચન, યજ્ઞોને અંગે જ કાળક્ષેપ કરવા માટે અને વિદ્યાવિનોદ માટે શરૂ થયેલાં અને વૃદ્ધિંગત થયેલાં, અને બ્રાહ્મણો, આરણ્યકો અને ઉપનિષદો અસ્તિત્વમાં આવેલાં અને શિષ્ય પ્રશિષ્યના વંશો દ્વારા તેનો આર્ય પ્રજામાં પ્રચાર થયેલો. કેટલાક સૈકા સુધી આવી પ્રવૃત્તિઓ ચાલ્યા પછી મહાભારત યુદ્ધ થયું. તેમાં ક્ષત્રિયોનાં ઘણાં કુળો તેમ કેટલાંક બ્રાહ્મણકુળો પણ નષ્ટ થઈ ગયાં. યુદ્ધની પાછળની અસરોને લીધે પૂર્વની પ્રણાલિકાઓ નષ્ટ થવા લાગી, વર્ણસંકરતા વધી અને ધર્મનો લોપ થવા લાગ્યો અને લોકોની ભાષામાં પણ વિકારો પેદા અને અનેક પ્રાકૃત ભાષાઓ પ્રચલિત થઈ. એ સંક્રાન્તિકાળ થોડો સમય ચાલ્યા બાદ એક તરફથી વેદવ્યાસે કાંઈક કાંઈક બ્રાહ્મણોના સ્મરણમાં રહેલાં વેદોના સૂત્રો અને મન્ત્રો એકત્ર કર્યા, જે વિષ્ણુ સાથે શ્રીકૃષ્ણનું તાદાત્મ્ય સમ્માનિત હતું, તે વિષ્ણુનું ઉપનિષદમાંના સગુણ બ્રહ્મ સાથે તાદાત્મ્ય સ્થાપિત કીધું, કર્મયોગનો સિદ્ધાંત જે ગૃહસ્થ-

જીવન સાથે અનુસંગત હતો તેને ભક્તિમાર્ગમાં સ્થાન આપીને મુક્તિનો સુગમ માર્ગ સ્થાપિત કર્યો અને ભાષાને સંસ્કૃત બનાવી અને બીજી તરફથી ગૌતમબુદ્ધના પૂર્વગામી બુદ્ધો અને મહાવીર સ્વામીના પૂર્વગામી તીર્થંકરોએ સંન્યાસધર્મ અને શુદ્ધ જ્ઞાનમાર્ગને પ્રાધાન્ય આપીને લોકભાષાઓ દ્વારા અહિંસા–અને–આત્મસંયમપ્રધાન ધર્મ પ્રચલિત કર્યા. આ પ્રમાણે સંન્યાસ એટલે સાંખ્ય માર્ગ અને કર્મ અથવા યોગમાર્ગ જે પુરાતન નિવૃત્તિધર્મ અને પ્રવૃત્તિધર્મનાં રૂપાંતર હતાં તે બંને સાથે સાથે ચાલુ થયા, અને તેને લીધે વર્ણાશ્રમ ધર્મની વ્યવસ્થા એ મિશ્રિતસ્વરૂપમાં કેટલોક સમય ચાલુ રહી. પરન્તુ મનુષ્યસ્વભાવ જ એવો છે કે જ્યારે થોડી છૂટ મળે ત્યારે વધારે છૂટ આપોઆપ જ લઇ લેવાય છે, મૂળ સિદ્ધાંત ભૂલી જવાય છે અને તેનાં શુષ્ક મૂર્ત સ્વરૂપો રહી જાય છે. કર્મયોગને અંગે યજ્ઞયાગાદિ કરવા માટે હિંસા કરવાની છૂટ મળેલી તેનો દુરુપયોગ થવા માંડયો, નિયન્ત્રિત અહિંસાનો સિદ્ધાંત ભુલાવા માંડયો અને અનિયન્ત્રિત હિંસાનું જોર વધવા માંડયું. તે અટકાવવા માટે આધ્યાત્મિક કર્મપ્રધાન જિનશાસનનો મહાવીર સ્વામીએ અને આધ્યાત્મિક તત્ત્વચિંતનપ્રધાન બૌદ્ધશાસનનો ગૌતમબુદ્ધે લોકભાષાઓ દ્વારા પ્રચાર કરવા માંડયો. પાછળથી રાજ્યાશ્રય મળતાં બૌદ્ધશાસન ઘણા પ્રદેશોમાં સર્વમાન્ય થયું અને વૈદિક યજ્ઞયાગો બંધ થઇ ગયા. તેને લીધે બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો એ ત્રણે જાતિઓમાં વર્ણસંકરતા વળી પાછી પેઠી, વર્ણાશ્રમધર્મનો લોપ થયો અને સ્વેચ્છાનુસાર વિહાર અને આહાર ને પ્રાધાન્ય મળવા માંડયું. જ્યારે પુષ્યમિત્ર શુંગે બૃહદ્રથ મૌર્યને મારી વર્ણાશ્રમવ્યવસ્થા પુનઃસ્થાપિત કરવા માટે ભૃગુપ્રણીત મનુસ્મૃતિની યોજના કરાવી ત્યારે આ પરિસ્થિતિ હતી. તેથી સ્મૃતિકાળની સંસ્કૃતિ એટલે આર્યપ્રજાને અજાણી એવી કોઇ નવી સંસ્કૃતિ નહીં, પરન્તુ તેને પરાપૂર્વથી પરિચિત છતાં છિન્નભિન્ન થયેલી અને તેથી જ દેશકાળને ઉપયુક્ત ફેરફારો સાથે પુનઃપ્રચલિત થયેલો વર્ણાશ્રમધર્મપ્રધાન સનાતન આર્ય સંસ્કૃતિ.[1]

હવે તે સંસ્કૃતિના બંધારણના પાયારૂપ આદર્શ કયો એ વિચારવાનો ક્રમ આવે છે. આપણા વર્ણ અને આશ્રમના ધર્મો, તેને લગતી ક્રિયાઓ અને તેમાં વપરાતા મન્ત્રો ઉપરથી લાગે છે કે આપણી સંસ્કૃતિ ઠેઠ પરાપૂર્વથી

૧. જુઓ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ઉપરના શાંકરભાષ્યનો ઉપોદ્‌ઘાત ભગવદ્‌ગીતા ૪. ૧-૮ અને મહાભારતશાન્તિપર્વ ૩. ૩૭–૪૪.

એ જ આદર્શ ઉપર રચાઈ છે કે દેહાત્મભાવ અને તજ્જન્ય વિષયોપભોગ માટેની લાલસા મનુષ્યનું અધઃપતન કરે છે અને દેહાતિરિક્તાત્મભાવ અને તજ્જન્ય વિષયોપભોગ પ્રત્યે ઉદાસીનતા તેને ઉન્નતિને માર્ગે લઈ જાય છે; તેથી સર્વોત્કૃષ્ટ જીવન તો એ જ કે જેમાં આત્મજ્ઞાનની પ્રાપ્તિને અર્થે તન, મન અને ધનનું સર્વસ્વ બલિદાન આપીને નિઃસંગપણે રહીને પરમતત્ત્વના ચિન્તનમાં જીવન વ્યતીત કરવું અને એક જન્મમાં જ જેટલે અંશે બની શકે તેટલે અંશે વિષયવાસનાનો ક્ષય કરી તે અર્થ સાધવો. આનું જ નામ શ્રીશંકરાચાર્યે ગીતાભાષ્યના ઉપોદ્દ્ઘાતમાં કહેલો નિવૃત્તિધર્મ, એનું જ નામ શ્રીકૃષ્ણચન્દ્રે ભગવદ્ગીતાના બીજા અધ્યાયમાં કહેલો સાંખ્યયોગ યાને જ્ઞાનયોગ. અને એનું જ નામ મહાભારતમાં વર્ણવેલો નારાયણીય ધર્મ, એમાં સંન્યાસનું પ્રાધાન્ય માટે એ જ સંન્યાસયોગ, છાન્દોગ્ય ઉપનિષદના સાતમા અધ્યાયમાં નારદના પૂછવાથી સનત્કુમારે કહેલો શોકને તરવાનો અધ્યાત્મમાર્ગ એજ મોક્ષધર્મ. ધર્મ એ જ માર્ગનું પૂર્ણપણે પરિશીલન કરનારાનાં, તે જ ઉચ્ચ આદર્શને અનેક કષ્ટો, અનેક અંતરાયોમાંથી પાર ઊતરી પહોંચેલાનાં, મૂર્તિમંત દૃષ્ટાન્તો આપણા વેદ, ઇતિહાસ અને પુરાણોમાં પ્રસિદ્ધ સનક, સનાતન, સનંદન, અને સનત્કુમાર, વામદેવ, નારદ, ઋષભ, ભરત, કપિલ, આસુરિ, પંચશિખ, શુકયોગી વગેરે મહાત્માઓ.

પરંતુ એ માર્ગમાં જે કષ્ટ સહન કરવું પડે છે, તે સાધારણ નથી, જે અંતરાયો આવે છે તે સહજપણે નિવાર્ય નથી. એ માર્ગ સીધો નથી, સરળ નથી, સાફ નથી, પરંતુ વાંકોચૂંકો, ખાડાટેકરાવાળો અને અનેક કંટકોથી આસ્તીર્ણ છે. યાવન્મનુષ્યને તે સાધ્ય નથી. માટે જ શ્રીકૃષ્ણે કહ્યું છેઃ अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते। સહેજસાજ આત્મબળવાળાથી એમાં પ્રગતિ થઈ શકે એવો નથી. કુટુમ્બકબીલો રાજપાટ છોડીને કરતા હતા તે વિશ્વામિત્રનું ઉગ્ર તપ મેનકાએ છોડાવીને તેને એવા માયામાં ફસાવ્યા હતા કે તેની સાથે રહેતાં ૧૦ વર્ષ વીતી ગયાં તેની એને ખબર રહી નહિ અને જ્યારે આખરે તેની પદચ્યુતિના પ્રત્યક્ષફળ—શકુંતલાને તે અપ્સરાએ તેના મ્હોં આગળ ધર્યું ત્યારે તેને ભાન આવ્યું કે હું મારા માર્ગમાંથી ખાઈમાં ગબડી પડયો છું. પરાશર મુનિ યમુના નદી ઓળંગવા માછીની હોડીમાં બેઠા તે વખતે મત્સ્યગન્ધા જે તે હોડી હંકારતી એક સ્વરૂપવતી કન્યા હતી તેના રૂપથી એટલા મુગ્ધ થઈ ગયા હતા કે તેની ઉપભોગ-વાસના જાગ્રત થઈ હતી અને તેને એકાંતમાં લઈ જઈને તેના કન્યાત્વનો ક્ષય કરી બેઠા હતા અને તેને પરિણામે તેને એક કાનીન પુત્ર થયો હતો.

તેને લોકલાજથી બ્હીને નદીમાંના એક બેટમાં ઉછેરવો પડ્યો હતો માટે તેનું નામ દ્વૈપાયન પડ્યું હતું. અને તે રંગે કૃષ્ણ હતો માટે તેને 'કૃષ્ણ' એ ઉપનામ લગાડવામાં આવતું.[1] શુકદેવની ઉત્પત્તિ પણ દ્વૈપાયનના એવાજ સંયમભંગથી થઈ હતી.[2] આવાં તો અનેક ભયચિહ્નો ઇતિહાસ–પુરાણોમાંથી દૃષ્ટિગોચર થાય છે. આ દુઃસાધ્યતાને લીધે એ માર્ગે તો અસલથી જ વિરલા જ જવા પ્રયત્ન કરતા અને તે વિરલામાંથી પણ કોઈ કોઈ છૂટોછવાયો પુષ્કળ કાળે ઠેઠ ધ્યેય લગી પહોંચી શકતો. માટે જ કૃષ્ણ કહે છે: मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये । यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ અને बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते । वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ વળી અમુક કાળ સુધી જેટલા જન્મે તેટલા બધા જ જો આવા માર્ગે જવા માંડે તો નવી પ્રજા ઉત્પન્ન થતી અટકી જ જાય અને ધર્મપ્રણાલિકાનો અંત જ આવી જાય; તેમ અમુક કાળ સુધી બધા જ આત્મબળવાળા પુરુષો એ માર્ગે જવા માંડે તો સમાજ માત્ર મૂઢોનો જ બની રહે. આ કારણોને લીધે શ્રીશંકરાચાર્ય કહે છે તે પ્રમાણે એ નિવૃત્તિધર્મની સાથે સાથે જ એક બીજો પ્રવૃત્તિધર્મ પરાપૂર્વથી જ આર્ય પ્રજામાં પ્રચલિત હતો. એ ધર્મમાં નિષ્ક્રિયતાને બદલે સક્રિયતાનું પ્રાધાન્ય, પરમાર્થપરાયણતાને બદલે સ્વાર્થપરાયણતાનું. પરંતુ સ્વાર્થ બુદ્ધિને લીધે મનુષ્યહૃદયમાં સ્વભાવે કરીને જ કામક્રોધાદિ ષડ્રિપુઓનું જોર વધે છે અને તે વધ્યેથી તેના આત્માની ઉન્નતિ થવાને બદલે અધોગતિ થાય છે; માટે આપણા દીર્ઘદર્શી ઋષિમુનિઓએ એવી યોજના ઘડી કાઢી હતી કે જે સર્વ નિયમો નિવૃત્તિધર્મમાં પાળવા પડે તે કડકપણે નહિ, પણ થોડા મિશ્રિત, મોળા પડેલા સ્વરૂપમાં, સતત નહિ, પણ થોડા થોડા વખતને અંતરે, પાળવા પડે અને તેથી સ્વાર્થની સાથે સાથે થોડો પણ પણ પરમાર્થ, અભ્યુદયની સાથે સાથે થોડું પણ નિઃશ્રેયસ્, અર્થ અને કામની સાધનાની સાથે સાથે પણ મોક્ષસાધન માટેની યોગ્યતા પ્રાપ્ત થઈ શકે એવું થોડું પણ સાધન થઈ શકે કે જેથી જો કે સદ્યોમુક્તિ ન મળે તોપણ ક્રમિક મુક્તિને માટે સંસારીનો આત્મા પણ ધીરેધીરે તૈયાર થાય. વળી સ્વાર્થપરાયણતાને લીધે પરસ્પર કલહ ઉત્પન્ન થવાના પ્રસંગ પણ જરૂર અવારનવાર ઉપસ્થિત થાય. તેથી જ એવી વ્યવસ્થા રાખેલી કે સમાજની વર્ણપરત્વે અને આશ્રમપરત્વે ચાર વિભાગમાં વહેંચણી થઈ

---

૧. મહા. ૧. ૧૦૫. ૧૪–૧૫; ૧૨. ૩. ૧૭૭.

૨. મહા. ૧૨. ૩. ૧૫૨.

જાય કે જેથી મનુષ્યો પોતપોતાના સ્વભાવિક ગુણો પ્રમાણે સ્વાર્થસાધનમાં પ્રવૃત્ત થયાથી એકબીજાને અડચણરૂપ ન થતાં મદદરૂપ થઈ પડે. ઉદાહરણ તરીકે બ્રાહ્મણ ધર્મ અને વિદ્યાના યોગક્ષેમ માટે પ્રયાસ કર્યા કરે. તેને ક્ષત્રિય રક્ષણ આપે અને વૈશ્ય ધન આપે. ક્ષત્રિય દેશનું અને પ્રજાનું રક્ષણ કરે. અને તે માટે બ્રાહ્મણ તેને સદ્ધર્મનો માર્ગ દેખાડે અને વૈશ્ય તેને પોતાની કમાણીમાંથી અમુક હિસ્સો આપે. બ્રહ્મચારી વિદ્યાભ્યાસ કરવામાં કાળક્ષેપ કરે તેને ગૃહસ્થીઓ ભિક્ષા આપે. સંન્યાસીઓ તત્ત્વચિંતનમાં બાકીનું આયુષ વ્યતીત કરે તેને ગૃહસ્થીઓ ભિક્ષા આપે. આ પ્રમાણે ચારે વર્ણો અને ચારે આશ્રમોના ધર્મો જ એવા નિયત કરવામાં આવ્યા હતા કે જેથી સ્વાર્થ સાથે પરમાર્થ સધાતો અને સમાજનું બંધારણ પરસ્પર સહકારના ધોરણ ઉપર આપોઆપ જ બંધાઈ જતું.

એ સર્વસ્વપણે ધર્મપ્રધાન યુગમાં દરેક સ્ત્રીને પરણવું જ પડે એવો નિયમ નહોતો. બૃહદારણ્યકની વાચકનવી ગાર્ગી બ્રહ્મવાદિની હોઈ યોગસાધનથી પદાર્થાભાવિની દશાએ પહોંચેલી, એટલે જનકની ભરી સભામાં નવસ્ત્રી જઈ ને ઊભી રહેતી અને મહારથી વિદ્વાનો સાથે તત્ત્વજ્ઞાનની ચર્ચામાં ઊતરતી. એવી જ બીજી સુલભા ક્ષત્રિયની છોકરી હતી. તે પણ બ્રાહ્મણો સાથે સભાઓમાં વાદવિવાદ કરતી. હારિતના ધર્મશાસ્ત્રમાં તો એવું વિધાન જ છે કે સ્ત્રીઓ બે પ્રકારની હોઈ શકે: એક બ્રહ્મવાદિની, જેને ઉપનયન સંસ્કાર અપાય, અગ્નિહોત્ર અપાય, વેદ ભણાવાય વગેરે પુરુષના જેવા જ સંસ્કાર આપી શકાય, અને બીજી સદ્યોવધૂ કે જેને નામનું ઉપનયન આપીને તરત પરણાવી દેવાય. તેમ તે કાળમાં પરણાવવા માટે અમુક ઉમરની વધારેમાં વધારે મર્યાદા ઠરાવેલી હોય એમ દેખાતું નથી. મહાભારતના કાળમાં કેટલાય એવા દાખલા છે કે જેમાં બ્રાહ્મણ સ્ત્રીએ ઉમરલાયક થયા પછી વરની પસંદગી પોતે જાતે જ કીધેલી. વળી કોઈ સ્ત્રીને કોઈ બ્રાહ્મણ જોડે લગ્ન કરવાં હોય તો કેટલાંય વ્રત અને તપશ્ચર્યા કરવાં પડતાં. જો બ્રાહ્મણ તેનો સ્વીકાર કરે તો લાગલો સંતાન ઉત્પન્ન કરવાના કાર્યમાં મંડી પડે એમ બનતું નહિ. કર્દમ, ચ્યવન, જમદગ્નિ, ગૌતમ, અગસ્ત્ય વગેરે એવા ઘણા ઋષિઓ હતા કે જેઓને બળેથી કન્યા પરણાવવી પડેલી. તેથી બ્રાહ્મવિધિ, જેમાં કન્યાનો બાપ વરને તેને અલંકાર સહિત જઈ ને આપી આવતો, તે પ્રચલિત થયેલો. પરણ્યા પછી પણ તે કન્યાઓને વરની સુશ્રૂષા જ કર્યા કરવી પડતી અને કેટલે વર્ષે પ્રાર્થના કર્યાથી એકાદ બે સંતાન પ્રાપ્ત કરી

શકતી. ભલભલા ક્ષત્રિય રાજાઓ પણ થોડી ઘણી સંસારયાત્રા કર્યા પછી રાજપાટ અને કુટુમ્બકબીલો છોડીને વનમાં તપશ્ચર્યા કરવા ચાલ્યા જતા. ઈક્ષ્વાકુ, ઋષભ, ભરત, વગેરે એવા ઘણા રાજર્ષિઓનાં ઉદાહરણો ઇતિહાસ-પુરાણોમાંથી મળી આવે છે. સંસારવ્યવહાર પણ શુદ્ધ સત્ય અને ધર્મના ઊંચાં ધોરણ ઉપર ચાલતો. કોઈથી અસત્ય બોલાઈ જાય કે અધર્મ થઈ જાય તો તે રાજા પાસે જઈને કબૂલ કરી દેતા અને શિક્ષા અગર પ્રાયશ્ચિત્ત સામાં માંગી લેતા. હરિશ્ચન્દ્રને પોતાનું વચન પાળવા માટે અનેક આપત્તિઓ ભોગવવી પડેલી તે આજ યુગમાં. 'ધર્મ' શબ્દની વ્યાખ્યા પણ બહુ વ્યાપક હતી. તેમાં દૈવી શક્તિના અસ્તિત્વ વિષેની, તથા મનુષ્ય સાથેના તેના સંબંધ વિષેની માન્યતા અને તેને સંતોષવા માટેની ક્રિયાઓનો સમાવેશ થતો એટલું જ નહિ પરંતુ કૌટુમ્બિક અને સામાજિક જીવન જે ધોરણ ઉપર ચાલવું જોઇએ તેને લગતા નિયમોનો પણ સમાવેશ તેમાં થતો. આથી રાજ્ય ચલાવવાનું કામ રાજાઓને બહુ ત્રાસદાયક નહોતું અને તેથી તેઓ પણ અહર્નિશ પોતાના વર્ણાશ્રમ ધર્મના વિચારમાં તલ્લીન રહેતા. ન્યાયના કામમાં જરૂર પડતાં તેઓ વિદ્વાન બ્રાહ્મણોની મદદ લેતા. ગુન્હો ગમે તેટલો નાનો હોય તોપણ શિક્ષા બહુ કડક આપવામાં આવતી. આજે આપણને તે જંગલી રીત લાગે, પરંતુ જે અંગથી ગુન્હો કર્યો હોય તે અંગ જ નષ્ટ કરવામાં આવતું અગર જ્યાંલગી જે દુષ્ટ મનોવૃત્તિથી કોઈ દુષ્ટકર્મ થયું હોય તે ફેરવાઈને શુદ્ધ ધાર્મિક મનોવૃત્તિ જાગ્રત થાય ત્યાંલગી પાળવાનું કડક પ્રાયશ્ચિત્ત આપવામાં આવતું.

(૬) **તે આદર્શમાં કાલક્રમે પેઠેલાં વ્યભિચારી તત્ત્વો:**—આ પ્રમાણેનો આદર્શમય ધાર્મિક જીવનનો કાળખંડ જ સત્યયુગ તરીકે ઓળખાય છે. તેવી માન્યતા હિન્દમાં છે એટલું જ નહિ યુરોપ અને એશિઆની પ્રાચીન પ્રજાઓમાં પણ ચાલુ હતી. તે જીવનમાં કેટલાંક કારણોને લીધે ધીમે ધીમે વ્યભિચારી તત્ત્વો દાખલ થવા લાગ્યાં. સત્ય, અહિંસા, દયા, ક્ષમા, આત્મ-સંયમ, નિરભિમાનતા, અસ્તેય, નિર્લોભીપણું વગેરે ઉદાત્ત ગુણોમાં વિકાર પેસવા લાગ્યા. કામ, ક્રોધ અને લોભને વશ થઈને લોકોએ ધર્મને નામે કિંચિત્ કિંચિત્ અધર્માચરણ કરવા માંડયું. તે જોઈને વિદ્વાન અને દીર્ઘદર્શી ઋષિ-મુનિઓએ ચારે વર્ણના સામાન્ય જનસમૂહના વર્તન ઉપર અંકુશ મૂકનાર નિયમો, ધીરે ધીરે ધર્મશાસ્ત્રો (ધર્મસૂત્રો), રચવા માંડયાં. તે છતાંય તે વખતના નિયમો ઘણા થોડા હતા. તેથી સામાન્યપણે કોઈને જ વ્યક્તિ-સ્વાતંત્ર્યને ખીલવવામાં બહુ વ્યત્યય નડતો નહિ બ્રાહ્મણને ધર્માચરણ માટે

પોતાના જ વર્ણની કન્યા પરણવી પડતી, પરંતુ કામવાસના તૃપ્ત કરવા માટે તે ક્ષત્રિય કે વૈશ્યની કન્યા પરણી શકતો; ક્ષત્રિય વૈશ્યની કે શૂદ્રની કે અનાર્યની અગર પરદેશીની કન્યા પરણી શકતો. યયાતિ, સંતનુ, ભીમ, અર્જુન વગેરેએ એવાં લગ્નો કર્યાના દાખલા મહાભારતમાં પુષ્કળ છે. ધર્મસૂત્રોમાં પણ મિશ્રજાતિઓનો, ચંડાળો વગેરેનો ઉલ્લેખ છે તે ઉપરથી જણાય છે કે તે સમયમાં પ્રતિલોમ લગ્નો જો કે શાસ્ત્રસંમત નહિ, છતાં થતાં હશે. વળી તેમાં ઔરસ, પુત્રિકાપુત્ર અને કૃત્રિમ અગર દત્તક શિવાયના પણ પુત્રોનો ઉલ્લેખ છે. તે ઉપરથી લાગે છે કે જ્યારે જ્યારે રાજ્યકર્તા તરફથી વર્ણાશ્રમ ધર્મ કડક રીતે પળાવવાને તકેદારી રાખવામાં આવતી હશે ત્યારેજ ધર્માચરણ બરોબર થતું હશે અને જ્યારે જ્યારે મૌર્યો, શકો વગેરે જેવાના વખતમાં તે બાબતમાં રાજ્ય તરફથી ઉદાસીનતા સેવવામાં આવતી હશે તે વખતે તો સામાજિક વ્યવહાર બહુ અનિયન્ત્રિતપણે ચાલતો હશે. ધંધાઓની બાબતમાં પણ મુખ્ય વર્ણો પૂરતા વર્ણપરત્વે અમુક ધંધા ગ્રાહ્ય અને અમુક વર્જ્ય એમ ઠરેલું ખરું. પરંતુ જ્યારે વર્ણસંકરતા વધી પડી અને અનાર્યજાતિઓ સાથેનો સંસર્ગ વધી પડયો ત્યાર પછી તે નિયમોનું બરોબર પાલન થતું હશે કે કેમ એ બહુ જ શંકાયુક્ત છે, કારણ વર્ણ એ જ્ઞાતિઓ જેવી બંધારણયુક્ત સંસ્થા ન હોવાને લીધે એક મિશ્રજાતિમાંથી અમુક વર્ણમાં કે નીચલા વર્ણમાંથી ઉપલા વર્ણમાં જવા માટે છૂટ રહેતી અને તેમ ભળી ગયા પછી પણ ધંધા તો જે કરતા હોય તે કર્યાંજ કરાય. મહાભારતમાં શાન્તિપર્વમાં જે રાજધર્મ પર્વ છે તેમાં બધા બ્રાહ્મણો કરથી મુક્ત હોઈ શકે કે અમુક જ એવો પ્રશ્ન યુધિષ્ઠિરે પૂછયો છે અને તેના ઉત્તરમાં ભીષ્મ બ્રાહ્મણોના જે વિભાગ પાડીને તેને જુદી જુદી સંજ્ઞાઓ આપે છે તે સૂચક છે. તે સંજ્ઞાઓ બ્રહ્મબ્રાહ્મણ, દેવબ્રાહ્મણ, ક્ષત્રિયબ્રાહ્મણ, વૈશ્યબ્રાહ્મણ, શૂદ્રબ્રાહ્મણ અને છેવટે ચાંડાલબ્રાહ્મણ એ છે.[1] એ જ સૂચવે છે કે ધર્મશાસ્ત્રો રચાયાં તે વખતે બધા બ્રાહ્મણો પણ આદર્શજીવન ગાળતા હોય એ બનવા જોગ નથી. જો તે જ એવા તો પછી ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર કેવા હોય તે સમજી શકાય એવું છે.

**(૭) સ્મૃતિકારોએ તે આદર્શને સજીવન કરવા માટે ઘડેલી યોજના:**—પુષ્યમિત્ર શુંગે બૃહદ્રથ મૌર્યને મારીને મગધનું સામ્રાજ્ય કબજે કર્યું

---

૧. મહા. ૧૨. ૧. ૭૬; વળી એ જ તાત્પર્યવાળી જુઓ, અધમ જાતિના બ્રાહ્મણોની, મનુસ્મૃતિ ૩. ૧૪૯. ૬૮ માં આપેલી, લાંબીલચક યાદી.

હતું અને તેણેજ વર્ણાશ્રમ ધર્મ પુનઃસ્થાપિત કરવાના ઉદ્દેશથી હાલની ભૃગુ પ્રણીત મનુસ્મૃતિ રચાવી હશે એમ માનવાને કારણ મળે છે. તે વખતે ઉપર જણાવી તેવી પરિસ્થિતિ હશે એમ સમજાય છે. તે પરિસ્થિતિનો વિચાર કરીને તેણે મૂળ ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા કાયમ રાખી અને ધાર્મિક ક્રિયાઓ માટેની યોગ્યતા તે પ્રમાણે નક્કી કરી. તે વખતે શ્રીકૃષ્ણે ભગવદ્‌ગીતામાં કહ્યું છે તે ગુણકર્મનું ઉચ્ચ ધોરણ નહિ, પરંતુ જાતિનું મધ્યમ ધોરણ જ સ્વીકારાયેલું હશે એમ લાગે છે. તેથી જે મિશ્રજાતિઓ કોઇપણ વર્ણોમાં ભળી જઇને પોતાને ફાવતા બ્રાહ્મણો મારફતે વૈદિક કર્મો કરતી થઇ ગઈ હતી તેમનો દ્વિજના ઉપનયન, બ્રાહ્મવિધિ, વેદાધ્યન વગેરેના અધિકારો સ્વીકૃત થયા. ધંધાઓ પણ તે વખતે મૂળ ધોરણ ઉપર નિયત કરવા શકય નહોતા, તેથી પુરાતન ધોરણ કાયમ રાખી આપદ્ધર્મનું એક એવડું મોટું પ્રકરણ દાખલ કર્યું અને તેમાં એટલા વ્યાપક નિયમો દાખલ કર્યા કે જેને લીધે અધર્મી કહેવડાવ્યા શિવાય બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય પોતાને અનુકૂળ પડે તે ધંધો કરી શકતા, શિવાય કે બ્રાહ્મણજાતિ માટે કેટલાક અને ત્રણે દ્વિજવર્ણો માટે કેટલાક હલકા ધંધા વર્જ્ય ગણાવા લાગ્યા. મિશ્રજાતિઓને લગતા પ્રકરણ ઉપર વિચાર કરતાં લાગે છે કે તે સમયમાં જ્ઞાતિઓ બંધાવવા લાગી હશે, પરંતુ હાલના જેવી પેટાજ્ઞાતિઓ નહિ. હાલના સમયમાં પણ ગુજરાતમાં જેટલી પેટા-જ્ઞાતિઓ છે તેટલી ઉત્તર હિંદમાં નથી. હજી ત્યાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ સંજ્ઞાઓ પ્રચલિત છે. તે સ્મૃતિમાં ભક્ષ્યાભક્ષ્યના નિયમો સર્વ સમાન છે, માત્ર બ્રાહ્મણજાતિ માટે કાંઈ વિશેષ પ્રતિબન્ધ છે, પરન્તુ આજથી ૨૫ વર્ષ ઉપરના સમય લગી ગુજરાતમાં જે કડક નિયમો જ્ઞાતિઓ તરફથી પળાવવામાં આવતા તેની તેમાં ગન્ધ પણ નથી. પરસ્પર લગ્ન-વ્યવહારની બાબતમાં માત્ર પ્રતિલોમ લગ્ન પૂરતો જ પ્રતિબન્ધ સર્વ વર્ણો માટે અને શૂદ્રા સાથે લગ્ન કરવા પૂરતો વિશેષ બ્રાહ્મણ માટે; બાકી સર્વત્ર છૂટ. અને એટલાએ પ્રતિબન્ધ વ્યવહારમાં બરોબર પળાતા હશે કે કેમ તે માટે શંકાને ઘણું જ મોટું સ્થાન છે, કારણ કે તે બરોબર પળાતા હોય તો જે અનેક મિશ્રજાતિઓ વર્ણવી છે તે અસ્તિત્વમાં આવે જ શી રીતે? લગ્ન કરવાના વિધિ માટે પણ તેટલી જ છૂટ. તે કાળમાં એક બે નહિ પણ આઠ લગ્નવિધિઓ પ્રચલિત હતા અને તે બધા જ સ્વીકારાયા તો ખરા જ, માત્ર પ્રથમ ચાર શિષ્ટસમ્મત ગણાયા અને તેથી પરણેલી સ્ત્રીના સ્ત્રી-ધનના વારસાના નિયમો અને તે સિવાયની વિધિથી પરણેલીના સ્ત્રીધનના વારસાના નિયમો વચ્ચે કાંઇક અંતર. ગર્હિત હતો માત્ર પૈશાચવિધિ અધમાધમ

તરીકે; એટલે ગાન્ધર્વ, આસુર અને રાક્ષસ વિધિઓ પ્રચલિત હશે જ એમ માનીએ તો ખોટું તો નહીં જ. લગ્નની આટલી છૂટ અને ગણિકાઓ સમાજનું એક અંગ છતાં વ્યભિચાર પણ નહિ થતો હોય એમ કહી શકાતું નથી, કારણ નહિ તો કાનીન અને સહોઢ જેવા પુત્રો સંભવે જ શી રીતે ? નિયોગ-વિધિથી પુત્ર ઉત્પન્ન કરાવી વંશવૃદ્ધિ કરવાના દાખલા મહાભારતમાં અનેક છે. કુંતીને સંતાન નહોતું થતું, કારણ પાંડુ રોગિષ્ઠ હતો, તેથી તે વિધિને અધીન થવા માટે તેણે જ કુંતીને સમજાવવા માંડી હતી. વિચિત્રવીર્યની સ્ત્રીઓને તેજ કામ માટે સમજાવીને વ્યાસ મુનિ પાસે મોકલનાર તેમની સાસુ જ હતી. અલબત, આ વિધિમાં કામવાસનાને સ્થાન ન હતું. મનુએ તે માટે ઘણા કડક નિયમો ઘડેલા છે. પરંતુ આખરે પર-પુરુષ સાથે સ્ત્રીનો સંપર્ક તો ખરો જ ને ? આ અને આવા રિવાજોનું મૂળ એ માન્યતા હતી કે જ્યાંલગી પુત્રપ્રાપ્તિ ન થાય ત્યાંલગી પિતૃઋણ અદા કર્યું મનાય નહિ અને મરતી વખતે પુત્ર ન હોય અને મરણ પછી પિંડદાન ન થાય તો સદ્ગતિ થાય નહિ અને અનેક યાતનાઓ ભોગવવી પડે. એ માન્યતાઓને શાસ્ત્રકારોએ પણ પોષેલી અને કોઇએ ૧૨ જાતના તો કોઇએ ૧૪ જાતના પુત્રો સંભવી શકે એવું જણાવેલું. આમાંથી ચાંડાળ શિવાય દરેકને સમાજમાં કાંઈ ને કાંઇ સ્થાન મળતું. તેથી તેઓને સમાજમાં રહીને ચરિતાર્થ ચલાવવા કાંઈ અડચણ પડતી હોય તેમ લાગતું નથી. માત્ર પિતાના વારસાની વહેંચણી વખતે ઉચ્ચનીચ માતાનો ભેદ લક્ષમાં રખાતો. મનુસ્મૃતિમાં પુત્રની જાતિ નક્કી કરવામાં બીજને પ્રાધાન્ય આપવું કે ક્ષેત્રને એમ, એ વિષે લંબાણ વિવેચન છે અને બીજને જ નિર્ણાયક ગણ્યું છે. આગલા જમાનામાં પણ તે જ નિયમ હતો. દ્વૈપાયન વ્યાસ મત્સ્યગન્ધા માછણના કાનીન પુત્ર હતા, છતાં તેને બ્રાહ્મણ સંસ્કાર મળ્યા હતા, કારણ તેના પિતા પરાશર મુનિ હતા. સત્યકામ જાબાલનો પિતા કોણ હતો તે તેની મા કહી શકેલી પણ નહિ, છતાં તેનામાં જૂઠું બોલી અયોગ્ય ફાયદો લેવાની વૃત્તિ નહોતી તે જોઇને તેના ગુરુએ તેને દીક્ષા આપેલી અને વેદાભ્યાસ કરાવેલો. તે જ પ્રમાણે આ જમાનામાં પણ થતું હોવું જોઈએ એમ મનુસ્મૃતિના અભ્યાસ ઉપરથી લાગે છે. વળી એક વર્ણમાંથી બીજા વર્ણમાં જવા માટેના પણ તેમાં નિયમો છે. આવા સામાન્ય નિયમો ઉપરાંત દેશધર્મ, કુળધર્મ અને છેવટે પાખંડ ધર્મનો પણ સમાવેશ એ ધર્મશાસ્ત્રમાં છે.[1] આવા ઉદાર નિયમો હોવાનું

---

૧. મનુસ્મૃતિ ૧. ૧૧૮.

કારણ એ જણાય છે કે ગૃહ્યસૂત્રો પ્રમાણેના ગર્ભાધાનથી માંડીને ઉપનયન લગીના સંસ્કારો જે દરેક દ્વિજને કરવામાં આવતા તેથી બીજ અથવા ક્ષેત્રમાં રહેલો દોષ નષ્ટ થતો મનાતો.[1]

જેમ વર્ણોની બાબતમાં છૂટ હતી તેમ આશ્રમોની બાબતમાં પણ હતી. જે બ્રહ્મચારીને તીવ્ર વૈરાગ્ય આવ્યો હોય તે વચલા બે આશ્રમો ઓળંગીને સંન્યાસદીક્ષા લઈ શકતો; બાકી સામાન્ય નિયમ તો એ જ કે ઉપનયન સંસ્કાર પછી પ્રથમ વિદ્યાભ્યાસ કરવો. કોઈ એક જ વેદ સાંગોપાંગ શીખતો, કોઈ બે શીખતા, કોઈ ત્રણ અને કોઈ ચાર પોતપોતાની ઇચ્છા પ્રમાણે શીખતા. એક પૂરો વેદ શીખવામાં સાધારણપણે બાર વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળવું પડતું. એમ ચારે વેદો સાંગોપાંગ શીખવામાં ૪૮ વર્ષ લાગતાં. પરંતુ શિષ્ય બુદ્ધિમાન હોય અને વિદ્યા વહેલી શીખી લે તો તેમ કરવામાં કાંઇ બાધ હોય તેમ જણાતું નથી. શ્રીકૃષ્ણ, શંકરાચાર્ય વગેરેના એવા દાખલા છે કે જેમાં પૂરાં બાર વરસ બ્રહ્મચર્ય દશામાં કઢાયેલાં નહિ.

શિષ્યને વસ્તીથી દૂર જંગલોમાં ઋષિઓના આશ્રમોમાં જઇને જ રહેવું પડતું. ત્યાં ચરણોમાં રહીને ગુરુની સુશ્રૂષા કરીને જ વિદ્યા સંપાદન કરવી પડતી, પછી ભલે ને શિષ્ય ગરીબ બ્રાહ્મણનો કે કોઇ ઐશ્વર્યવાન રાજાનો કે કોઈ ધનાઢ્ય વૈશ્યનો છોકરો હોય. અને દરેકને ગુરુપત્ની કહે તે કામ કરવું જ પડતું; જેમ કે શ્રીકૃષ્ણને લાકડાનો ભારો લાવવા જવું પડેલું. ધનુર્વેદ વગેરે ઉપવેદો શીખવા માટે શહેરોમાં સગવડ રાખવામાં આવતી હશે એમ લાગે છે, કારણ કે અર્જુન, કર્ણ, એકલવ્ય વગેરે પાંચાળ દેશમાં જ દ્રોણ ગુરુ પાસે તે ઉપવેદ શીખ્યા હતા અને અર્જુને વિરાટ નગરમાં ગુપ્તવેશે રહીને વિરાટ રાજાના પુત્ર ઉત્તરને તે વિદ્યા શીખવી હતી. વિદ્યાભ્યાસ પૂરો થયેથી સ્નાતકવિધિ કરવામાં આવતો અને પછી શિષ્ય ગુરુની આજ્ઞા લઈને તે જે માંગે તે દક્ષિણા યથાશક્તિ આપીને પોતાના પિતાને ઘેર જતો અને પછી જ વિવાહનો વિચાર કરી શકતો. દ્વિજવર્ણ માટે બ્રાહ્મ, દૈવ, આર્ષ, અને પ્રાજાપત્ય એ વિધિ સમ્માનિત હતા. એમાંથી કોઈમાં ય કન્યાના બાપને કાંઇ પણ શુલ્ક આપવાની જરૂર પડતી નહિ, ઊલટું કન્યાનો બાપ અલંકાર અથવા પશુધન વરને આપે છે કે કેમ અને આપે તો કેટલું તે ઉપરથી વિવાહનો પ્રકાર નિર્ણીત થતો. ઉદાહરણાર્થ જ્યારે વરને ઘેર જઈને અલંકાર પહેરાવેલી કન્યા બાપ આપી આવે તે બ્રાહ્મ-

1. તેજ. ૨. ૨૭.

વિવાહ, કન્યાનો બાપ યજ્ઞ કરતો હોય તે વખતે આવેલા બ્રાહ્મણો પૈકી કોઇને અલંકાર પહેરાવેલી કન્યાનું વરદાન કરે તે દૈવ, જેમાં બે ગાયો સાથે કન્યાનું દાન કરે તે આર્ષ, અને વર સામો માગવા આવે તેને "જાઓ તમે બે જોડે ધર્માચરણ કરજો" એમ કહીને કન્યા આપવામાં આવે તે પ્રાજાપત્ય વિવાહ કહેવાતો. એથી ઊલટું આસુર વિવાહમાં કન્યાનો બાપ વર પાસેથી પોતાના ઉપયોગ માટે કોઇ પણ સ્વરૂપમાં ધન લેતો તે આસુર વિધિ, જો ઉમરે પહોંચેલાં વરકન્યા પરસ્પર પ્રીતિથી જ પરણી જાય તો તે ગાન્ધર્વ વિધિ, વર યુદ્ધ કરીને કન્યાનું હરણ કરી જાય તો રાક્ષસવિધિ, અને જો તે કન્યાને છેતરીને ઊંઘતી કે મૂર્છિત દશામાં તેનું હરણ કરીને લઇ જાય અને તેને સ્ત્રી તરીકે રાખે તો તે પૈશાચ વિધિ કહેવાતો. આ ઉપરાંત ક્ષત્રિયો પોતાની કન્યા માટે વીર્યશુલ્ક માંગી શકતા; જેમકે જનક રાજાએ પરશુરામનું ધનુષ વાળી શકે તેને જ પોતાની કન્યા આપવાનો આગ્રહ રાખેલો અને રાજા રજવાડાઓને આમંત્રેલા અને રામચંદ્ર ધનુર્ભંગ કરી શકેલા તે ઉપરથી તેનેજ કન્યા આપેલી. દ્રુપદ રાજાએ નીચે પાણીમાં જોઇને ઉપર ટંગાવેલો મત્સ્ય વેધે તેને જ પોતાની કન્યા આપવાનું જાહેર કરેલું અને બધા એકત્ર થયેલા. રાજામાંથી કોઇ ન કરી શકતાં બ્રાહ્મણવેશે આવેલો અર્જુન તે કરી શક્યો તે ઉપરથી તેના મૂળ વર્ણ વિષે ખાત્રી કરીને પછી તેને દ્રૌપદી પરણાવવાનો નિશ્ચય દ્રુપદે કરેલો. માત્ર કન્યાના ઉપયોગ માટે જ દાગીના, કપડાં વગેરે (પલ્લું) લેવાનો પ્રચાર આ કાળમાં શરૂ થયેલો કે કેમ તેનો નિશ્ચય થઇ શક્યો નથી, પરન્તુ એ બનવાજોગ છે કે ક્ષત્રિય સિવાયના વર્ણોમાં તેવો રિવાજ ચાલુ થયો હશે, કારણ તેને લીધે વિવાહ આસુર થતો નહિ. આવી સર્વ પરિસ્થિતિનો વિચાર કરીને સ્મૃતિકારોએ જેટલી શાસ્ત્રસંમત હતી તે તેમ જ જેટલી રૂઢિથી જુદા જુદા દેશમાં પ્રચલિત હતી તે બધી પદ્ધતિઓ સ્વીકારી લીધેલી અને એક સામાન્ય નિયમ રાખ્યો હતો કે **शास्त्राद्रूढिर्बलीयसी** (શાસ્ત્ર કરતાં રૂઢિનું પ્રમાણ વધારે બળવાન છે.). લગ્નવિધિના એક અંગ તરીકે જ એક, ત્રણ અગર પાંચ અગ્નિઓ પ્રકટાવાતા અને પછી ગૃહસ્થે તેને જાળવી રાખીને તેમાં રોજ નિયમિત રીતે મન્ત્રોચ્ચાર સહિત આહુતિઓ આપવી પડતી, પૂર્ણિમા તથા અમાવાસ્યા અને વર્ષ પૂરું થતું હોય તે દિવસે, ઇષ્ટિ કરવી પડતી. આ ક્રિયામાં ગૃહસ્થની સ્ત્રીએ ઘણો ભાગ લેવો પડતો અને પતિ બહારગામ જાય તો તેણે એકલીએ પણ વિધિસર એ કાર્ય કર્યાં જ કરવું પડતું, તે માટે તેને ઉપનયન અને યોગ્ય શિક્ષણ આપવામાં આવતું, ઋતુકાળ, પ્રસવકાળ વગેરે વખતે વિશેષ પ્રાયશ્ચિત્ત કરવાં પડતાં,

કડક શૌચ પાળવું પડતું અને બીજા કેટલાક કડક નિયમો પાળવા પડતા. બેમાંથી જે પહેલું મરણ પામે તેની પ્રેતક્રિયા માટે તેજ અગ્નિનો ઉપયોગ કરવો પડતો, બધું સાહિત્ય અગ્નિમાં હોમી દેવું પડતું અને પાછળથી જે જીવે તેનાથી એકલાં અગ્નિહોત્ર કર્મ થઈ શકતું નહિ. જ્યારે ગૃહસ્થાશ્રમમાં રહેતાં પાકટ (લગભગ ૫૦ વર્ષની) ઉમર થઈ જાય ત્યારે, અગર પુત્ર મોટો થઈ ગયો હોય ત્યારે, દ્વિજો વનવાસ કરવા જતા. તે વખતે પોતાના અગ્નિ જોડે લઈ જવા પડતા, ત્યાં પણ નિત્યકર્મ કર્યાં કરવું પડતું, સ્ત્રી સાથે રહેવા છતાં કડક શૌચ અને બ્રહ્મચર્ય સદાને માટે પાળવું પડતું, કેશ વધારવા પડતા, વગર ખેડેલું અનાજ ખાઈ શકાતું અને તે પણ અતિથિ વગેરેને સંતોષ્યા પછી, એ વગેરે ઘણા ધર્મો પાળવા પડતા. તે આશ્રમમાં રહેતાં પણ બેમાંથી કોઈનું અવસાન થાય તો પ્રેતકર્મ ગૃહસ્થી માફકજ કરીને અગ્નિનો ત્યાગ કરવો પડતો. જ્યારે કોઈ પણ કારણથી તીવ્ર વૈરાગ્ય આવે ત્યારે અગ્નિ અને શિખાસૂત્રનું વિસર્જન કરીને સંન્યસ્ત દીક્ષા લઈ શકાતી. તે પછી જો કે વૈદિક ક્રિયા કરવાની રહેતી નહિ તોપણ શૌચ, બ્રહ્મચર્ય, નિયમિત ભિક્ષાચર્યા, પર્યટન વગેરેના ઘણા કડક નિયમો પાળીને આત્મસાધન કરવું પડતું. એમાં ત્રિદંડી, કુટીચક, હંસ અને પરમહંસ એવા ચાર પ્રકારો હતા. તેમાં ત્રિદંડી અને કુટીચકને ઘણા નિયમો પાળવાના રહેતા, પરંતુ હંસને થોડા નિયમો પાળવા પડતા. માત્ર પરમહંસને તો કોઈ નિયમ લાગુ પડતા નહિ, કારણ કે એ દશાને માટે લાયકાત ક્યારે આવેલી ગણાતી કે જ્યારે આત્મજ્ઞાનનો પરિપાક થઇને દેહાત્મબુદ્ધિ તદ્દન નષ્ટ થઈ ગઇ હોય અને સર્વાત્મભાવ જાગ્રત થયો હોય, અને તેવી દશામાં આવેલાની મનોવૃત્તિ એટલી શુદ્ધ થયેલી મનાતી કે જે स्वस्य च प्रियमात्मनः ( પોતાના આત્માને જે પસંદ પડતું) હોય તેજ તેની પ્રવૃત્તિનું નિયામક ગણવામાં આવતું.

વ્યાવહારિક ટંટાઓ પણ આ જગતમાં વધી પડ્યા હતા. તેથી ધર્મ-સૂત્રોમાં વ્યવહારનાં જે છૂટાંછવાયાં થોડાં ઘણાં અંગો જોવામાં આવે છે તેને બદલે મનુના ધર્મશાસ્ત્રમાં વ્યવહારને ૧૮ વિવક્ષિત વિભાગમાં વહેંચી નાંખવામાં આવેલો જોવામાં આવે છે અને ધાર્મિક અને વ્યાવહારિક ટંટાઓના નિર્ણય માટે જુદી જુદી વ્યવસ્થાઓ કરેલી પણ જોવામાં આવે છે. તેનું વિસ્તારથી વિવેચન કરવાનું આ પ્રસંગે બની શકે એમ નથી. જિજ્ઞાસુઓને તે બાબતમાં મેં પોતે ઇન્ડિયન રિવ્યુમાં સને ૧૯૧૫ અને ૧૯૨૦માં તત્કાલીન ન્યાય કારભાર ઉપર લેખો લખેલા છે તે જોઇ લેવાની ભલામણ કરું છું.

ઉપલા સર્વ શુદ્ધ ધર્મને લગતા નિયમો વૈદિક સંપ્રદાય પ્રમાણેના છે. તે સંપ્રદાયની સાથે સાથે જ શૈવ, વૈષ્ણવ અને શાક્ત સંપ્રદાયો પણ ઘણા લાંબા વખતથી ચાલુ હતા એમ તે તે સંપ્રદાયોનાં આગમો, તન્ત્રો, પ્રાચીન શિલાલેખો, કોતરકામ વગેરે જોતાં લાગે છે. શૈવ સંપ્રદાય તો એટલો જૂનો છે કે મોહેંજો-ડારોમાં ઈ. સ. પૂર્વે ૪૦૦૦ થી ૫૦૦૦ વર્ષના અરસાના જે અવશેષો મળ્યા છે તેમાંથી પણ તે સમયે શિવલિંગનું પૂજન થતું હશે એમ લાગે છે. શક્તિની ઉપાસના પણ તેટલી જ પુરાણી હોય એ બનવાજોગ છે. તેનો પ્રચાર ક્યારથી શરૂ થયો હશે તે ચોક્કસ કરવું મુશ્કેલ છે, પરન્તુ વિચાર કરતાં એમ પણ લાગે છે કે જ્યારથી કપિલમુનિનો પુરુષ અને પ્રકૃતિથી જગતની ઉત્પત્તિનો સિદ્ધાંત પ્રચલિત થયો હશે ત્યારથી કેટલાક લોકોના મનમાં વૈદિક યજ્ઞયાગાદિ ઉપરથી શ્રદ્ધા ઓછી થઈ હશે અને તેમણે પુરુષ-પ્રકૃતિનાં પ્રતીકો તરીકે પ્રથમ અર્ધનારીશ્વરની અને પછી લિંગ અને જળાધારી તથા શક્તિની સાકાર મૂર્તિની ઉપાસના શરૂ કરી હશે. પાછળથી પ્રકૃતિના ત્રણ ગુણો સત્ત્વ, રજસ્ અને તમસ્‌ના પ્રભાવનાં સૂચક બ્રહ્મા, વિષ્ણુ, અને રુદ્ર એ ત્રિમૂર્તિની સૃષ્ટિની ઉત્પત્તિ થઇ રહ્યા પછી અંતર્યામી તરીકે વિષ્ણુની અને જગતનાં વિનાશકારક તત્ત્વોની મૂર્તિ તરીકે રુદ્રની ઉપાસનાઓ શરૂ થઈ હશે. તેથી પણ પાછળથી વિષ્ણુના અનુયાયીઓએ એક તરફથી તેને આદ્ય પુરુષ, પુરુષોત્તમ વગેરેની સંજ્ઞા આપી ઉપનિષદન્તર્ગત સગુણ બ્રહ્મ સાથે તેનું તાદાત્મ્ય સાધ્યું. જગતની ઉત્પત્તિમાં દૈવી શક્તિએ જે સંરક્ષણાત્મક ભાગ ભજવેલો તે વિષ્ણુનાં કૃત્યો ગણીને તેનું માહાત્મ્ય વધાર્યું, અને બીજી તરફથી પરશુરામ, દાશરથી રામ, અને શ્રીકૃષ્ણ એ મહાન પુરુષોએ વર્ણાશ્રમ ધર્મના રક્ષણ માટે મહાન કૃત્યો કરેલાં તે ઉપરથી તેમને વિષ્ણુના અવતાર માનીને તેમજ દત્તાત્રેય જેવા મહાન તપસ્વીઓને પણ તેના ગૌણ અવતાર માનીને તથા તેના નારદ જેવા ભક્તોના ગુણ ગાઈને વિષ્ણુની ઉપાસનાનું મહત્ત્વ ઘણું વધારેલું. તેવીજ રીતે રુદ્રના ઉપાસકોએ તેનાં રૌદ્ર અને સૌમ્ય એવાં બે રૂપ કલ્પીને સૌમ્યરૂપને શંકર, મહેશ્વર, મહાદેવ વગેરે નામ આપી, તેને ભોળા, ત્યાગી, યોગી, દુઃખનિવારક, શાંતિદાયક વગેરે વિશેષણો આપીને વૈદિક ગ્રંથોમાં પ્રજાપતિનાં જે જે કાર્યો વર્ણવેલાં હતાં તે સર્વ તે દેવને આરોપીને તેનાં દષ્ટાંતો ઘડી કાઢીને તેનું માહાત્મ્ય એટલું વધારેલું કે લોકો બ્રહ્માને સાવ ભૂલી ગયા. શક્તિના ઉપાસકોએ શક્તિ અને શક્તિમાન, માયા અને માયીનના ભેદ ઉપર ભાર મૂકીને પુરુષને નિષ્ક્રિય ઠેરવી, જે જે મહાન કાર્યો દેવોના લાભાર્થે

કરવાં પડેલાં એટલે કે દૈવી શક્તિઓના વિકાસમાં જે જે વ્યત્યયોરૂપી અસુરો દેવોને ત્રાસદાયક થઈ પડયા હતા તે ત્રાસમાંથી મુક્તિ માટે જે વ્યત્યયનિવારક શક્તિઓ જગન્નિયંતાને છોડવી પડેલી તે સર્વને આદ્યશક્તિ, ચૈતન્યશક્તિ, મહામાયાનો, સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણની, મહાસરસ્વતી, મહાલક્ષ્મી અને મહાકાલી એ ત્રિપુટીની, જનેતાનો પ્રભાવ છે એમ વર્ણવીને તેનું માહાત્મ્ય વધારેલું. આ મુખ્ય દેવતાઓ ઉપરાત સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, ગણેશ, કાર્તિકસ્વામી, ભૈરવ, યોગિનીઓ વગેરે અનેક ગૌણ દેવતાઓની ઉપાસનાઓ પણ મૌર્ય કાળના અંત સુધીમાં પ્રચલિત થઈ હતી. જેમ યજ્ઞયાગાદિને અંગે પશુહિંસાઓ થતી તેમ ભાગવત સંપ્રદાય સિવાયના બીજા બધા સંપ્રદાયોમાં દેવોને સંતુષ્ટ કરવા માટે પણ થતી. શૈવ સંપ્રદાય અને શક્તિ સંપ્રદાયોમાં તો નરપશુનું બલિદાન પણ અપાતું. પરન્તુ બૌદ્ધ અને જૈન ધર્મના પ્રચારથી નરમેધો તો લગભગ બંધજ થઇ ગયા હતા અને પશુમેધો થોડા થઈ ગયા હતા. એવા યજ્ઞો કરવાનો ઉદ્દેશ કામનાઓની સિદ્ધિ સિવાય કાંઇ હતો નહિ અને કામનાઓ ગમે તેટલી તૃપ્ત થાય તો સંતોષ થતો નથી, ભોગને અંતે રોગ પણ આવે જ છે, વિષયજન્ય સુખને અંતે અધઃપતન જરૂર થાય છે; સ્વર્ગ, ઇંદ્રભુવન, કરતાં મહાદેવ તથા વિષ્ણુનાં સ્થાન ઊંચાં છે; ત્યાં પહોંચ્યા પછી અધઃપતન થતું નથી; પરંતુ અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ થયેથી દુઃખમાંથી હંમેશને માટે મુક્તિ મળે છે; કોઇ પણ કર્મ નિષ્કામતાથી કર્યાથી અને સંયમિત જીવન ગાળ્યાથી તે ઉચ્ચ સ્થાને પહોંચવાની યોગ્યતા આવે છે; એ જાતનો ઉપદેશ સામાન્ય જનતા સમજી શકે તે માટે સ્મૃતિકાળના ઋષિમુનિઓએ ધર્મશાસ્ત્રોમાં તેનાં મૂળ તત્ત્વો આમેજ કરવા ઉપરાંત વિસ્તારપૂર્વક અને સદ્દષ્ટાન્ત વિવેચન કરવાને અર્થે ઐતિહાસિક અને પૌરાણિક ગ્રંથોની પુનર્રચના કરી હતી. એ પુનર્રચનામાં શૈવસિદ્ધાન્તની પણ અવગણના કરી નથી પરન્તુ મહાદેવને નિર્ગુણ બ્રહ્મના પ્રતીક તરીકે ગણ્યું છે. ઉદાહરણાર્થ શ્રીકૃષ્ણે પણ મહાદેવની આરાધના બદરિકાશ્રમમાં રહીને કર્યાનો ઉલ્લેખ મહાભારતમાં છે.[૧] તે છતાં તેમાં ભાગવત સંપ્રદાયના સિદ્ધાંતનું પ્રાધાન્ય જોવામાં આવે છે તેનું કારણ એજ છે કે અવ્યક્તની ઉપાસના ઉપર કહ્યું તે પ્રમાણે ઘણી કઠિન છે અને સંસારીને સામાન્યતઃ સગુણની ઉપાસનાજ સુસાધ્ય છે અને તેમાં ભગવદ્ગીતામાંના નિષ્કામ કર્મયોગનો કામવાસનાથી ધર્મને નામે થતા અનર્થને અટકાવવા માટે ઘણો સારો

૧. મહા. ૧૩. ૧૪૮. ૫૫.

ઉપયોગ થઈ શકે એવો હતો. મનુસ્મૃતિમાં અને મહાભારતમાં નિયોગવિધિ અને યજ્ઞપરત્વે હિંસાની સામે જે ટીકાઓ જોવામાં આવે છે તે પણ ભાગવત સંપ્રદાયના નિયમોની અસરનું જ પરિણામ છે.

આ પ્રમાણે વર્ણાશ્રમ ધર્મના મૂળ ઉદ્દેશને વળગી રહીને વ્યક્તિ-સ્વાતંત્ર્યને ખિલવવા માટે જેટલી સગવડ આપી શકાય તેટલી આપીને છિન્નભિન્ન થયેલા આર્યસમાજને પુનઃવ્યવસ્થિત સ્વરૂપ આપવાનો તે કાળની પરિસ્થિતિમાં શકય તેવો અને તેટલો પ્રયત્ન સ્મૃતિશાસ્ત્રોના રચનારાઓ જેમાં હું મહાભારતના અને રામાયણના કર્તાઓને પણ ગણું છું તેમણે કીધો હતો.

(૮) **તેનાં આવેલાં પરિણામો:**—આ તેમના કાર્યનાં શાં શાં પરિણામો આવ્યાં તે હવે તપાસીએ. કુમારિલ, શંકરાચાર્ય, મેધાતિથિ વગેરે ભાષ્યકારો અને ટીકાકારોનો કાળ શરૂ થયો ત્યારપછીની સામાજિક સ્થિતિ કેવી હતી તે તપાસ્યાથી તે પરિણામોનો ખ્યાલ આવે એમ છે. તે જોતાં લાગે છે કે જેમ એક તરફથી એ ખરું છે કે સ્મૃતિકારોએ લીધેલાં પગલાંથી વ્યક્તિગત આત્માના ધર્મરક્ષણ અને તેની ઉન્નતિનો માર્ગ ખુલ્લો થયો હતો અને તેથી આપણો સનાતન ધર્મ જળવાઇ રહ્યો હતો, આપણું સામાજિક બંધારણ પણ જળવાઈ રહ્યું હતું અને જ્યારે તે ઉપર મુસલમાનો તરફથી આક્રમણ થવા લાગ્યાં તે વખતે તેના રક્ષણ માટે પ્રાણ સમર્પણ કરનારા અનેક વીરો નીકળી પડયા હતા તેમ બીજી તરફથી સાથે સાથે એ પણ ખરું જ છે કે શંકરાચાર્યના જન્મકાળના જ અરસામાં જ્યારે સિંધ ઉપર મહમ્મદ કાસમ ચઢી આવ્યો હતો અને તેના અનુયાયીઓ કચ્છ–કાઠિયા-વાડમાં પેસી ગયા હતા, જ્યારે મહમ્મદ ગઝની હિન્દમાં પ્રવેશ કરીને સોમનાથનું દેવળ તોડીને તેમાંથી અતોનાત દ્રવ્ય લઈને પાછો ગયો, જ્યારે શાહબુદ્દીન ઘોરીએ દિલ્લી પર હલ્લો કરીને પૃથ્વીરાજ ચૌહાણને કપટ કરીને માર્યો ત્યારે દેખાઇ આવ્યું હતું કે આપણા ધર્મમાં અને અને આપણા સામાજિક બંધારણમાં એક મોટી ખામી હતી અને તે એ કે તેમાં હિન્દના જુદા જુદા ભાગમાં અને જુદી જુદી જ્ઞાતિઓ અને મતપંથોમાં વહેંચાઇ ગયેલા હિન્દુ સમાજના એકત્વને ખિલવનારાં તત્ત્વો નહોતાં એટલુંજ નહીં, પરંતુ ઊલટું પરસ્પર દ્વેષને પોષનારાં તત્ત્વો હતાં. તેથી એક પ્રાન્ત ઉપરની આફતને બીજા પ્રાન્તો પોતાની ગણી શકતા નહિ, અને રાજ્યકર્તાની આફતને પ્રજાવર્ગ પોતાની ગણી શકતી નહિ, પરંતુ सब सब की समालियो मैं मेरी फोडता हू આવો મનોભાવ દરેક વર્ગના મનુષ્યમાં ઘર કરી બેઠેલો હતો. તેનું

પરિણામ એ આવ્યું કે ધર્મઝનૂની પરદેશીઓ દેશમાં ઘૂસી જઇ તેના માલેક થઈ બેઠા અને તેમણે કરેલાં આક્રમણો અને અત્યાચારો છતાં જો કે હિન્દુ ધર્મ અને હિન્દુ સમાજ જીવતાં તો રહ્યાં તો પણ તે પરદેશીઓની સત્તાના ભાર નીચે દબાઈ ગયાં.

ઘણા સૈકાઓ પછી હિન્દને મુક્તિ અપાવવાની મહત્ત્વાકાંક્ષાવાળો મહાન દેશાભિમાની શૂરવીર શિવાજી બહાર પડ્યો હતો અને તેણે બીજાપુરનું રાજ્ય છિન્નભિન્ન કરીને અને મોગલ શહેનશાહતને હચમચાવીને થોડું કામ કરી દેખાડયું હતું અને આગળ વધવાનો માર્ગ ખુલ્લો કરી આપ્યો હતો. પરંતુ, મરાઠા અને બ્રાહ્મણ, પ્રભુ અને બ્રાહ્મણ, તથા મરાઠા અને પ્રભુ, સરદારો વચ્ચેના કુસંપને લીધે અને રાષ્ટ્રકાર્ય માટે વ્યક્તિગત લાભનો ભોગ આપવાની ઉદારવૃત્તિના અભાવને લીધે શિવાજીની મહત્ત્વાકાંક્ષા પૂર્ણ થઇ નહોતી અને બીજા દરિયાપારના પરદેશીઓ ફાવી ગયા હતા. તે ફાવ્યા તેનું મુખ્ય કારણ એ કે લગભગ બધાજ મહારાષ્ટ્રીય અમલદારોના દિલમાં પ્રાન્તીય અભિમાન એટલું બધું હતું કે તેથી તેમણે બીજા પ્રાંતો ઉપર ઘણો જુલમ ગુજાર્યો હતો અને તેથી તે પ્રાન્તના લોકોએ પોતાના દેશના કરતાં એ પરદેશીઓને રાજ્યકર્તા તરીકે વધારે પસંદ કરીને તેમને મદદ કીધી હતી.

(૯) **તે ઉપરથી આપણે લેવાનો બોધ:**—આ અનુભવ અને જ્ઞાન ઉપરથી આપણે શો બોધ લેવો જોઇએ એ પ્રશ્ન હવે વિચારવાનો છે. આપણામાં હવે રાષ્ટ્રભાવના જાગી છે. પરંતુ થોડાં ઘણાં કેળવાયેલાં મનુષ્યો એકમત થાય તેથી આવડી મોટી ૩૫ કરોડ પ્રજાના એકરાષ્ટ્રત્વની સિદ્ધિ થાય એ બનેજ નહિ, તેને માટે તો તે ભાવના સર્વમાન્ય હોવી જોઇએ. વળી તેટલેથી પણ બસ નથી, તે માટે સ્વાર્થનો ભોગ આપવાની તૈયારી પણ સર્વ કોઇની હોવી જોઈએ. એવી સર્વસામાન્ય ભાવના એ નથી અને સ્વાર્થત્યાગ અમુક હદમાં પણ કરવાની લોકોની તૈયારી નથી, એ પ્રાન્તીય સરકારોએ કેટલાક કર નાંખ્યા ત્યારે થયેલા ઊહાપોહ ઉપરથી જણાઇ આવ્યું છે. વળી જ્યારે પણ ખરી સત્તા હાથમાં આવવાની હશે ત્યારે મુસલમાનો તો સમજે છે કે **મારતા મીયાંની તલવાર** જ ઉપયોગી છે; એટલે તેઓ તો જે સત્તા મળશે તેમાંથી પોતાનો જુદો હિસ્સો પડાવશે ત્યારે જ જંપશે. ત્યાંલગી તો બ્રિટિશ લોકો પાસે જ ખરી સત્તા ભલે રહે, પરંતુ પોતાના દેશ બંધુઓને તે નહીં આપવા દે. મૂર્ખા આપણા જ લોક છે કે તેમાંથી કેટલાક પોતાને રાષ્ટ્રવાદી એટલે કોમીવાદથી પર કહેવડાવે છે, અને

બાકીના ન્યાતજાતના ભેદ તથા મતપંથના ભેદને લીધે અને સ્વાર્થને નુકસાન થવાના ભયે એકત્ર મળી જ શકતા નથી. બાકી હિન્દની ૩૫ કરોડની વસ્તીમાંથી વધારેમાં વધારે ૯ કરોડ મુસલમાન અને બીજી બધી કોમો મળીને ૧ અગર ૨ કરોડ બાદ કરીએ તોપણ ૨૪–૨૫ કરોડ હિન્દુઓ રહ્યા. એમાં જો રાષ્ટ્રને માટે અભિમાન અને તેની સિદ્ધિ માટે જોઈતું બલિદાન આપવાની તૈયારી હોય અને તેઓ જો એકકે અવાજ બોલી શકતા હોય તો તેની અસર મુસલમાનો ઉપર અને બ્રિટિશ પ્રજા ઉપર પણ કાંઈ થોડી થાય નહિ. વળી સનાતન ધર્માનુયાયીઓની ફરિયાદ છે કે આ ગાંધી-મતવાળા મોટે ભાગે હિંદુ હોવા છતાં સનાતન ધર્મનો નાશ કરવા માંગે છે અને પોતાના હાથમાં જે થોડીઘણી સત્તા આવી છે તેનો ઉપયોગ પોતાના પાશ્ચાત્ય પ્રજા પાસેથી ઉછીના લીધેલા વિચારો અમલમાં લાવવા માટે કરીને સનાતન ધર્મનો નાશ કરનારા કાયદાઓ ઘડાવે છે. માત્ર થોડીક વ્યક્તિઓના વિચાર પ્રમાણે સામાજિક બંધારણના કાયદા થઇજ શકે નહિ, એ તેઓની ફરિયાદ કેટલેક અંશે વ્યાજબી છે, પરંતુ એમ બૂમ પાડયેથી કે ભાષણો કર્યેથી કે ઠરાવો પસાર કર્યેથી કાંઈ એ લોકો અટકે એમ નથી. તેને અટકાવવાનો એકજ રસ્તો છે ને તે એ કે હિન્દુઓ કહેવાતા સર્વે લોકોએ જ્ઞાતિઅભિમાન અને ધાર્મિક મતભેદ રાષ્ટ્રને લગતા સામાન્ય વિષયમાં બાજુએ મૂકવા જોઇએ, સર્વેએ મળીને પરિસ્થિતિ ઉપર વિચાર કરવો જોઈએ, ઉદારતાથી છૂટછાટ મૂકવા તત્પર થવું જોઇએ અને સર્વસમ્મત હોય અગર કોમનો મોટો ભાગ જે સામાજિક કાયદો ઘડવામાં સમ્મતિ આપે તે જ કાયદા ઘડવા માટે સમૂહબળ વાપરી સત્તાવાળાઓ ઉપર દબાણ કરવું જોઈએ અને તે ઉપરાંત સર્વ કાયદાકાઉન્સિલોમાં જેટલી શક્ય હોય તેટલી બેઠકો હસ્તગત કરીને જે સત્તાનો દુરુપયોગ થતો તેમને લાગે છે તેમાં ભાગ પડાવવો જોઈએ. તે માટે સૌથી પ્રથમ વ્યવસ્થિત સંગઠનની જરૂર છે.

(૧૦) **હાલની પરિસ્થિતિમાં આપણું કર્તવ્ય અને તેની મૂળ આદર્શ ઉપર થનારી અસર**:–આ પ્રમાણે રાષ્ટ્રની સિદ્ધિ માટે જે ઉદારતા રાખવાનું ઉપર જણાવ્યું તેથી અગાઉ જણાવેલા આપણા મુખ્ય આદર્શને બાધ આવે એમ નથી, કારણ કે તેમાં તો કોઇ જાતના ભેદને અવકાશજ નથી, અને સનાતન ધર્મની વર્ણાશ્રમધર્મની જે પ્રણાલિકા છે તેમાં ઉપર જણાવ્યું તે પ્રમાણે મૂળ સિદ્ધાન્ત, જે ઘણો વ્યાપક છે, તેમાં પ્રસંગાનુસાર ફેરફારો થયાં જ કર્યા છે. હાલના સમયમાં કાં સંસારી કે કાં ત્યાગી, કાં બ્રાહ્મણ કે કાં ક્ષત્રિય, કાં વૈશ્ય કે

કાં શૂદ્ર એમ કહીજ શકે એમ નથી કે તે પોતે આદર્શમય ધર્મ પાળી શકે છે. તેથી જો પરેચ્છાથી તેમાં ફેરફાર થાય તો સ્વેચ્છાથી કરવામાં શો વાંધો, તે મને સમજાતું નથી. અને તે ફેરફારો કરવાના તે ધર્મના મૂળ સિદ્ધાન્તમાં નથી, પરંતુ રૂઢિમાં છે; શાસ્ત્રવિરુદ્ધના નથી, પરંતુ આપણે શાસ્ત્રથી બહુ દૂર જતા રહ્યા છીએ તેથી પાછા હઠીને શાસ્ત્રની નિકટ જવા માટેના છે. ઉદાહરણાર્થ કોઇ પણ સ્મૃતિકારે વર્ણોમાં જ્ઞાતિઓ અને પેટાજ્ઞાતિઓ અને તેમાં વળી પેટાજ્ઞાતિઓનો સ્વીકાર કર્યો નથી. વચલા ટીકાકારો અને નિબંધકારો પૈકી જો કોઈએ કર્યો હોય તો તેના મતને વજન આપવાની જરૂર નથી, કારણ કે તેમની બુદ્ધિ કુંઠિત હતી. એ ભૂલવું ન જોઇએ કે આપણે તો ઋષિમુનિપ્રણીત ધર્મ પાળવાનો છે, નહિ કે પંડિતો તેને જેવો સમજતા તેવો. તેથી જો જ્ઞાતિબન્ધનો શિથિલ કરવામાં આવે તો તેથી કાંઇજ અધર્મ થાય એમ નથી. તેવીજ રીતે ધાર્મિક માન્યતા માટે ભલે તે ગમે તે પંથનો સ્વીકાર કરવામાં આવે; એ તો પુષ્પદંતાચાર્ય કહે છે તેમ રુચિવૈચિત્ર્યનું પરિણામ છે; પરંતુ એ બધા પરમાત્મસ્વરૂપને ઓળખવાના જુદા જુદા રસ્તા છે એમ સમજીને તેને માટેનો દુરાગ્રહ છોડી દઈને હિન્દુ હોવાપણાનું સામાન્ય અભિમાન કેળવવામાં આવે તો તેથી કાંઇજં અનર્થ થાય એમ નથી. માટે મારી સર્વ હિન્દુભાઇઓને આગ્રહપૂર્વક એજ સલાહ છે કે સ્મૃતિકાળના ઋષિમુનિઓના જેટલી ઉદારવૃત્તિ તમે પણ રાખો. દુરભિમાન અને દુરાગ્રહ, જેથી કુસંપ વધીને દેશ અધોગતિએ પહોંચ્યો છે તે, છોડી દો અને રાષ્ટ્રના ઘડતરમાં ઉત્સાહપૂર્વક મદદ કરો. તેમ કરવાથીજ, નહિ કે વૃથા શોક કર્યાથી કે કોઇની નિંદા કર્યાથી, જે સ્વધર્મ તમને પ્રિય છે તેનું રક્ષણ થશે અને સાથે સાથે જે ઉચ્ચ આદર્શ ઉપર હિન્દની સંસ્કૃતિ રચાયેલી છે તે આદર્શ, જેમાં સમાનભાવ રાખવાનો ડગલેડગલે બોધ છે, તેની વધારે નિકટ પહોંચાશે. इत्योम् ॥

---

# સર સર્વપલ્લી રાધાકૃષ્ણનને માનપત્ર

**સુવિખ્યાત** તત્ત્વજ્ઞ સર સર્વપલ્લી રાધાકૃષ્ણનને અમદાવાદની સંસ્કૃતિ, સાહિત્ય ને શિક્ષણની પ્રતિનિધિસમી ચાર સંસ્થાઓ—ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ એજ્યુકેશન સોસાયટી, ગૂજરાત સાહિત્ય સભા ને અમદાવાદ થિઓસોફિકલ લોજ તરફથી માનપત્ર આપવાનો એક મેળાવડો તા. ૧૩–૧૨–૩૮ને દિવસે સાંઝના સાડા પાંચ વાગ્યે શેઠ મંગળદાસ મેમોરિયલ હોલમાં થયો હતો. હોલ પૂર્ણ ભરાઇ ગયો હતો અને સર રાધાકૃષ્ણનને સાંભળવાને આતુર છતાં હોલમાં પ્રવેશી નહિ શકેલા એવા કેટલાક લોકો હોલની બહાર ઊભા રહ્યા હતા. નિયત સમયે સભાનું કામકાજ શરૂ થયું હતું. આરંભમાં મહિલા પાઠશાળાની વિદ્યાર્થિનીઓએ મંગળસ્તવન ગાયું હતું ને તે પછી ઓન. માવલંકરે બોલતાં જણાવ્યું કે "આજનો દિવસ અમદાવાદમાં સુવર્ણાક્ષરે લખવા જેવો છે. સરસ્વતીની પૂજા કરવી એ તો સરસ્વતીના ભક્તોનો ધર્મ છે ને સરસ્વતીના આવા મહાન સેવક, પશ્ચિમમાં પણ જેમણે હિન્દુસ્તાનનું માથું ઊંચું રખાવ્યું છે તેવા વિદ્વાન અહીં આવે ત્યારે અમદાવાદની સરસ્વતીભક્ત સંસ્થાઓ તેમને માન આપે એ જ ઉચિત છે." તે પછી તેમણે પ્રમુખ માટે જ્ઞાનવૃદ્ધ ડૉ. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવનું નામ સૂચવી, તેમનો પરિચય આપી એ જ આજની સભાના પ્રમુખપદ માટે સર્વશ્રેષ્ઠ છે એમ કહ્યું હતું, અને ઉમેર્યું હતું કે "ખરેખર ગર્વ લેવા જેવી વાત છે કે આજના પ્રસંગને દિપાવે એવા પ્રમુખ આપણી પાસે છે. એમણે બનારસ હિન્દુ વિશ્વવિદ્યાલયમાં અપ્રતિમ કાર્ય કરી બતાવ્યું છે. જુવાન પ્રજાને દોરવણી આપીને હિન્દનું નાક રાખ્યું છે. તેઓ વયોવૃદ્ધ સાથોસાથ જ્ઞાનવૃદ્ધ છે એ થોડો આનંદનો વિષય નથી." શ્રી ઈન્દુમતી મહેતાએ દરખાસ્તને હાર્દિક અભિનંદન આપ્યા બાદ ડૉ. ધ્રુવે પ્રમુખપદ સ્વીકારી ત્રણે સંસ્થાના પ્રમુખ તરીકે પોતાને આ માન માટે આભાર દર્શાવી સર રાધાકૃષ્ણનનો પરિચય કરાવ્યા પછી તેમને આપવાનું માનપત્ર વાંચી સંભળાવવાની શરૂઆત કરી હતી; પરંતુ તેમનો અવાજ સભાને સંતોષવાને અશક્ત હોઇને તેમણે શ્રી બળવંતરાય ઠાકોરને વ્યાખ્યાનપીઠ પર નિમંત્ર્યા હતા, ને શ્રી. ઠાકોરે માનપત્ર વાંચી સંભળાવ્યા બાદ સર રાધાકૃષ્ણનને યથાવિધિ માનપત્ર અર્પણ થયું હતું ને હારતોરાથી તેમને ઢાંકી દેવામાં આવ્યા હતા. સર રાધાકૃષ્ણન એક હાર શ્રી. ધ્રુવને પહેરાવવા માટે ખૂબ મથ્યા હતા ત્યારે

ભારે રમૂજ ઉત્પન્ન થયેલી. ત્યારપછી સર રાધાકૃષ્ણન માનપત્રનો જવાબ વાળવા ઊભા થયા ત્યારે બધો ઘોંઘાટ શમી ગયો હતો ને સૌ તેમને સાંભળવાને ઉત્સુક બની રહ્યા. પ્રવાહી અંગ્રેજીમાં ભાષણના આરંભમાં તેમણે કહ્યું કે

"મારે માટે નિર્માયેલું માનપત્ર વંચાયું તે મેં સાંભળ્યું. મારે માટે એમાં બહુ બહુ કહેવાયું છે. તમારા પ્રેમનું એને હું પ્રતીક ગણીશ.

અત્યારે આપણે જે સમયમાં જીવીએ છીએ તે બીજા બધા સમય કરતાં જુદો છે. આજ સુધી અનેક સંસ્કૃતિઓનું ઘડતર થયું, પરંતુ તેમાં દરેકમાં એક પ્રકારની વિશિષ્ટતા હતીઃ એક સંસ્કૃતિ બીજી સંસ્કૃતિથી અલગ પડી જતી હતી; પરંતુ આ યુગ તો વિશ્વસંસ્કૃતિની કલ્પનાનો યુગ છે; જો કે આજે પણ વિચારોનાં સંઘર્ષણ ચાલુ જ છે ને દેશદેશની વિશિષ્ટ સંસ્કૃતિઓ સેળભેળ થતી ચાલી છે. હિન્દ એમાં નવી ભાત પાડશે ને વિશ્વને સંસ્કૃતિની ઉચ્ચોચ્ચ એકતાનું ભાન કરાવશે, એવી અત્યારે આશા પડે છે.

છતાં આ જ સમયમાં વિચારોનો જે પ્રવાહ વહે છે, જેઓ વિચારે છે તેમનું સૌનું એક સૂચન છે કે જે વાદો આજ સુધી હતા તેમના વિનાશની ઘડી આવી છે ને જગતમાં નવી પરિસ્થિતિ ઉત્પન્ન થવાની હવે વાટ જોવાય છે. તેવે વખતે આપણે આપણી સ્થિતિનું પુનરવલોકન કરી જવું જોઈએ.

જગત આખું વિજ્ઞાનમય બની રહ્યું છે. સંસ્કૃતિને પણ વૈજ્ઞાનિક સ્વરૂપ આપવાનું પ્રબળ મંથન ચાલી રહ્યું છે. નવા નવા વિચારો જગતમાં સ્ફુરે છે ને પ્રસરે છે; પરન્તુ કશું પણ એમ ને એમ સ્વીકારી લેવાને આ વિજ્ઞાનયુગ તૈયાર નથી. જે કાંઈ તાત્ત્વિક મનાયું છે, મૂલભૂત મનાયું છે તે વિશે પ્રશ્નો પૂછવામાં આવે છે ને ધર્મને વિશે પણ એવા જ પ્રશ્નો પુછાય છે.

જે કાંઈ જૂનું છે, ખખડી ગયું છે, ઉદ્દેશહીન બની ગયું છે તેને સ્વીકારવું? જે સ્વમતાગ્રહી છે તેને સ્વીકારવું? અને પછી તો લાગે છે કે ધર્મ એ તો સાધન છે ને જેઓ મુક્તાત્માઓ છે તેઓ તો સદાય ધર્મથી પર જ રહ્યા છે. એ જ પ્રમાણે જેમણે વિજ્ઞાનની એકાંતિક ઉપાસના કરી છે તેમને ય ધર્મની જરૂર જણાઈ નથી.

ત્યારે, હું પૂછું છું કે આપણે ધર્મ વિના રહી શકીશું? જીવી શકીશું? થોમસ હાર્ડી, બર્ટ્રાન્ડ રસેલ, એચ. જી. વેલ્સ વગેરે વિદ્વાનો તો ધર્મની ઠેકડી કરે છે ને હવે માનવીઓનાં ટોળાંમાં—જનસમુદાયમાં ઈશ્વરને નીરખી

ગ્રહેવાની ઘોષણા થઈ રહી છે. એ કહે છે કે ઈશ્વર મરશે નહિ; એને મારી નાખીશું તોય એ ફરીફરી અવતાર લેશે; ધર્મને દફનાવીશું તોય તત્ત્વજ્ઞાનનાં અવનવાં વહેમનાં ચિત્રવિચિત્ર સ્વરૂપો આપણી વચ્ચે આવીને પડશે. એમ કેમ? માનવી તત્ત્વજ્ઞાન વિના કેમ નહિ રહી શકતો હોય? એને ધર્મ તો જોઇયે જ જોઇયે. જો તમે એને સાચો ધર્મ નહિ આપો તો એ ખોટો ધર્મ ઉપજાવી લેશે, સારો નહિ આપો તો નઠારો ઢૂંઢી લેશે. ધર્મઝંખનાની વૃત્તિ, એની રહસ્યો શોધવાની જિજ્ઞાસા એના માનસમાં ઊડી ઊડી રોપાયેલી છે ને જ્યાંસુધી એ માનસનું સ્વરૂપ કોઈ અનેરા ચમત્કારથી ન ફેરવી શકાય ત્યાંસુધી એ વૃત્તિ ટકવાની પણ છે. સંપૂર્ણતાની એની શોધમાં એ નહિ થાકે, નહિ જંપે.

આ પ્રમાણે જો ધર્મ વિના માનવી ચલાવી લેવાનો જ નથી તો એને કેવો ધર્મ આપશો?

આજ સુધીમાં ધર્મ સમઝવામાં ઘણા ગોટાળા થયા છે, ભ્રમો નીપજ્યા છે; તેથી વિજ્ઞાનવાદીઓ તો ધર્મને ભ્રમ જ કહે છે. અને એ વાત પણ ખરી છે: ધર્મનાં ઘણાં વિધાનો અવળાં સમઝાયાં છે ને અવળાં રચાયાં પણ છે. અને બુદ્ધિને ગૂંગળાવી મારે તેવી ધર્મજડતા ગમે પણ કેમ કરીને? પરંતુ વિજ્ઞાન તે Empirical છે. અવલોકન અને અનુભવની કસોટીમાંથી એ બધું પસાર થાય તે પછી જ એને સ્વીકારવાનું છે. બીજી બાજૂએ ચેતનવાદી જગતમાં સઘળે ચેતન નીરખીને સંતોષ પમાડે છે, ને ત્રીજો વર્ગ એમ જ માને છે કે વિશ્વ કોઈ એક નિરાળા શાસનના દોરથી નભી રહ્યું છે; એ ઈશ્વર નથી, પણ નિયંત્રણ છે, તે એની મેળે એ પ્રવર્તે છે; માનવી એને ઓળખી લે ને અંકુશમાં લે એટલે પત્યું તો વળી કોઇ એમ પણ કહે છે કે ધર્મ એ તો ઐતિહાસિક વિકાસના ક્રમમાં માનવીએ જે સમાજબુદ્ધિ કેળવી છે એ સિવાય બીજું કશું નથી; એની વાટમાં જે અનુભવે પડ્યા છે તેમાંથી તારવેલી તત્ત્વબુદ્ધિને એણે ધર્મ કહેલ છે; અને ઈશ્વરી સત્યનું પણ એને નામ આપ્યું છે.

એક વાત તો સ્પષ્ટ છે કે અનેક ધર્મો અને અનેક વાદોને લીધે પરસ્પર વિરોધી મતમતાંતરો પ્રવર્ત્યાં છે ને માનવીએ સમાજમાં વસીને પોતાના કર્તવ્યની સમાપ્તિ માની હોય એમ બન્યું નથી.

મહાન તત્ત્વજ્ઞ હેગેલ કહે છે કે તમારા નિરાળા ને અજાણ્યા અન્તઃસ્થ ચેતનની પ્રગતિ કરશો તો તમે ઋષિ, દ્રષ્ટા થશો.

તમે જુઓ છો કે વનસ્પતિ અને પશુઓમાં પણ ચેતન સળવળે છે, પરન્તુ તેમની આસપાસ વીંટાયેલી સંકલનામાં તેઓ એકરૂપ બની ગયાં છે. તેઓ માતબર પ્રશ્નો જગાવતાં નથી ને તેનો તોડ પણ કાઢતાં નથી. તેમને જીવવું છે પણ મરણનો તેમણે વિચાર કર્યો હોતો નથી. તેમની આત્મરક્ષણની વૃત્તિ તેમની જીવવાની ઇચ્છા માત્ર બતાવે છે. માનવી આવો નથી. તેણે તો બુદ્ધિ કેળવી છે ને તેથી તેનામાં અજંપો છે. તેને ખબર છે કે તે મરી જવાનો છે ને એક જાતનો ભય તેની આસપાસ વણાયો છે. તે સમાજ સાથે સંસર્ગ રાખે છે પણ સમાજમાં જ વિરમતો નથી. એને પોતાનું હિત છે ને તેને વિકસાવવું પણ છે. એ હિત ખાતર તો તે ઘણી વાર સમાજથી આઘે પણ જાય છે, સમાજના મતને ઠોકરે પણ ચઢાવે છે ને કાનૂનોને ભાંગે છે પણ ખરો; કારણ કે મરણના ભય ઉપરાંત એનામાં self-will આપમતીલાપણાની વૃત્તિ રહેલી છે. આ બે વૃત્તિનો માર્યો એ પ્રશ્ન પૂછે છે, વિચારે છે, ને અનેક સંઘર્ષણોનો શિકાર બને છે. એ કરુણામય પરિસ્થિતિ ઊભી કરે છે ને સઘળે એને વિસંવાદ જડે છે. એની બુદ્ધિ આમ મરણની પ્રતીતિ ને જીવનની મહેચ્છાનો સરવાળો છે. કેમ બચવું, કેમ ઉગરવું, એ એનો મહાપ્રશ્ન છે.

કોઈ જવાબ આપશે કે subhuman—નિકૃષ્ટ માનવી બનો, પશુની સ્થિતિમાં ઊતરી જાઓ તો એ જવાબ ખપશે ખરો ? ના, એ અશક્ય છે. બુદ્ધિનો હ્રાસ કરવાની એનામાં શક્તિ નથી. જડ એ બની શકે એમ નથી, ધારે તોય. જે માનસશાસ્ત્રીય શાન્તિ બુદ્ધિને અભાવે પશુઓ ભોગવે છે તે તેના નસિબમાં નથી. એ અશાન્ત છે, અસ્વસ્થ છે, અજંપાથી પિડાય છે, પણ પાશવતા એનો ઉપચાર નથી, એનો ઉપચાર બીજો કોઈક છે.

જે બુદ્ધિ એણે સાધી છે, જે એની અસ્વસ્થતાનું કારણ છે, તેને જો એ ઉચિત રીતે કેળવે તો જ એનો અજંપો ટળે એમ છે. એની બુદ્ધિમાં જે અવિદ્યા છે તે દૂર થાય, એ નિરાકાંક્ષી, નિર્મમ બને-disinterestedness—ઉદાસીનતા કેળવે તો જ એનો ભય ટાળવાનું, શાંત અને સ્વસ્થ થવાનું આત્મસામર્થ્ય એ પ્રકટાવી શકે, બધાથી એ પર થઈ જાય ને એને ભાન આવે કે અન્તિમ સત્યની આંખે તો સૌ એકરૂપ, ચિન્મય છે, તો જ એ અભય બને.

અભય બનવાની તક માનવીને મળી છે, કેમકે માનવીમાં મૃત્યુ ને અમૃત બન્નેની પ્રતિષ્ઠા થઇ છે. એનો મોહ એને મૃત્યુનું દર્શન કરાવે છે, એની

સમ્યક્ દૃષ્ટિ એને અમૃત આપે છે. अमृतं चैव मृत्युश्च द्वयं देहे प्रतिष्ठितम्। मोहादापद्यते मृत्युर्ज्ञानेनापद्यतेऽमृतम् ॥ નિશ્ચય આપણે કરી લેવાનો છે કે શું ખપશે. આમ બ્રહ્મમાં-ઈશ્વરમાં અભયનો વાસો છે ને બ્રહ્મત્વ કે ઈશ્વરત્વનો આદેશ કરતાં ધર્મનું કાર્ય પણ માનવીને મુક્તિ ને અભયતા બક્ષવાનું છે. બુદ્ધિથી પ્રેરાતા માનવીએ બુદ્ધિમાં અભય ને મુક્તિ પ્રેરવાં પડશે ને સ્વકીય વૃત્તિ, અહંને ભૂલીને ભય ત્યાગવો પડશે. પણ એની મુક્તિ ને એનો ભય તો અધૂરાં ગણાય: બીજાઓને પણ એ અભય બનાવશે ને અભય ને અહિંસા, મુક્તિ ને પ્રેમનું એ સામ્રાજ્ય સ્થાપશે ત્યારે ધર્મની ફરજ સમાપ્ત થશે. એટલે જે ધર્મે પ્રેમમાં પોતાનાં મૂળ નાખ્યાં છે ને સત્ય પર જેની આસક્તિ છે તે જ ધર્મ આ ભગ્નહૃદય વિશ્વને સાચું દિશાભાન કરાવશે."

શ્રી રાધાકૃષ્ણનના હૃદયસ્પર્શી ને પ્રવાહી વક્તવ્ય પછી શ્રી. બળવન્તરાય ઠાકોરે તેમનો આભાર માનતાં જણાવ્યું હતું કે, "માત્ર શિષ્ટાચાર ખાતર હું ઊભો થયો છું. વ્યાખ્યાનની જે ચમત્કારિક અસર નીપજી છે એ ભૂંસાય એવો તમારો સમય હું નહિ લઉં. વ્યાખ્યાતા તો સંસ્કૃતિના જ્યોતિર્ધર છે ને જૂના સમયના મહર્ષિનું સ્મરણ કરાવે એવું તો એમનું તત્ત્વજ્ઞાન છે. અહીંની મ્યુનિસિપાલિટીનું ને આ હૉલનું પણ ધન્યભાગ્ય છે કે એને આ પહેલા જ વ્યાખ્યાન માટે આવા મહાન વ્યાખ્યાતા મળ્યા; ને આનંદની વાત છે કે હૉલ વિશાળ છતાં શ્રોતાઓની સંખ્યા વધી જતાં બહાર ઊભેલાં સહિત સૌએ એમના વ્યાખ્યાન વખતે શાન્તિ જાળવી છે. તે માટે હું સર રાધાકૃષ્ણનની સાથે સાથે તેમનો એ આભાર માનું છું." ડૉ. હરિપ્રસાદે આભારના પ્રસ્તાવને અનુમોદન આપ્યા પછી "વંદેમાતરમ્" ગવાયા બાદ સૌ વિખરાયા હતા.

# મરાઠી સાહિત્યકાર મામા વરેરકરનું ભાષણ

[ગઇ તા. ૫–૨–૩૯ને રવિવારને દિને અમદાવાદમાં બે મહારાષ્ટ્રીય કલાકારોનું સન્માન ગુજરાત સાહિત્ય સભા અને ભારત કલામંડળ તરફથી કરવામાં આવ્યું હતું: એક જાણીતા સાહિત્યકાર–નાટયકાર મામા વરેરકર અને બીજા શિલ્પકાર કરમારકરનો. બપોરે ગુ. વ. સોસાયટીના ખંડમાં એક વાર્તાલાપનો નાનો મેળાવડો ગોઠવાયો હતો; સાંજે આચાર્ય આનંદશંકર ધ્રુવને પ્રમુખપદે પ્રેમાભાઈ હોલમાં બેઉ સંસ્થાઓ તરફથી તેમનું જાહેર સન્માન કરવામાં આવ્યું હતું અને સોમવારે સાંજે ઠાકર્સ હાઇસ્કૂલમાં ગુજરાતી–મહારાષ્ટ્રીય એમેચ્યુર નટ–નટીઓ તથા રંગભૂમિના રસિકો સાથેનો વાર્તાલાપ ગોઠવાયો હતો. પ્રો. આપટે, પ્રો. આઠવળે અને શ્રી. જયંતીલાલે મામા વરેરકરનો અને શ્રી. રવિશંકર રાવળે શ્રી. કરમારકરનો પરિચય કરાવ્યો હતો. બેઉ કલાકારોના પરિચય અને વાર્તાલાપમાં તેમ જ જાહેર સન્માન પ્રસંગે મામા વરેરકરે દર્શાવેલા વિચારો સંક્ષેપમાં અહીં આપ્યા છે.]

**મામા** વરેરકર મરાઠી ભાષાના એક સુપ્રસિદ્ધ નાટયલેખક, ટૂંકી વાર્તાઓ અને નવલકથાઓના લેખક છે. મરાઠી રંગભૂમિનો તેમનો ૩૨ વર્ષનો અનુભવ છે. તે એક ક્રાંતદર્શી સાહિત્યકાર છે અને પ્રગતિ સાહિત્યના હિમાયતી છે. જનતાના ઘડતર માટે સાહિત્યદ્વારા જેટલો પ્રયત્ન આજે શકય છે અને કરવા યોગ્ય છે તેટલો પૂર્વે કોઈ કાળે ન હતો એવી તેમની માન્યતા છે. હિંદમાં આવ્યા બાદ ગાંધીજીએ રાજકારણમાં પગ મૂકયો નહોતો તે પહેલાં મામાએ "સંન્યાસીનો સંસાર" એ નામના મરાઠી નાટક-દ્વારા અસ્પૃશ્યતાનિવારણનો પ્રશ્ન ચર્ચ્યો હતો. તેમનાં નાટકો કટાક્ષમય હોય છે. ઘણા તેમને મહારાષ્ટ્રના બર્નાડ શૉ લેખે છે. ધ્યેય માટે કલા હોવી જોઇએ એ મતને તેઓ માને છે: કલા માટે કલાને માનનારો મરાઠી લેખકોનો એક બીજો પક્ષ પણ છે. મામા વરેરકર એક બહુવિધ સેવાકાર્ય કરનારા રાષ્ટ્રસેવક છે અને જુવાનોને તેમના તરફથી ઉત્સાહ, ઉત્તેજન અને આશ્વાસન હંમેશાં મળી રહ્યાં જ હોય છે.

*

શ્રી. કરમારકર એક ચિત્રકાર અને શિલ્પકાર છે. હરિપુરામાં સ્વ. વિઠ્ઠલભાઇનું જંગી પૂતળું તેમણે બનાવ્યું હતું. મુંબઈની આર્ટ સ્કૂલમાં તેમણે અભ્યાસ કરી ઈંગ્લાંડમાં જઈ કેટલુંક શિક્ષણ લીધું હતું. ધાતુ ગાળીને

ધાતુનાં જંગી પૂતળાં બનાવવાની કલા તે ત્યાંથી શીખી લાવેલા અને શિવાજી છત્રપતિનું ઘોડા સાથેનું ૧૨ ફીટ ઊંચું પૂતળું તેમણે મુંબઇમાં જ બનાવી આપીને પરદેશી પૂતળાં બનાવનારાઓને પણ છક્ક કરી દીધા છે. આપબળથી ગરીબ અવસ્થામાંથી આગળ વધેલા એ કલાકાર છે અને પોતા જેવા અનેક જિજ્ઞાસુઓને પોતાની કલા શીખવી પણ રહ્યા છે.

* * *

## મામા વરેરકરનું વ્યાખ્યાન

આજે મહારાષ્ટ્ર અને ગુજરાત વચ્ચે પ્રાંતિક ભેદભાવો ઊભા કરવામાં આવ્યા છે. આ ભેદભાવ અને ઝેરવેરની લાગણી દૂર કરવા આપણે એક–બીજાની પ્રાંતિક ભાષા સમજવા પ્રયત્ન કરવો જોઇએ. હું મરાઠી બોલું તે સાંભળો અને મને સમઝવા પ્રયત્ન કરો. તમે ગુજરાતી બોલો તે હું સાંભળું અને તમને સમઝવા પ્રયત્ન કરું. એક બીજા પ્રાંતોની ભાષા સાંભળી સમઝવાનો પ્રયત્ન કરવામાં આવે તો એથી પ્રાંતિક ભેદભાવ દૂર થશે.

મહારાષ્ટ્રીયો કરતાં ગુજરાતીઓ દેશભરમાં વધુ વ્યાપક થયા છે તેનું કારણ એ છે કે તેઓ ઇતર પ્રાંતવાસીઓને બોલતા સાંભળી તેમની ભાષા અને તે દ્વારા તેમનું હાર્દ સમઝવા પ્રયત્ન કરે છે અને એ રીતે સ્વલ્પ સફળતા મળ્યેથી તે પ્રાંતવાસીની ભાષામાં તેની સાથે બોલવાનો વ્યવહાર શરૂ કરે છે. મહારાષ્ટ્રીયોને આ બાબતમાં તેમની શાસ્ત્રીયતા ખૂબ નડે છે. ભાષાનું વ્યાકરણ શુદ્ધ સ્વરૂપે તેઓ અપનાવી ન શકે ત્યાંસુધી તે બોલવાનો તેઓ પ્રયત્ન હરગીઝ નહિ કરે. પરિણામે તેઓ ઇતર ભાષાભાષીઓ સાથે સુમેળ બાંધી શકતા નથી.

*

બધા મહારાષ્ટ્રીયો કાંઈ ગુજરાતીદ્વેષી નથી. બધા મહારાષ્ટ્રીયો મરાઠા નથી. મહારાષ્ટ્રીયોમાં ત્રણ વિભાગો છે: કાનડી, કોંકણી અને ઘાટી. તમે જેઓને ઘાટી તરીકે ઓળખો છો, મુંબઈમાં જેઓ ગુજરાતી કુટુંબોમાં 'રામા' તરીકે કામ કરે છે, ગુજરાતીઓના કુટુંબમાં જેનું 'કાકા' જેવા વડીલનું સ્થાન આજે પણ રહ્યું છે, જેણે પેઢી દર પેઢી ગુજરાતીઓનાં બાળકોને ઉછેર્યાં છે, તેમના કુટુંબના અંતરંગ સંબંધો સાથે પોતાની જીવન દોરી સાંકળી છે, એ રામો ઘાટી નથી–કોંકણી કણબી છે. કોંકણી પ્રજામાં પ્રાંતીયતા સંભવી જ ન શકે. સુરત પાસે આવેલા ડુમસના કિનારાથી

કોંકણ પ્રદેશની શરૂઆત થાય છે અને તે છેક દક્ષિણમાં મલબારની સરહદને અડે છે. આમ કોંકણ વિસ્તારમાં ત્રણ પ્રાંતિક ભાષાઓનો સમન્વય સધાયેલો છે: ગુજરાતી, મરાઠી, અને કાનડી. આજની મહાસભાવાદી સરકારમાં પણ કોંકણીઓનું પ્રાધાન્ય છે. શ્રી. બાળાસાહેબ, ડૉ. ગિલ્ડર, શ્રી. મોરારજી એઓ કોંકણી છે. જ્યારે શ્રી. લઠ્ઠે અને શ્રી. પાટીલ એઓ ઘાટી છે.

શિવાજી મહારાજે સૂરત લૂંટયું અને ગુજરાતીઓની બેહાલી કરી એવું ઇતિહાસમાં ભણાવવામાં આવે છે, એ કેવળ રાગદ્વેષ વધારવા માટે જ. શિવાજીએ સૂરત લૂંટયું તેમાં ગુજરાતીઓને લૂંટવાનો તેનો હેતુ નહોતો. એમનું ધ્યેય સૂરતમાં સ્થપાયેલી પરદેશી વલંદાઓની કોઠી જ લૂંટવાનો અને તેમને હાંકી કાઢવાનો હતો. સૂરત પરનું શિવાજીનું આક્રમણ માત્ર અન્યાયનો વિરોધ કરવા ખાતર જ હતું. અન્યાયનો વિરોધ કરવામાં એણે મરાઠાને સુદ્ધાં નથી છોડયા. રાજ્યના આરંભકાળમાં શિવાજીને રાયગઢ પર પોતાની ગાદી સ્થાપવી હતી. માર્ગમાં મુસલમાન બાદશાહની સહાયતા પર મદાર રાખી રહેલો ચંદ્રરાવ મોરે નામનો મરાઠા સરદાર એને માર્ગ નહોતો આપતો. શિવાજીએ એની સાથે લડાઈ આદરી અને તેનો નાશ કર્યો હતો. શિવાજી મુસલમાનોનો પણ વિરોધી નહોતો. એણે તો એમની સાથની લડાઇઓમાં પણ અન્યાયનો જ સામનો કર્યો હતો. કોંકણના માવળાઓની સહાયથી એમણે ડુંગરાળ વિસ્તારમાં જે જે કિલ્લાઓ સર કર્યા એ સર્વના રખેવાળ તરીકે એણે મુસલમાનોને જ રાખ્યા હતા. અદ્યાવધિ એ સ્થાને પરંપરાગત મુસલમાનો જ છે.

*

ગુજરાત અને મહારાષ્ટ્ર વચ્ચે દ્વેષભાવ જન્માવવાનો પ્રયત્ન કરનારા ઘાટીઓ છે. આજના કોમી વિદ્વેષવર્ધક મરાઠી વર્તમાનપત્રોનું સંચાલન આવા ઘાટીઓના જ હાથમાં આજે છે. કોંકણના લોકો તો ઘણા સંપીલા અને મહેનત કરનારા હોય છે. એકવાર હાથ લીધેલું કામ તેઓ પાછું નથી ઠેલતા. મુંબઇના મિલમજૂરોની પડતી હડતાળો એનો પુરાવો છે. આવા લોકોમાં મરાઠી વર્તમાનપત્રોનું સૂત્રસંચાલન પૂનાના સાક્ષરોના હાથમાં છે. પૂના મહારાષ્ટ્રની પેશ્વાની મૃત્યુશય્યા છે. એણે હિંદુ–મુસલમાન ઝઘડા સુદ્ધાં જન્માવ્યા છે. હિંદુ–મુસલમાનના ઝઘડાનું કારણ આજે જે પ્રકારે ધાર્મિક–સામાજિક બન્યું છે તેવું તે કાળે નહોતું. મૂળ કારણ તો

રાજકીય હતું, પરંતુ જેમ જેમ એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં તે ફેલાતું ગયું તેમ તેને સામાજિક અને ધાર્મિક સ્વરૂપ મળતું ગયું છે, અને એ દ્વેષ આજ કેટલાંક વર્તમાનપત્રો વધારી રહ્યાં છે. કોંકણુસ્થ ચિતપાવન અને સારસ્વત જેવી કોમ પણ પૂનામાં જઈ વસી અને તેઓ સુદ્ધાં આ પ્રવાહમાં તણાયા છે. પૂનાના સાક્ષરો જેની પ્રવૃત્તિઓ અમે લિટરરી ઓટોક્રસી-કંપુશાહી કહીએ છીએ એઓના હાથમાં આજે વર્તમાનપત્રો છે. વર્તમાનપત્રોને આજે કેટલાક મૂડીવાદીઓનું પીઠબળ છે, એટલે આજે સામાજિક પરિવર્તન સાથે રાષ્ટ્રની જે પ્રગતિ થઈ રહી છે તેનો સુદ્ધાં વિરોધ કરવાનું કાર્ય તેઓ કરે છે.

*

આ બધાં ફેરવેર દૂર કરવાનો, એક માત્ર પ્રાંતિક ભાષાઓના સમન્વય કાર્યથી હેતુ સરે એમ નથી; રંગભૂમિ એ કાર્ય ઘણું સારી રીતે કરી શકશે એમ હું મારા એ ક્ષેત્રમાંના ત્રીસ વર્ષના અનુભવથી કહું છું. એક ઉદાહરણ લો. આજનાં બોલપટો શરૂ થયાં એ પહેલાં આપણી જનતા પરદેશી મૂકપટો જોતી અને ચિત્રપટોનો ભાવાર્થ સમઝી શકતી. આજે પણ પ્રાંતિક ભાષાઓમાં રજૂ થતાં ચિત્રપટો જનતા પર અસર જમાવી શક્યાં છે. મહારાષ્ટ્રીય રંગભૂમિના પ્રથમ ઉત્પાદક સ્વ. અણ્ણા સાહેબ કિર્લોસ્કર હતા. એ વખતે મુંબઈમાં ભજવાતાં ગુજરાતી નાટકો જોઈ એમને પણ મહારાષ્ટ્રીય રંગભૂમિની રચના કરવાનું મન થયું અને એમણે કિર્લોસ્કર નાટક મંડળી ઊભી કરી. મરાઠીમાં સંગીતનાટકોની રચના પણ ગુજરાતી નાટકોની રચનાની ઋણી છે. શરૂઆતમાં એ ગીતોની ચાલમાં પણ ગુજરાતી ગીતોનું અનુસરણ સ્વીકારાતું. એ ઉપરાંત સાચું પૂછો તો મરાઠી રંગભૂમિને મહારાષ્ટ્રીયોએ અપનાવી છે એ કરતાં વધુ દરજ્જે ગુજરાતીઓએ જ અપનાવી છે અને ગુજરાતી પ્રેક્ષકોનો સહકાર મરાઠી રંગભૂમિને ન સાંપડયો હોત તો ગાંધર્વ નાટક મંડળીની જે દશા આજે આવી છે તે કદાચ વહેલી આવી હોત.

*

ગુજરાતીઓને મરાઠી રંગભૂમિનું આકર્ષણ મારા 'કુંજવિહારી' નામના નાટકથી થયું એમ ગણાવી શકાય. આ નાટક શ્રી કૃષ્ણની બાલ્યાવસ્થાને અનુલક્ષીને રચાયું છે. પરન્તુ એમાંથી મેં આધ્યાત્મિક બાબતો કેવળ દૂર કરી છે. રાધાને મેં કૃષ્ણ તરફ પ્રેમભાવ દર્શાવતી રજૂ કરી છે, પરંતુ એ વાત્સલ્ય-પ્રેમ હતો. આ નાટકમાં વેશપરિધાનની બાબતમાં મારે અને નાટક કંપનીના વ્યવસ્થાપકો વચ્ચે મતભેદ પડયો. એમણે મહારાષ્ટ્રીય પોશાકની

જક્ક પકડી અને મેં કૃષ્ણજીવનને અનુપમ મથુરા–ઢબના વેશનો આગ્રહ રાખ્યો. આખરે મેં એ નાટક ન ભજવવાનો નિર્ણય કર્યો. એ વખતે શ્રી. શ્રીપાદ કૃષ્ણ કોલ્હટકર અને તેમના બંધુ ડૉ. કોલ્હટકર મારી કુમકે આવ્યા. કંપનીના વ્યવસ્થાપકો સમક્ષ એમણે મારું દૃષ્ટિબિંદુ સાચું હોવાનું જણાવ્યું અને આખરે મથુરાવેશપરિધાનથી એ નાટક ભજવાયું. એક તો કૃષ્ણની કથા અને ગુજરાતી નાટક કંપનીઓના વેશપરિધાન બાબતના છબરડાથી કંટાળેલી ગુજરાતી પ્રેક્ષક જનતાને આ નાટકનું જબરું આકર્ષણ થયું અને એને પરિણામે છેક બોલપટોનો યુગ શરૂ થયો ત્યાંસુધી એ આકર્ષણને લીધે મહારાષ્ટ્રીય રંગભૂમિને આર્થિક ટેકો પણ મળ્યો.

*

રંગભૂમિએ જનતાના હૃદય પર ધારી અસર ઉપજાવી છે; એટલે એ દ્વારા આપણે પ્રાંતિક વૈમનસ્ય દૂર કરવાના પ્રયત્નો આરંભવા જોઇએ. એ કાર્ય મેં મારા એક સહકાર્યકર્તા શ્રી. આલ્તેકર સાથે ઉપાડ્યું છે. અમારો ઇરાદો જેમ પશ્ચિમના દરેક રાષ્ટ્રને પોતાનું 'નેશનલ થિયેટર' છે એવું એક 'નેશનલ થિયેટર' હિંદને માટે ઊભું કરવાનો છે. અને એની પ્રાથમિક તૈયારી-રૂપ અમે પ્રાંતિક ભાષાઓદ્વારા નાટકો ભજવી લોકમત કેળવવાનું દુરસ્ત ધાર્યું છે. ગુજરાતનાં યુવક યુવતીઓની નાટયમંડળી મહારાષ્ટ્રમાં જઈ પોતાના પ્રયોગો ભજવે; એ જ પ્રમાણે મહારાષ્ટ્રની મંડળી ગુજરાતમાં પ્રયોગો કરે અને મુંબઇ જેવા પચરંગી શહેરમાં દરેક પ્રાંતની મંડળીઓ પોતાના પ્રયોગો બતાવે.

*

જનતાને આ વસ્તુ તરફ વાળવી અઘરી નથી. શ્રી. આલ્તેકર આ ક્ષેત્રમાં ઘણા અનુભવી છે. એઓ કોંકણના જૈન ગૃહસ્થ છે. શ્રી. કનૈયાલાલ મુનશીકૃત 'પૃથ્વીવલ્લભ'નું પહેલાં એક મૂક ચિત્રપટ નીકળેલું તેમાં એમણે ભિલ્લનું પાત્ર ભજવ્યું હતું. ત્યારપછી એમની વલણ ફિલ્મ–ઉદ્યોગ તરફ ઢળતી ગઈ અને એમણે પ્રોડ્યુસર તરીકે ઠીક ઠીક અનુભવ લીધો છે. એ કામને અંગે એઓ ગુજરાતી, હિંદી, કાનડી, તામિલ, તેલગુ, બંગાળી, ઉર્દૂ વગેરે ભાષાઓના પરિચયમાં આવ્યા છે. નેશનલ થિયેટરની યોજના છેક ગઇ કાલ સુધી બ્રિટને અપનાવી નહોતી, એણે પણ આજે એ અપનાવી છે. બ્રિટિશ પ્રજાજન તરીકે આપણે એમની જૂની ધૂંસરી ફગાવી દેવી જોઇએ. બ્રિટન જેવું પછાત રાષ્ટ્ર બીજું એકે નથી. એને એની સ્વતંત્ર રંગભૂમિ પણ નથી. આજનાં બ્રિટિશ નાટકો સારામાં સારાં ગણાતાં રશિયન,

ફ્રેંચ, જર્મન વગેરે નાટકોની કક્ષામાં ઊભાં રહી શકે એમ નથી. આપણે આ ક્ષેત્રમાં એમના વર્ચસ્વ નીચેથી છૂટા થવું જોઈએ.

*

શ્રી. આલ્તેકરના પ્રયત્નથી અમે પૂના ખાતે મરાઠી નાટકો ભજવનારી એક મંડળી જમાવી શક્યા છીએ અને હવે ગુજરાતમાં અમે સહાય માટે આવ્યા છીએ. ગુજરાતી યુવક યુવતીઓ આ કાર્ય માટે આગળ આવે એ જરૂરનું છે. પૂનાની અમારી મંડળીમાં બે જણ તો ગુજરાતના—વડોદરાના છે. યુવક યુવતીઓ ઉભય સંસ્કારી અને કેળવાયેલા છે. યુવતીઓ તો એ. જી. ની ઉપાધિ મેળવી ચૂકેલી છે. પણ આ કાર્ય ગર્ભશ્રીમંત કુટુંબના યુવક યુવતીઓએ ઉપાડી લેવું જોઈએ. મહારાષ્ટ્રીય ફિલ્મ–ઉદ્યોગમાં આજે જે સારી નટીઓ આપણે જોઈએ છીએ એનો યશ શ્રીમતી દુર્ગાબાઈ ખોટેને છે. એમણે કરેલી પહેલ પછી ઘણી યુવતીઓ રંગભૂમિ ઉપર ઊતરી છે. છોકરીઓ રંગભૂમિ પર ઊતરે એમાં સમાજને મોટે ભાગે કશો વાંધો નથી હોતો. પૂનામાં અમે છોકરીઓનો આ બાબતમાં મત લીધો. એમાં મોટા ભાગે હા કહી. કેટલીકે માબાપનો ડર બતાવ્યો. જે બાળાઓએ હા કહી હતી અને જેમને તેમના વડીલોની અનુમતિ હતી તેમને લઇ અમે નાફેર-મતવાદી માબાપો પાસે ગયા અને દલીલો કરી. એમાંથી પણ કેટલાકનો મત બદલાયો અને પોતાની બાળકીઓ માટે એમણે અનુમતિ આપી. પણ જે સંસ્થાના વડાને આ કાર્ય સંભાળવાનું હતું એણે છોકરા છોકરીઓ એક સાથે રંગભૂમિ પર ઊતરે એ માટે ગલ્લાંતલ્લાં કર્યાં ! ઘણીવાર તો એવું માલૂમ પડયું છે કે સ્ત્રી રંગભૂમિ પર ઊતરે તો એની મહત્તા વધે અને પોતાની કોઈ કીમત ન રહે એ ડરથી એમના પતિદેવોએ નટી બનવાની પોતાની પત્નીઓની ઇચ્છા બર આણી નથી.

*

નેશનલ થિયેટરની યોજનામાં ભાગ લેનાર સહુ કોઈએ પોતાના વેતનનો આગ્રહ રાખવો જોઇએ. એ સંસ્થા તો એક નેશનલ ટ્રસ્ટ સમી બનશે. હું મારા જાત–અનુભવથી કહું છું કે વિના વેતને કામ કરનાર જેવા ત્રાસદાયક બીજા કોઇ નથી. એટલે એમાં કાર્ય કરનારે વેતનનો આગ્રહ તો રાખવો જ પડશે. પછી ભલેને તે પોતાનો બદલો ફંડને સાદર કરે. હું આશા રાખું છું કે ગુજરાતનાં યુવક યુવતીઓનો આ કાર્યને વેગ અને સક્રિય સાથ સાંપડશે.

*

આમ નટ નટીના વેશ ભજવવા માટે યુવક યુવતીઓ જમાવવા ઉપરાંત બીજું પણ એક કાર્ય કરવાનું બાકી રહે છે અને તે શહેરેશહેરે સ્વતંત્ર મ્યુનિસિપલ થિયેટરની આવશ્યકતા પૂરવી તે છે. એ માટે અમે થોડા વખત અગાઉ આજની મુંબઈ મહાસભાવાદી સરકારના પ્રધાન શ્રી. લક્ષ્મણરાવ પાટીલને મળેલા. ત્યારપછી અમે મ્યુ. સભ્યોદ્વારા મુંબઇ અને પૂનામાં મ્યુનિસિપલ થિયેટરો બંધાય એ માટે પ્રયત્નો કર્યા છે. મુંબઈ મ્યુનિસિપાલિટીમાં તો એ બાબતનો ઠરાવ સુદ્ધાં થઇ ચૂકયો છે. પૂના મ્યુ. એ ઠરાવ કરનાર છે, એટલે અમારી એ ઉમેદ છે કે અહીં અમદાવાદમાં પણ જ્યારે મ્યુનિસિપાલિટી અનેક લોકોપયોગી કાર્યો કરી રહી છે ત્યારે આ દિશામાં પણ સંસ્કારી સભ્યો પોતાનું ધ્યાન આપશે. હું આશા રાખું છું કે મુંબઇ પહેલાં આ શહેરને એક સ્વતંત્ર રંગભૂમિ મળે. શહેરનાં યુવક યુવતીઓ આવા નાટયગૃહનો લાભ લેતાં થાય એ માટે નાગરિકોએ અથવા તો સાહિત્યસભા જેવી સંસ્થાએ એક ટ્રાફી અથવા શીલ્ડ આપવાનું ઠરાવવું જોઇએ. આ યોજનાથી નાટકો ભજવનાર યુવાન મંડળીમાં વધુ સારું કામ કરવાને પણ ઉત્સાહ પ્રકટશે.

*

આ યોજનાને વધુ વ્યાપક બનાવવા આપણે રેડિઓ સ્ટેશન પણ આપણાં કરવાં જોઇએ. આજે મુંબઇ રેડિઓ મથક મધ્યસ્થ સરકારના અંકુશ નીચે છે; એટલે તેના નિયામક આજે જનતાના અવાજને માન આપતા નથી. આ રેડિઓ સ્ટેશનદ્વારા પણ પ્રાંતીય મતભેદો અને ધાર્મિક ઝગડા જન્માવવામાં આવે છે. હિંદુસ્તાનમાં મધ્યસ્થ સરકારની હકુમત નીચેનાં મુંબઇ, દિલ્હી, લાહોર, લખનૌ અને પેશાવરનાં સ્ટેશનોએથી હિંદી કાર્યક્રમો બ્રોડકાસ્ટ કરવામાં આવે છે, એના પ્રમાણમાં પ્રાંતિક કાર્યક્રમો ઘણા ઓછા પ્રમાણમાં રજૂ કરવામાં આવે છે. મુંબઈ સિવાય અન્ય સર્વ મથકોનો આર્થિક આધાર મુંબઇ પર છે. એટલે આપણે આ સ્ટેશન પ્રાંતિક સરકારને હસ્તક આવે એવી વલણ લેવી જોઇએ. બંગાળમાં મોટે ભાગે બંગાળીમાં જ કાર્યક્રમોની રજુઆત થાય છે. મદ્રાસ સ્ટેશન તો પ્રાંતિક સરકારો સ્થપાયા પછી જ અસ્તિત્વમાં આવ્યું હોવાથી અને મદ્રાસ સરકારે તેનો કબજો રાખ્યો હોવાથી એને માટે કોઈ મુશ્કેલી નથી, પણ મુંબઇમાં મરાઠી ગુજરાતી કાર્યક્રમોને ભોગે અંગ્રેજી અને હિંદી કાર્યક્રમો રજૂ થાય છે અને બદલાની બાબતમાં પણ પક્ષપાતી વલણ રાખવામાં આવે છે. હીંદી

માટે દિલ્હી, લાહોર, અને લખનૌનાં સ્ટેશનો છે, પછી મુંબઈ સ્ટેશને હિંદી કાર્યક્રમની જરૂરજ શી ?

*

કેળવણીના પ્રચાર માટે ગ્રામોફોન રેકોર્ડોના જેવો અન્ય સુલભ અને સુકર માર્ગ બીજો એકકે નથી. પ્રત્યેક ગ્રામોદ્ધાર કેન્દ્રે પ્રાંતિક ભાષામાંના કાર્યક્રમોની રેકોર્ડો ઉતરાવવી જોઇએ. એ બધું જો આપણે અત્યાર સુધીમાં કરી શકયા હોત તો આપણે પ્રાંતિક અને કોમીભેદો મિટાવી શકયા હોત. આજે રાષ્ટ્રભાષાના પ્રચારના પ્રયત્નો થાય છે, પણ આપણે મદ્રાસમાં જોઇએ છીએ કે પ્રાંતિક એકતા વિના એની સફળતા સહેલી નથી. હિંદીને રાષ્ટ્રભાષા બનાવવાના પ્રયત્નો થાય એ પહેલાં જો પ્રાંતપ્રાંતની ભાષા સમજી ગેરસમજૂતીઓ દૂર કરવામાં આવે તો જ હિંદીપણું સાર્થક ગણાય.

*

આ બધાની સફળતાનો આધાર શિક્ષણસંસ્થા પર પણ અવલંબી રહ્યો છે. પણ આપણી મુંબઇ યુનિવર્સિટીના સૂત્રધાર તો મિલો ચલાવવાની કડાકૂટમાંથી પરવારે ત્યારે ને ? એ તો મડદું બની ગઇ છે. સવાલ માત્ર એટલો જ છે કે એનામાં પ્રાણસંચાર કરવો કે અગ્નિદાહ મૂકવો ? અમે એના સૂત્રધારોને કેટલીયવાર સૂચના કરી કે શ્રી. આનંદશંકર ધ્રુવ, પ્રિ. કર્વે, રિયાસતકાર શ્રી. સરદેસાઇ અને કવિ નાનાલાલ જેવા દેશી ભાષાની સેવા કરી રહેલા વિદ્વાનોને તમે ડોકટરેટથી સન્માનો. પણ એઓ શેના સાંભળે ? આજે મહારાષ્ટ્રીય સાહિત્યકારોને નાગપુર યુનિવર્સિટીએ સન્માન્યા છે અને એ રીતે તેણે મુંબઇ યુનિવર્સિટી કરતાં એક ડગલું આગળ ભર્યું છે.

*

## શ્રી. કરમારકરનો ઉત્તર

આપણા દેશમાં વિક્રમની સાતમી, આઠમી સદી સુધી ચિત્રકાર, સંગીતકાર અને શિલ્પકારનું મૂલ્ય અને માન હતું તે ત્યારપછી ભૂંસાવા લાગ્યું હતું અને થોડાં વર્ષો પૂર્વે તો એ પ્રકારના કલાકારો કેવળ અસ્પૃશ્ય જ લેખાતા હતા. તેમનું સન્માન તો શું પણ અપમાન થતું અને તેમની કલાઓ અપનાવવામાં લોકો પોતાની હીનતા થયેલી માનતા. થોડાં વર્ષોથી એ કલાઓ પ્રત્યે લોકોનો સદ્ભાવ જાગ્રત થવા લાગ્યો છે. આપણી પોતાની કલાને માટે આપણને પૂરતું માન હોવું જોઇએ. એ કલાને જ આપણાં ગૃહોમાં સ્થાન હોવું જોઇએ. આપણી કલા શિખવનારી શાળાઓમાં પરદેશી અધ્યાપકો હોય એ પણ આપણે માટે ઓછું ખેદજનક નથી.

## શ્રીમંત સયાજીરાવ ગાયકવાડના અવસાનને કારણે

# શોકસભા

તા. ૮-૩-૧૯૩૯ના દિને પ્રેમાભાઈ હૉલમાં ઑન. શ્રીગણેશ વાસુદેવ માવળંકરના પ્રમુખપદે, વડોદરાનરેશ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ સેના-ખાસખેલ શમશેર–બહાદુરના અવસાનનો શોક બતાવવાને બીજી ત્રણ સંસ્થાઓ સાથે ગુજરાત સાહિત્ય સભા તરફથી એક જાહેર સભા બોલાવવામાં આવી હતી. લેડી વિદ્યાબ્હેન ર. નીલકંઠની દરખાસ્ત અને સભાના મા. મંત્રી શ્રી. ચૈતન્યપ્રસાદ દીવાનજીના અનુમોદનથી ઑન. શ્રી. માવળંકરે પ્રમુખસ્થાન લેતાં જણાવ્યું હતું કે, આપણે આજે શા માટે એકત્રિત થયા છીએ તે વીગતમાં હું નથી ઊતરતો. મારે કહેવાનું કે હું વડોદરાનો વતની, મારો જન્મ ત્યાં, મોસાળ ત્યાં. મારા દાદા વડોદરા સરકારની નોકરીમાં હતા. રેલવે નહોતી આવી તે પૂર્વે અત્યારે છે તેના કરતાં પણ વિશેષ વ્યવહાર અને સંબંધ વડોદરા–અમદાવાદ વચ્ચે હતો. એ સંબંધ આજના પ્રસંગમાં કારણરૂપ થાય તેમ છે.

પણ અત્યારના વડોદરાને જીવંત કરનારા શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ વડોદરાના રાજા હતા માટે આપણે નથી મળ્યા, પણ એ એક રાજપુરુષ હતા, અને તે સાથે એક જબ્બર હિંદી હતા એ માટે મળ્યા છિયે. આજે જે વસ્તુઓની આપણને રાજકારણમાં અને રાજ્યકારોબારમાં જરૂર છે, તે તેમણે વર્ષો પૂર્વે વડોદરામાં અપનાવી હતી. સૌથી પ્રથમ તેમણે આપણી રાષ્ટ્રીય હિલચાલને પુષ્ટિ આપી હતી. રાજ્યકારોબારનાં તત્ત્વોમાં ન્યાય અને પ્રાથમિક ફરજિયાત કેળવણી, સેન્ટ્રલ લાયબ્રેરી, ગામોગામ લાયબ્રેરીઓ, સમાજસુધારા વગેરે તેમણે અપનાવ્યાં. એ રીતે તેઓ પ્રજામાં ઓતપ્રોત થઈ રહેતા હતા. એ કારણે અનેક ધાર્મિક ઝઘડાઓનો જન્મ થયેલો, પણ તે સર્વ તેમણે કુનેહથી પાર ઉતારી દીધા હતા. લગ્નવિચ્છેદના કાયદાની પહેલ તેમની છે. પ્રામાણિક મતભેદ અનેક હોઇ શકે, પણ તેથી તેમના કાર્યને ભાગ્યે જ કયાંયથી વખોડી કાઢવામાં આવેલ છે. આ રીતે કાયદાથી જ નહિ, અનેક રીતે વડોદરાને બીજાં નમૂનારૂપે લેખે તેવું તેમણે બનાવ્યું છે. અને તેથી જ આજે પણ એ ઇચ્છા રહે છે કે વડોદરામાં જો પૈસો મળી શકતો હોય તો ત્યાં જઈ રહિયે. વડોદરામાં જઇયે ત્યારે ગાર્ડન, મ્યુઝિયમ,

સુરસાગર, સ્ત્રીકેળવણીની સંસ્થાઓ વગેરે જોતાં સજીવન નગરીમાં આવ્યા છિયે, તેવું થાય છે.

તેમણે હિંદી રાષ્ટ્રીય તત્ત્વનું પોષણ કર્યું એ નિર્વિવાદ છે. તેવા રાજા, તેમના જવાથી માત્ર વડોદરાએ જ નહિ, પણ સારા એ હિંદે ગુમાવ્યા છે.

એ પછી પ્રમુખસ્થાનેથી નીચેનો ઠરાવ રજૂ કરાયો હતોઃ

"મહાન દેશપ્રેમી રાજવી, દીર્ઘદર્શી સમાજસુધારક,"
"વિદ્યાના પ્રચારના અગ્રેસર પ્રયોજક અને સર્વધર્મ"
"પ્રતિ ઉદારવૃત્તિવાળા શ્રીમંત મહારાજા સર સયાજી-"
"રાવ ગાયકવાડ, સેનાખાસખેલ, સમશેરબહાદૂર, જી. સી."
"એસ. આઇ. ના ખેદજનક અવસાન માટે અમદાવાદના"
"શહેરીઓની આ જાહેરસભા પોતાનો શોક વ્યક્ત કરે છે"
"અને રાજકુટુંબ ઉપર પડેલા દુઃખમાં પોતાની સહાનુભૂતિ"
"પ્રદર્શિત કરે છે. શ્રીમંતના અવસાનથી સમગ્ર હિન્દને"
"જે ખોટ પડી છે, તે પૂરી શકાય તેમ નથી."

**શ્રી શારદાબહેન મહેતા**

આ ઠરાવના સમર્થનમાં બોલતાં શ્રી શારદાબહેન મહેતાએ જણાવ્યું હતું કે, આજે દુનિયા ઝટપટ દોડી જાય છે. આજે ગયા જમાનાનો વિચાર કરવાનોયે આપણને સમય નથી, ત્યાં આજે શોક શો? આપણો યુવાન વર્ગ ભૂતકાળને નથી જોવા ચાહતો; પણ હું માનું છું કે ભૂતકાળ આપણને ઓછો ઉપકારક નથી. આપણે ભૂતકાળના શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ તરફ જોઇયે, તો જણાશે કે જે સુધારાનો આપણે પ્રાણ લઇ રહ્યાં છિયે, તે સુધારાના એ જન્મદાતા હતા. ફરજિયાત કેળવણી પ્રથમ તેમને ત્યાં જ; તેથી વડોદરામાં કેળવાયેલાંની સંખ્યા વિશેષ છે. હું દઢપણે માનું છું કે આવા મહારાજ હિંદ સિવાય બીજે થવા મુશ્કેલ છે. નાનો "પોરિયો" મહાન વ્યક્તિ થાય એ અસંભવિત છે; પણ સદ્‌ગત ગાયકવાડે તે વિધાન જૂઠું પાડ્યું છે. કોલ્હાપુરના ગામડાનો એક છોકરો જબર સુધારક રાજા થાય, એ આપણે નજરે જોયું છે. ખરેખર એઓ self-made man હતા. દત્તક થયા પછી પાંચ વર્ષમાં જ આખા જન્મારાનું જ્ઞાન એમણે મેળવ્યું. ૧૯-૨૦ વર્ષની વયે જ એમણે મતભેદને કારણે સર ટી. માધવરાવ જેવા બાહોશ દીવાનને પણ દૂર કર્યા એટલું હૃદયબળ. એમણે ૨૦ મે વર્ષે રાજ્યની લગામ હાથમાં લીધી.

કેળવણી માટે એમને અપાર પ્રેમ અને શોખ. બધાં નવાં પુસ્તકો એમણે પોતાની લાયબ્રેરીમાં વસાવેલાં અને વસાવ્યે જતા. સ્ત્રીશિક્ષણ ઉપર એમને અસાધારણ પ્રેમ હતો. હું ૧૮૯૮માં પ્રથમ મળી ત્યારે હું પ્રિવિયસ ક્લાસમાં હતી. મુલાકાતમાં તેમણે ટેનિસનનો એક ગ્રંથ મને આપ્યો.

હરિજન પ્રત્યે સૂગનો વિચાર પણ તેમને નહોતો. તેમણે જ એમને સમાન સ્થિતિએ પહોંચાડવાની પહેલ કરી હરિજન શાળા, આશ્રમો રચ્યાં. આજે પણ હરિજનો ચોધાર આંસુએ રડે છે કે ગાંધીજી પૂર્વે મહારાજાએ અમારો ઉદ્ધાર કર્યો. સારંગપાણિ જેવા બ્રાહ્મણને હરિજનો સાથે રહી કામ કરવું પડયું, તે મહારાજના જ પ્રતાપ,

તેમણે સારું જગત જોયું હતું; તેથી જ સામાજિક સુધારાઓનો તેમને વિચાર આવ્યો. તેમાં પ્રજા આગળ વધે તે તેમની હાર્દિક ભાવના. આજે એ સામાજિક સુધારાઓની યોગ્યતા આપણે અનુભવી રહ્યાં છિયે.

લગ્નવિચ્છેદના કાયદા વખતે ખુદ તેમના કુટુંબમાં ઝઘડો પેઠો હતો. મહારાણીનો વિરોધ છતાં એ કાયદો પસાર થયો. તે સહુને શાંતિથી સમઝાવી લીધાં. અત્યારે આપણે એ કાયદો ન ઇચ્છતા હોઇયે, પણ ભવિષ્ય તરફ જોવામાં આવે તો એની યોગ્યતા જરૂર પ્રતીત થશે.

૧૯૧૦-૧૧ માં એમની કીર્તિ પરાકાષ્ઠાએ પહોંચેલી. ૧૯૧૨ પછી એમના માનસમાં પલટો થયો. તેમાં બ્રિટિશ સરકાર કારણભૂત છે. મહારાજાથી બ્રિટિશ સરકાર ડરતી, તેથી પારો ઉતારવા માટે તેમનું અપમાન કરવામાં આવ્યું. ત્યારથી માનસિક પરિસ્થિતિએ પલટો લીધો. આજે સદ્ગત શ્રીમંત ગાયકવાડ તરફ જે માન ઓછું થયું છે, તેમાં દોષપાત્ર બ્રિટિશ સરકાર છે, નહિ કે સદ્ગત મહારાજા.

હિંદના રાજ્યબંધારણનો ચિતાર તેમના મગજમાં હતો. એમની ફેડરેશનની સમજ જુદા જ પ્રકારની હતી. તેમણે સ્વીકારેલું ફેડરેટેડ ઇન્ડિયા જોઇયે તો આપણે પણ એ ઇચ્છિયે. આજે એ બધું ગયું છે. સદ્ગતના આત્માને પ્રભુ શાંતિ આપો !

**શ્રી રામનારાયણ પાઠક**

ઠરાવને ટેકો આપતાં શ્રી. રામનારાયણ પાઠકે જણાવ્યું હતું કે—અત્યારનાં માણસોને માન આપવાનું નથી સૂઝતું. નવી દૃષ્ટિ, નવી પ્રણાલિકામાં આપણે પડયા છિયે. આજે સદ્ગત મહારાજાએ યોજેલી વસ્તુઓ આપણને સામાન્ય લાગે છે, પણ ત્યારે તે અસાધારણ હતી. તે તેમણે અપનાવી સામાન્ય કરી નાખી. તેમના સુધારા સામે સખત વિરોધ છતાં તેમણે તે બધું કુનેહથી પાર પાડયું. રાજશાહી જીવનમાં ખરાબી હોય, શક્તિશાળી

જન રાજ્યમાં પડતાં શક્તિહ્રાસ થાય; પણ તેમને માટે તેમ ન બન્યું એ એમની મહત્તા. ૧૯૧૨ ના દિલ્હી દરબારમાં એમનું અપમાન થયું. એ મોટો આઘાત લાગ્યો. તેમને પ્રજાતરફથી ટેકો ન મળ્યો, હતાશ થયા, ઢીલા પડ્યા. પ્રજાની નિર્બળતા એમાં કારણરૂપ હોવાનું હું માનું છું,

એમની મોટાઇ ભવિષ્યનો ઇતિહાસકાર આંકશે. ખરે સમયે એમનાં કાર્યોનો આંક થશે. મને ખાત્રી છે કે એ દિવસ આવશે જ.

**શ્રી ગટુભાઈ ધ્રુવ**

શ્રી ગટુભાઇ ધ્રુવે અનુમોદન આપતાં જણાવ્યું હતું કે, શ્રીમંત એટલે મૂર્ખ, એ આખી દુનિયાનો ખ્યાલ હતો. પણ સદ્‌ગત ગાયકવાડે એ ખ્યાલને પોતાનાં ઉદાત્ત કાર્યોથી ઉથલાવી નાખ્યો. તેમની ઇચ્છા આખા હિંદમાં સામાજિક સુધારા ફેલાવવાની હતી, પણ બ્રિટિશ રાજ્ય-પરદેશી રાજ્ય તેથી મુશ્કેલી નડી; તેમણે વડોદરા રાજ્યમાં એ ઇચ્છા પૂર્ણ કરી. આજે મહાસભાનું રાજ્ય છે. તેમાં Permissive કાયદા નથી થઇ શકયા. તે વર્ષો પૂર્વે વડોદરામાં ચાલુ થયા છે. પ્રો. એન. ડી. દરૂએ શ્રીજયસુખલાલ મહેતાની બેન સાથે પુનર્લગ્ન કર્યું. સાંતાક્રૂઝમાં મહારાજાને આમંત્રણ મળતાં હાજર રહ્યા. છેલ્લામાં છેલ્લું કાર્ય એમણે રાજ્યની કચેરીઓમાં એક સરખી પરિભાષા માટે કોશ બનાવ્યો, તે કર્યું.

એમણે વડોદરાને સારામાં સારા કારભારીઓ બહારથી મેળવી રાજ્ય-કારોબારનો ઉચ્ચ આદર્શ પૂરો પાડયો. રમેશચંદ્ર દત્ત જેવા વડોદરામાં આવ્યા એ બધું મહારાજાની ધગશનું પરિણામ.

ચિકાગોની સર્વધર્મપરિષદમાં તેમણે વ્યાખ્યાન કરી તત્ત્વજ્ઞાનના અભ્યાસવાળા સમાજ સમક્ષ પોતાનો સર્વ ધર્મનો તુલનાત્મક અભ્યાસ રજૂ કર્યો હતો. સંસાર સુધારા પરિષદ પણ એમને આંગણે ભરાઇ. આ આદર્શ બીજે કયાંથી મળે ?

એ પછી ડૉ. જોસફ બેન્જામીન, શ્રી પ્રાણલાલ કિરપારામ દેસાઈ-એ અનુમોદન આપતાં પ્રાસંગિક વચનો કહ્યા હતાં; જેમાં શ્રી દેસાઇએ પ્રાચ્ય વિદ્યામંદિર અને ગાયકવાડ પ્રાચ્ય ગ્રંથમાળાના પ્રશસ્ય કાર્યનો ઉલ્લેખ કર્યો હતો.

એ પછી બધાએ ઊભા થઇ ઠરાવને બહાલી આપી હતી, તદનંતર શ્રીનવીનચંદ્ર દેશાઇએ પ્રમુખનો આભાર માન્યો હતો અને આવી સભાના પ્રમુખસ્થાને ઓન. માવલંકર જેવા હિંદીને મેળવવામાં યોગ્ય થવા વિશેનાં વચનો કહ્યાં હતાં, અને સભા બરખાસ્ત થઈ હતી.

---

# આધ્યાત્મિક સંસ્કૃતિનાં મૂળ

સ્વામી શ્રી. અદ્વૈતાનંદજી

[ તા. ૪-૨-૩૯ ને દિને હંસરાજ પ્રાગજી હોલમાં ડૉ. હરિપ્રસાદ વ. દેસાઇના પ્રમુખપદે સ્વામી શ્રી અદ્વૈતાનંદજીએ "આધ્યાત્મિક સંસ્કૃતિનાં મૂળ" એ વિષય ઉપર એક વિસ્તૃત વ્યાખ્યાન આપ્યું હતું. સભામાં ૫૦ જેટલા શ્રોતાઓની હાજરી હતી. આરંભમાં પ્રમુખસ્થાનની વરણી અને વક્તાનો પરિચય વગેરે ઔપચારિક વિધિ થયા બાદ સ્વામીશ્રીએ પોતાનું નીચેની મતલબનું વ્યાખ્યાન રજૂ કર્યું હતું: ]

**સજ્જનો અને સન્નારીઓ,**

હું ગૂજરાતી ભાષાનો સાક્ષર નથી, એટલે મારી ભાષામાં તમને યોગ્યતાનું દર્શન નહિ થાય; એ ક્ષતિ નિભાવી લેવા મારી વિજ્ઞપ્તિ છે.

આપણે આ સૃષ્ટિને અવલોકીએ છીએ, ત્યારે માલૂમ પડે છે કે માનવ જાતિમાં સર્વત્ર અસંતુષ્ટતાનું તત્ત્વ છે. આપણે અત્યારે જે કાંઇ કરીએ છીએ તેના કરતાં અધિક પ્રાપ્ત કરવું એ આપણું ધ્યેય હોય છે. અને તે ધ્યેય પ્રાપ્ત કરવા માટે આપણે સતત પ્રયત્ન કર્યે જઇએ છીએ. આપણે આપણું ધ્યેય પ્રાપ્ત કરીએ તે પૂર્વે પરિવર્તન કરવાની આપણને ટેવ હોય છે. જે કાંઇ થોડું પ્રાપ્ત કર્યું હોય છે, તેને થોડું ભોગવી આપણે જતું પણ કરતા હોઇએ છીએ, અને બીજા ધ્યેયમાં જોડાઇએ છીએ. આમ કયાંય પણ સંતોષ શોધવા છતાં મળતો નથી. આ અસંતુષ્ટતાનું કારણ શું? નિત્યસુખ એ ધ્યેય સર્વત્ર છે. એ નિત્યસુખ પ્રાપ્ત કરવાને માટે આપણે પ્રયત્ન કરીએ છીએ, પણ સ્વભાવ આડો નડતાં તેમ જ સાંસારિક સુખોમાં વલખાં મારતાં એકને અધૂરું છોડી બીજામાં દોડીએ છીએ. અત્રે પ્રશ્ન એ થાય કે સંસારના ક્ષણિક પદાર્થોમાંથી નિત્યસુખ મળી શકે ખરું? જવાબ એ છે કે ન મળી શકે.

નિત્યસુખ પ્રાપ્ત કરવાની જિજ્ઞાસા તે જીવન છે. જીવનનો નિત્યસુખની પ્રાપ્તિ સિવાય બીજો ઉદ્દેશ હોઈ જ ન શકે. હું એમ કહેવા હિંમત કરું છું કે આવાં નિત્યસુખો પ્રાપ્ત કરવાનો પ્રયત્ન ન કરીએ તો જીવીએ છીએ તેમ ન કહી શકાય. અને તેથી જ જેટલો પ્રયત્ન કરીએ છીએ તેટલું જીવન સાધી શકાય છે.

માનવના મનમાં દ્વન્દ્વોનો નિત્ય વાસ છે. આપણે એક ભાવનાનું અસ્તિત્વ સ્વીકારીએ છીએ. આ અસ્તિત્વ આપણને અસંતુષ્ટતાની ભાવનાથી મળ્યું છે. એટલું ચોક્કસ સમજજો કે જ્યાં અસંતોષ છે ત્યાં નિત્યસુખની સંભાવના છે. એ ન હોય તો દુ:ખ થાય છે; એટલે કે જે દુ:ખની ભાવના થાય છે, તે ન જ હોઇ શકે. દ્વન્દ્વોના અસ્તિત્વમાં આ કારણ છે એ હવે સ્પષ્ટ થશે. ઉપર જે નિત્યસુખ કહ્યું તેની સિદ્ધ વસ્તુ તે આત્મા છે, તે આમાંથી તરી આવશે. બીજાઓ એને નિર્વાણ કહે, કાંઈ બીજું નામ આપે, એ બધું એક જ છે. આ આત્મરૂપ નિત્યસુખ તરફ અનંતકાળથી વિશ્વ વહ્યું આવે છે. આ વિશ્વની છાપ આપણા ઉપર અનંતકાળથી પડી આવી છે. પ્રશ્ન એ છે કે આનું કારણ શું છે?

જગતમાં આપણે કાર્ય અને કારણને નિહાળીએ છીએ. અમુક કારણ અને ફલાણું તેનું કાર્ય છે. આ કાર્ય-કારણભેદ આપણે જોઈ એ છીએ. પણ તે વાસ્તવિક ભેદ નથી; એ તો રૂપાન્તરિત ભેદ છે. વસ્તુસ્થિતિએ કારણ જ કાર્યરૂપે પરિણામ પામે છે. જે પરિણમે તે કાર્ય, તેથી ઊલટું તે કારણ. આ જૂનો સિદ્ધાંત છે. સાંખ્યશાસ્ત્રમાં કહ્યું છે કે **नाशः कारणे लयः।** કાર્યકારણની ઘટમાળ અનાદિકાળથી ચાલી આવે છે. બીજવૃક્ષસિદ્ધાંત તે આ. કાર્ય અને કારણની અનન્યતા ઉપરની વ્યાખ્યામાં **નાશ** શબ્દથી વ્યક્ત છે. વ્યાકરણ શાસ્ત્રમાં **नश अदर्शने** અર્થમાં છે; એ પ્રમાણે લયાવસ્થામાં કાર્ય કારણમાં ડૂબી જવાનો સિદ્ધાંત રજૂ કરે છે.

હવે બીજો સિદ્ધાંત છે તે કારણનો સવાલ ઊભો થતાં દેખાય છે. આપણે નિહાળી શકીશું કે આ જે કાંઇ ચાલ્યું આવે છે તે કાંઈક નિયમબદ્ધ છે. ત્રીજો સિદ્ધાંત એ છે કે તેથી જ એક વસ્તુનું સમસ્ત જ્ઞાન થતાં આખું વસ્તુજ્ઞાન થાય છે. અને ચોથો સિદ્ધાંત એ છે કે આદિ અને અંત સમાન છે. કાર્ય અને કારણના પ્રશ્નમાં આમ ચાર મુદ્દા છે. આ ચારે મુદ્દા કાર્ય-કારણવાદના દ્યોતક છે.

હવે પ્રશ્ન એમ થાય છે કે કાર્ય અને કારણની પરંપરાનો વિચાર કરતાં કાંઈ પાર પામી શકાતો નહિ હોવાથી પ્રથમના કારણનું પણ કોઈ કારણ હોવું જોઇએ કે નહિ? બધું શૂન્યમાંથી થયું એમ સંભવી શકે તેમ ન હોઇ શકે. બધાં જ કારણોનું આમ હોઇ અન્ય કારણ હોવું જોઈએ. એક Law of Evolution-ક્રમવિકાસવાદને આપણે જાણીએ છીએ. આ કાર્ય કારણવાદ જ છે; કેમકે તેમાં કારણમાંથી પારંપરિક કાર્યોત્પત્તિ છે. બીજો

વાદ Law of Involution ક્રમસંકોચવાદ છે. જગતમાં આ બંને વાદ એકી સાથે ચાલૂ છે. કારણુમાંથી કાર્યની ઉત્પત્તિ એ પ્રથમનો વાદ છે, જ્યારે કાર્યનું કારણુમાં લીન થવું તે બીજો વાદ છે. ઉપરના બે વાદો વિજ્ઞાન-શાસ્ત્રે અત્યારે બતાવ્યા છે. તે જ પ્રક્રિયા પ્રાચીન કાળથી સાંખ્યશાસ્ત્રમાં મોજૂદ છે. આ બંને વાદ આપણે સ્વીકારવા જોઈએ.

હવે ક્રમવિકાસ અને ક્રમસંકોચ એ બંને વાદનો તાત્ત્વિક દૃષ્ટિએ વિચાર કરતાં આપણુને પ્રતીત થાય છે કે એક ચૈતન્ય જ સર્વનું આદિ કારણુ છે. એ નિરાકાર, નિર્વિકાર ચૈતન્યનો આવિર્ભાવ તે જગત છે. આ ચૈતન્ય નિર્ગુણુ, નિરાકાર, સર્વશક્તિમાન વગેરે ધર્મયુક્ત છે. આપણે આકાશમાં અનેક પ્રકારના તારાગણો જોઈએ છીએ, તે સર્વની ઉત્પત્તિ આકાશમાં છે. તેમાં જ તે રહ્યા છે અને આખરે તેમાં જ તે વિલીન થશે. એવી જ રીતે આ બ્રહ્માંડોની સ્થિતિ, ઉત્પત્તિ ને લય એક એ આદિ ચૈતન્યમાં છે. જે ભેદ દેખાય છે તે માત્ર રૂપાંતર છે. ચૈતન્ય અને બ્રહ્માંડ એ કોઈ ભિન્ન વસ્તુ નથી.

સમગ્ર જગતના ધર્મોની શાબ્દ પ્રમાણુમાં શ્રદ્ધા છે. ઈશ્વર, આત્મા, બ્રહ્મ, God, નિર્વાણુ એ વગેરે જુદા જુદા ધર્મોની પરિભાષામાં એક જ તત્ત્વનો નિર્દેશ છે અને પોતપોતાનાં શાસ્ત્રમાં એ પરમતત્ત્વ માટે જે કાંઈ નિર્દેશ છે તે તે તે ધર્માનુયાયીઓને પ્રમાણુ છે. શાબ્દ પ્રમાણુનો સિદ્ધાંત આમ સર્વમાન્ય છે. એનાથી આપણુને ચૈતન્ય વિશે બોધ મળે છે.

હવે આપણે આ બાહ્યસૃષ્ટિનું નિરીક્ષણુ કરીએ. આપણી સમક્ષ આ અનંત બ્રહ્માંડ ખડું છે. જેને આત્મદૃષ્ટિ જાગ્રત છે એને તો આમાં સર્વત્ર આત્માનું નિરીક્ષણુ થાય છે. એ આત્મા તે જ ચૈતન્ય. બ્રહ્માંડરૂપ અધિષ્ઠાનમાં એક નિત્યત્વનો આવિર્ભાવ છે, તે જ નિત્યત્વ તે ચૈતન્ય, એ હવે સમજાવવું પડે તેમ નથી.

આપણુા જીવનમાં શરીર, દ્રષ્ટા, મન, બુદ્ધિ એ વગેરે છે. દ્રષ્ટા એ જીવ છે, અને 'હું સૂઉં છું' વગેરે સ્થિતિનું એ દ્રષ્ટા જ્ઞાન ધરાવે છે. મન અને બુદ્ધિનો એ દ્રષ્ટા નિયામક છે; તેના પર તેનો કાબૂ છે.

વેદાંતમાં સાક્ષી–ચેતન એવું એ દ્રષ્ટાનું નામ છે. આપણુને અભાવાત્મક જ્ઞાનનો જે કાંઈ અનુભવ થાય તે સાક્ષી છે; પણુ તેનાથી "હું નથી" એમ કોઇ રીતે કહી શકાતું નથી. "હું નથી," એવો વિચાર જ આપણે નથી કરી શકતા; કેમકે દ્રષ્ટા એનો વિરોધ કરે છે.

આપણે નિત્યત્વનો વિચાર કરવા ચાહીએ છીએ, ત્યારે આપણુા હૃદયમા પ્રશ્ન થાય છે કે નિત્ય શું હશે? નિત્ય એ જ હોઈ શકે કે જે કદાપિ

પરિવર્તનશીલ નથી. એ નિત્ય બ્રહ્માંડથી પર છે; એને નિયમોનું બંધન નથી; ન જોઇએ. એ નિત્ય બ્રહ્મ-આત્મા પિંડ અને બ્રહ્માંડમાં એક છે. સત્ ચિત્ અને આનંદ એ છે. સત્ એટલે અપરિવર્તન, ચિત્ એટલે જ્ઞાનસ્વરૂપ અને આનંદ એટલે દુઃખાદિપર. બાહ્યસૃષ્ટિ કે પિંડનું નિરીક્ષણ કરીએ કે પ્રતીત થાય છે કે કારણ ચૈતન્ય અને કાર્ય જગદાદિમાં તાદાત્મ્યસંબંધ સ્પષ્ટ થાય છે. આ સિદ્ધાંતમાં જગતના સમગ્ર ધર્મોની એકવાક્યતા છે. અહં બ્રહ્માસ્મિ-એ વાદમાં જીવનું જીવત્વ-એનાં બધાં લક્ષણો જતાં રહે છે. અંતિમ વિચાર સર્વત્ર આ છે. I and my father are one, એ સિદ્ધાંત સરખાવો.

પરંતુ જ્યાંસુધી જ્ઞાન ન થાય ત્યાંસુધી આપણે અહંતા મમતામાં પડયા છીએ. સાચું જ્ઞાન મળતાં સ્વરૂપાનુભવ થાય ત્યારે આપણે પર સ્વરૂપ પ્રાપ્ત કરીએ છીએ, જેનું નામ મુક્તિ છે. ચૈતન્યવાદ અને આધ્યાત્મિકવાદનું આ મૂળ છે. આ પર કોટિ પ્રાપ્ત કરવા આપણે વિશ્વના નિયમોને સ્વાધીન કરી વિશ્વનો ત્યાગ કરવો જોઈએ—એટલે કે ભોગોનો ત્યાગ કરવો જોઇએ.

ચૈતન્ય એ બુદ્ધિની પર છે. એનાં બુદ્ધિ, મન, વગેરે હથિયારો છે. જુઓ, ચીપિયાથી આપણે અન્ય પદાર્થ પકડી શકીએ, તેમાંથી કાંઇ ચીપિયાને પકડી રહેલો હાથ ન પકડાય. એમ મન બુદ્ધિથી સ્વાત્માનું જ્ઞાન કરી શકાય. સ્વરૂપજ્ઞાન માટે તો અહંતા-મમતાનો ત્યાગ જ હેતુભૂત છે. તેનાથી અપરોક્ષ જ્ઞાન-અતીંદ્રિય પ્રત્યક્ષતા સંપાદિત કરી શકાય છે. તેવી શક્તિ પ્રાપ્ત થતાં બુદ્ધિથી પર ગયે સ્વરૂપજ્ઞાન મેળવી શકાય છે. મન ને બુદ્ધિની વૃત્તિનો ત્યાગ કરી આ માટે અનુભવશીલ બનવું જોઇ એ. તે ન થાય તો મન બુદ્ધિની પર ન જ થઈ શકાય.

અહંતાનો વિચાર કરીએ. અહંતા ૩ પ્રકારની છે : ૧. સ્વપ્નાવસ્થામાં મન "હું" છે; ૨. સુષુપ્તિમાં પણ કાંઇક છે; ૩. જાગ્રત દશામાં તે મૂર્ત જ છે. આની પર ન થવાય ત્યાંસુધી બધું કર્યું પાણીમાં જાય છે. આ અહંતા૰ ને મર્યાદિત અહંતા કહે છે. અમર્યાદ જ્ઞાન માટે આ મર્યાદિત અહંતાના ત્યાગની અત્યંત આવશ્યકતા છે. આ અહંતાના ત્યાગ માટે નૈતિક ગુણોની જરૂર છે. એ માટે ક્ષણિક પદાર્થોમાં અહંતાનો ત્યાગ અને વિષયોમાં અધીન થઈ રહેવાની સ્થિતિનો ત્યાગ જરૂરનો છે. આ માનસિક કરવાનાં છે; માત્ર શારીરિક જ નહિ.

આધ્યાત્મિક સંસ્કૃતિનાં આ મૂળ છે; તેમાં નિત્યત્વના જ્ઞાનની પ્રાપ્તિ અને નૈતિક ગુણો=વિવેક, વૈરાગ્ય, શમદમાદિક એ વગેરેનો વિકાસ આવશ્યક છે. આ નૈતિક ગુણો દ્વારમાત્ર છે. આ દ્વારા આપણે બુદ્ધિનો વિકાસ પૂર્ણ

કરવો જોઈએ. એનાથી Knowledge of Identity સિદ્ધ થાય છે. આ જ્ઞાન બુદ્ધિથી પર છતાં આત્મજ્ઞાન માટે પરમ સહાયક વસ્તુ છે. આ માટે માત્ર નૈતિક જીવનથી ન અટકતાં આગળ વધવાનું છે.

આ પર જ્ઞાન મેળવવા માટે આપણે કર્મત્યાગ કરવો જરૂરનો છે કે નહિ એ વિચારણીય છે. હું એવું માનનારો છું કે જે જાતના કર્મત્યાગની સંન્યાસમાર્ગમાં હિમાયત થઇ છે, તેવી રીતે આ કર્મ ત્યાગ કરવો આવશ્યક નથી. એમ શંકા ઉઠાવવામાં આવે છે કે અહંતાનો ત્યાગ તો ઉપર સમર્થિત કર્યો જ છે, તો પછી કર્મ–જેમાં અહંતા જ નિયામક છે–તેનો ત્યાગ સ્વતઃ આવી રહેતો નથી? એનો એમ ખુલાસો આપવા ચાહું છું કે અહંતાનો ત્યાગ કર્યા છતાં કર્મો થઈ શકે છે, તેનો ત્યાગ ક્યાંય આવતો નથી. સંસારમાં રહી કર્તવ્ય કરતાં જતાં અહંતા મમતા ટાળી જ્ઞાનનો આવિર્ભાવ સાહિત્ય–કળાદ્વારા સાધી શકાય છે. વસ્તુસ્થિતિએ અહંતામમતાના ત્યાગથી જ શક્તિઓનો આવિર્ભાવ થાય છે અને તે પરા કોટિ મેળવવામાં સહાયભૂત થાય છે.

અત્યારે કર્મત્યાગનો સિદ્ધાંત પ્રચારમાં છે, તેનો ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરવામાં આવે તો સ્પષ્ટ માલૂમ પડશે કે તે બુદ્ધધર્મના પ્રચાર સાથે આવ્યો છે. તે પૂર્વે કર્મ પર જોર હતું. બુદ્ધ ધર્મના આવિષ્કાર પછી કર્મત્યાગનો સિદ્ધાંત ભારતવર્ષમાં દાખલ થયો છે. વસ્તુસ્થિતિએ તે સનાતનીય સિદ્ધાંતથી વિરુદ્ધ છે; કેમકે પ્રાચીન કાળથી આપણે ત્યાં ચતુર્વિધ પુરુષાર્થ સિદ્ધ કરવાનું વિધાન છે. કર્મત્યાગથી એ સિદ્ધ ન થઇ શકે અને શાસ્ત્રોનાં વિધાનો વિફળ જાય. ચારે આશ્રમોનો વિચાર કરો. એનો મેળ સાધતાં સ્પષ્ટ દેખાશે કે આત્મપ્રેરિત કર્મ વગેરે જ આધ્યાત્મિક સંસ્કૃતિમાં ધ્યેય છે.

આ વિશ્વની ઉત્પત્તિ વિશેના બધા મતોમાં સારરૂપે આ બે મત છે કે ૧. કોઈ એક પ્રધાન તત્ત્વ સર્વનું નિયામક છે અને ૨. નિયંતા કે આદિ તત્ત્વ કોઈ નથી, માત્ર સ્વભાવથી જ બધું થતું આવે છે. એ વિશે વિચાર જ ન કરવો. દેહ રહે ત્યાંસુધી ભોગ ભોગવવો; એ પછી ભોગનો ત્યાગ કરી ચાલ્યા જવું.

આ બે મતમાં ગમે તે સત્ય હો; પણ ભૂત વિષયનો વિચાર કર્યા વિના ભોગ–ભોગ અને પછી ભોગત્યાગ કર્યે જાઓ તો બધું જ ફોકટ થાય. પાશ્ચાત્ય દેશોમાં **અર્થ** અને **કામ** એમ વર્તમાનનો વિચાર છે; સાહિત્ય–

કળા—સમાજ અર્થ એમાં જ તેઓ માને છે. આપણે પણ તેને તો માનીએ છીએ; માત્ર તફાવત એ છે કે તેઓને મન એ ધ્યેય છે; આપણે એને માત્ર સહાયક માનીએ છીએ. આપણે ત્યાં તેથી આગળ વધી ધર્મ અને મોક્ષ પણ પ્રાપ્તવ્ય છે. આપણે ચેતવણી રાખીએ છીએ તે 'પ્રકૃતિના ગુલામ ન થવું' તે છે.

અહીં એવો પ્રશ્ન ખડો થાય છે કે અર્વાચીન જડ વાદ સ્વીકારવો કે નહિ ? એનો જવાબ તો એ છે કે એ વાદ અહીં ખોખરો થઈ ચૂક્યો છે; દેશમાં આજે ચૈતન્યવાદ પ્રસરી રહ્યો છે. તે ધ્યેય પ્રમાણે નેતાઓ આજે આપણાં જીવન ઘડે છે. બીજા દેશોમાં તેમ નથી.

આપણે ત્યાં "ઈશ્વરદર્શન કરવું" એ ઉત્તમ ધ્યેય છે. આપણે ત્યાં આ ધ્યેયને ભૂંસી નાખવું કે સમયાનુસાર એમાં કાંઈ કરવું, તે વિચારણીય પ્રશ્ન છે. ઈશ્વરજ્ઞાન માટે જનવિચારો બહુ સ્પષ્ટ નથી. આપણે બાહ્યાચારને વળગી રહીએ છીએ; પણ ચિત્તશુદ્ધિને માટે અહતા મમતાના ત્યાગની જરૂર છે, બાહ્યાચાર માત્ર કામનો નથી. આ દષ્ટિએ આપણે દર્શનાદિ કરવા દોડીએ, તે પણ નકામું છે. આ દષ્ટિએ આ ધ્યેયને વિચારવું જોઇએ. આમાં જ આર્થિક, સામાજિક અને રાજકીય મુક્તિ છે. દેશકાલાનુસાર પરિવર્તન ભલે કરીએ, પણ ધ્યેય ભૂલીએ તો બધું પાણીમાં. ખરું જોતાં આત્મિક સ્વરાજ્ય એ સ્વરાજ્ય છે, એ ભુલાવું ન જોઇએ. આંતરિક અને બાહ્ય બંને જીવન સુધારવાં. પ્રકૃતિના બંધનમાંથી મુક્ત ન થઈએ ત્યાંસુધી આપણે પાશ્ચાત્ય સંસ્કૃતિના દાસ થઈ રહીશું; પણ એ ત્યાગે જ ખરી સંસ્કૃતિ મેળવી શકાશે.

આપણી સંસ્કૃતિના મૂળમાં ચતુર્વિધ પુરુષાર્થ છે; ખાસ ધ્યાનમાં રાખજો કે આમાં કોઈપણ એકનું પ્રાધાન્ય નથી. આમ સર્વનો સમન્વય સધાય તો ધ્યેય સિદ્ધ થાય—આધ્યાત્મિક સંસ્કૃતિ સાધ્ય બને.

---

[ સ્વામીજીના વ્યાખ્યાન પછી કેટલાક ભાઇઓએ પ્રશ્નો પૂછયા હતા, જેનો સ્વામીજીએ યોગ્ય રીતે ટૂંકમાં ઉત્તર વાળ્યો હતો. "શુદ્ધ ચૈતન્યમાંથી સૃષ્ટિ", "ચતુર્વિધ પુરુષાર્થ કરણીય" "જગતને આદિ અત", "વિશ્વની ઉત્પત્તિ-આંબો પહેલો કે ગોઠલો," "ચિત્તની મલિનતા હોય તો સર્વ હમ્બક"—તો "ક્રિયા કરવી કે નહિ," "જનકની જેમ સંસારથી અળગા રહી સંસારમાં રહી શકાય કે નહિ," "આત્મસાક્ષાત્કાર માટે આવશ્યક પગથિયાં," "આપે શા માટે સંન્યાસ લીધો," વગેરે પ્રશ્નો પુછાયા હતા. ]

# અમદાવાદમાં રેડિઓ-મથકની જરૂર

**શ્રી. ચંદ્રવદન મહેતા**

[તા. ૨૬-૨-૩૯ ના રોજ મંગળદાસ મેમોરિયલ હોલમાં સાંજે ૫ વાગ્યે શ્રી રામનારાયણ વિ. પાઠકના પ્રમુખપદે શ્રી ચંદ્રવદન ચી. મહેતાએ "અમદાવાદમાં રેડિઓ મથકની જરૂર" એ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું હતું. આરંભમાં શ્રી સુંદરમ્‌ની દરખાસ્ત અને શ્રી ચૈતન્યપ્રસાદ દીવાનજીના અનુમોદનથી પ્રમુખે પ્રમુખસ્થાન સ્વીકારતાં પ્રકૃત વિષયમાં પોતાની ઓછી લાયકાત હોવાનું સૂચન કરી સભાનું કામ શરૂ કરવા કહ્યું હતું. એ પછી આજના વક્તા, મુંબઈ રેડિઓ-મથક ગૂજરાતી વિભાગના સંચાલક શ્રી ચંદ્રવદન ચી. મહેતાએ બોલતાં જણાવ્યું હતું કે—]

સભામાં હું આવ્યો ત્યારે પ્રોફેસર દીવેટિયા સાથે વાત કરવાના ઇરાદે મારી જગ્યા પર બેઠે બેઠે સહેજ લંબાયો અને બેઠક ડોલતાં એમના મોમાંથી સહસા એક ગીતપંક્તિ સરી પડીઃ "ડોલે ડોલે જગતકી નૈયાં." મુંબઈના રેડિઓ મથકેથી ઘણી વાર આ રેકર્ડ ગવાય છે અને એથી રેડિઓ શોખીનોને તો સામાન્ય વસ્તુ પણ ડોલતી જણાય છે. અહીં હાજર રહેલાઓની આટલી મોટી સંખ્યા જોઈ હું માનું છું કે હાજર રહેલાઓમાંના ઘણા રેડિઓ સાંભળતા હશે. ઘણા વિચિત્ર સંજોગોમાં મારો એ ખાતા સાથે ગ્રહયોગ બંધાયો છે. મને પોતાને એમ થાય છે કે સરકારી જાળામાં હું ક્યાંથી સપડાયો! અને ક્યારે નીકળીશ એ તો સમજાતું જ નથી. આ ખાતું દિલ્હીની હકુમત નીચે છે. મુંબઈ સરકારની એના પર કશી હકુમત નથી. એટલે દરજ્જે ગૂજરાતીઓની એ ખાતાં પર કોઈ હકુમત નથી.

હું તો જન્મ્યો ત્યારથી જ ગૂજરાતી છું. એક નાના ગૂજરાતી ભાઈ તરીકે સૂચના કરવા ઊભો થયો છું. તમો બધા ગૂજરાત અને બૃહદ ગૂજરાતની સંસ્કૃતિની વાતો કરો છો, ત્યારે મને ગૂજરાત બહારના મોટા ગૂજરાતનો વિચાર આવે છે. વ્યાપારવણજ માટે બ્રહ્મદેશ, ચીન, જાપાન, આફ્રિકા, જર્મની, પારિસમાં વસતા ગૂજરાતીઓ આજે પોતાના દેશ સાથે સંપર્ક રાખવા ઘણા ઇંતેજાર છે. એ સંબંધ તેઓ રેડિઓદ્વારા સાધી શકે છે, એમ કહેવામાં આવે છે કે સાહિત્યવિષયક કાર્યક્રમો સાંભળવા કોઈને

ગમતા નથી, પણ આજના પ્રમુખે 'વાર્તા લખવાની કળા' પર રેડિઓ પર કાંઇક કહ્યું તે સાંભળવાને તો ઠેઠ જાપાનમાં અને આફ્રિકામાં વસતા ગૂજરાતીઓ કેટલા ઇંતેજાર હતા! એ તમો ખાત્રીથી માનજો કે કલકત્તા કે દિલ્હીના પ્રોગ્રામો સાંભળવા માટે બહારનાઓની એટલી માંગણી નથી. માત્ર બરમામાં વસતા મદ્રાસીઓ મદ્રાસ મથકના કાર્યક્રમ માટે આગ્રહ રાખે છે.

આજે એવી ગણતરી કરવામાં આવી છે કે હિંદમાં રેડિઓ પરવાનો ધરાવનારા કુલ ૬૦ હજાર સાંભળનારાઓમાંથી મુંબઈ ઇલાકામાં ૧૭ થી ૧૮ હજાર સાંભળનારાઓ છે. એમાંથી પોણા ભાગના સાંભળનારાઓ ગૂજરાતીઓ છે. આમ આખા હિંદુસ્તાનમાં રેડિઓ સાંભળનારાઓની સંખ્યામાં ચોથા ભાગની સંખ્યા ગૂજરાતીઓની છે. આમ છતાં રેડિઓમાં ગૂજરાતી તત્ત્વ ઘણું ઓછું છે. મારી તો એવી નમ્ર માન્યતા છે કે અમદાવાદની ભાષા તળ ગૂજરાતી છે અને એથી મારી નમ્ર સૂચના છે કે ગૂજરાતી ભાષાના રેડિઓ પ્રોગામ માટે અમદાવાદ એક સેન્ટર હોવું જોઈએ. મરાઠી ભાષાના કાર્યક્રમો માટે પૂનાએ એક સેન્ટર માગ્યું છે તો અમદાવાદ જો પોતાનું સેન્ટર માગે તો ત્યાં યોગ્ય એટલી આપણી ભાષા અને બંધારણ સચવાઈ રહે. કેળવણીના પ્રચાર માટે પણ આપણે અહીં મથક માગવું જોઈએ. પંજાબના એક નાના વિસ્તાર માટે જો મથક માગે છે તો મને એ અચંબો થાય છે કે આપણે એ માગણી હજી કેમ નથી કરી!

મારી એક બીજી નમ્ર સૂચના છે. આ બાબતમાં મેં સરકારને દફતરી રીતથી એક અરજી કરી છે, પણ સરકાર માબાપને એમ દરેક બાબતમાં કહેવાની ટેવ છે કે પૈસા નથી! પરંતુ જો મારી માગણીને ગૂજરાતી જનતાનો ટેકો મળે તો કાર્ય સરળ થાય. માત્ર સાહિત્ય પરિષદને જ નહિ, પણ જો ગૂજરાતી ભાષાનો પ્રચાર કેળવણીનો, ભાષાતત્ત્વનો, ગીતતત્ત્વનો, કવિતાતત્ત્વનો ગામડે ગામડે પ્રચાર કરવો હોય તો અમદાવાદે મહેનત કરવી જોઈએ.

મુંબઈના રેડિઓ મથકેથી રોજ રાતના ૬।। થી ૭।। દરમ્યાન ભૂમિજનો માટે કાર્યક્રમ રજૂ કરવામાં આવે છે. આ કાર્યક્રમ સોએ સો ટકા મરાઠીમાં જ રજૂ થાય છે. એ માટેની બધી ગોઠવણ પણ એઓ જ કરે છે. મને થાય છે કે શું ગૂજરાતમાં કોઈ વડોદરા નથી કે પછી ગામડાં જ નથી? તાજેતરમાં મુંબઈમાં વસતા કર્ણાટકીઓ અને તામિલોએ સુદ્ધાં પોતાની ભાષામાં રેડિઓ પર ભૂમિજન (ગ્રામજન)-કાર્યક્રમની માગણી કરી છે. આપણે જો બસો પાંચસો સેટ ગામડામાં મુકાવી શકીએ તો એક સારું કાર્ય થઈ શકે.

એવી પણ દલીલ કરવામાં આવે છે કે ગૂજરાત પાસે સારું સંગીત નથી, પણ ગૂજરાતનો ચાહે એવો કર્કશ ધ્વનિ સાંભળવાને ગૂજરાત બહારના ગૂજરાતીઓ ઇંતેજાર છે. રેડિઓ સંબંધદ્વારા જ બૃહદ્ ગૂજરાતને સાંધી શકાય એમ હોવાથી મારી તો ગૂજરાતી સાહિત્ય પરિષદ અને સાહિત્ય સભાને એ અરજ છે કે અમદાવાદને તેઓ એક રેડિઓ મથક બનાવવા પ્રયત્ન કરે. આ કાર્યના વિકાસ માટે કાઠિયાવાડ પણ આપણી નજીકમાં છે. અમદાવાદના મથકને માટે કદાચ સરકાર ના પાડે તોપણ મારો તો એવો આગ્રહ છે કે અમદાવાદે પોતે એ પ્રશ્ન ઉપાડી લેવો જોઇએ. રેડિઓ સાંભળનારનો ચોથો વર્ગ આ સાહસ માટે રૂ. બે લાખ રોકે તો બે વર્ષમાં નફો પણ થાય. હું એ કામની જવાબદારી સ્વીકારું છું. આજે મુંબઈ મથક ઉપર દિલ્હીનો દાબ છે. એ દાબ ત્યારે નીકળે કે જ્યારે અમદાવાદ અને પૂના પોતાનાં મથકો માગે અને મુંબઈને નાનું મથક બનાવે. અમદાવાદ અને પૂના જો કાર્યક્રમને અંગે પરસ્પર પૂરક બને તો આ કાર્ય સાધી શકાય એમ છે. આ માટે અહીંના લોકોને મારી અરજ છે.

હું એવી પણ એક સૂચના કરું છું કે જેમ પેશાવરને 'રીલે' સ્ટેશન બનાવવામાં આવ્યું અને તેના કાર્યક્રમને ઉપાડી લઇ દિલ્હી સ્ટેશન જેમ વિસ્તારે છે, તેમ અમદાવાદ જો 'રીલે' સ્ટેશન બને તો બે પાંચ હજારના ખર્ચામાં અહીંના કાર્યક્રમો મુંબઇ મથકને વધુ વ્યાપક બનાવે. આ માગણી પણ અમદાવાદે કરવાની રહે છે. લોકકેળવણી અને સંસ્કૃતિના વિકાસ માટે પણ આ યોજના ભારે અગત્યની છે. હું જો મોટો હોઉં તો સાહિત્ય પરિષદ ભરી હજાર પાંચસો માણસો ભેગાં કરવાને બદલે રેડિઓની સહાયથી એક વિશાળ પરિષદ યોજું.

ગૂજરાત વ્યાપારમાં આગળ પડતું છે, અને આ સાધનદ્વારા પણ વેપારના ક્ષેત્રમાં અસર અને ફાયદો થઇ શકે છે. પણ એની જરૂરિયાત સમજાઈ નથી. એ બાબતમાં વેપારીઓએ ઝુંબેશ કેમ નથી ઉપાડી એ જ સમજાતું નથી. સાહિત્ય અને વેપાર એ બેઉ જુદી વસ્તુઓ છે, પણ આ સાધનદ્વારા તેને એક બનાવી શકાય. આ મોટા શહેરમાં જ્યારે પણ કોઈ સભા થાય ત્યારે એના ઠરાવો સાથે એક આ બાબતને લગતો પણ ઠરાવ કરશો; એથી લોકજાગૃતિની સત્તાવાળાઓને જાણ થશે તો કોઇ રસ્તો સૂઝશે.

મુંબઈ સ્ટેશનના ગૂજરાતી કાર્યક્રમથી તમને સંતોષ ન હોય તો તમારે એ માટે ટીકાઓ કરવી જોઇએ. ત્યાં જે કાંઇ કાર્યક્રમ ગોઠવાય છે, એ

તો દિલ્હીથી નક્કી થાય છે. એ સ્થાન પર હું આજે છું અને કાલે નહોઉં. પણ તમારે તો એ સ્થાન પર જે હોય તેની ટીકા કરી એ બાબતમાં ખૂબ રસ લેવાની જરૂર છે.

### પ્રમુખશ્રી તરફથી ઉપસંહારના શબ્દો

શ્રી ચંદ્રવદન મહેતાના ભાષણ પછી પ્રમુખસ્થાનેથી શ્રી રામનારાયણભાઈએ બોલતાં જણાવ્યું હતું કે શ્રી ચંદ્રવદન મહેતાએ કરેલી માગણી પૂરી કરવી જોઈએ. અમદાવાદને નિંદા સાંભળવાની ટેવ પડી છે, એ આક્ષેપમાંથી બચવા આપણે જરૂર કાંઈ કરવું જોઈએ:

આપણું ગૂજરાતી સાહિત્ય ઓછું છે એમ કહેવાય છે, પણ મારાથી કહ્યા વિના ચાલતું નથી કે ગુણમાં એ વિશેષ છે. કવિવર રવીંદ્રનાથ ટાગોરને બાદ કરતાં બીજા પ્રાંતોના સાહિત્યની તુલનાએ આપણું સાહિત્ય ઉચ્ચ છે; હરીફાઈમાં ઊતરે તેટલું સારું છે.

આપણી કવિતાના હજી ઘણા ઢાળો અણજાણ છે, જેને વિકસાવી પરિચય સાધી શકાય તેમ છે.

અમદાવાદના ઉચ્ચાર શુદ્ધ છે એ બાજૂ તરફ શ્રી ચંદ્રવદને ધ્યાન ખેંચ્યું છે, એ વાત નાનીસૂની નથી. એ ખરું જ લાગે છે કે શુદ્ધ ગૂજરાતીનો વિકાસ મુંબઈ કરતાં અમદાવાદમાં વિશેષ છે.

અત્રે પ્રમુખશ્રીએ ગૂજરાત–કાઠિયાવાડમાંના સંગીતજ્ઞોના વિષયમાં શ્રી. ચંદ્રવદનનું ધ્યાન દોરતાં જણાવ્યું હતું કે ભાવનગરમાં કેટલાક સાચા સંગીતજ્ઞો છે, જે બિચારાઓને રૂ. ૨૫)એ આપનાર કોઇ નથી. તેઓને ઉત્તેજન આપી આગળ લાવી તેઓ પાસે રહેલી વસ્તુનો પરિચય મેળવવો જોઈએ. આમાં બીજો પણ એક મુદ્દો છે. એ એ કે ગૂજરાતી કાર્યક્રમોનો લાભ દુનિયાના દૂરદૂર દેશોમાં રહેલા ગૂજરાતીઓ પણ મેળવી શકે.

શ્રી ચંદ્રવદન મહેતાએ પૂનામાં છે તેવી નાના રીલેની વાત સમજાવી છે. તે પાછળ થવાના ખર્ચને આપણે એ જ વર્ષમાં વાળી લઈએ તેમ છીએ. આ વિષયમાં પ્રગતિ સાધવા કમિટી નીમવી જોઈએ; પણ એ માટે સ્વતંત્ર પ્રયત્ન થવાની સંભાવના હોઈ એ વાત અહીં સૂચન પૂરતી જ આપું છું. એટલું જ કે એ માટે એક બીજી સભા ગોઠવાવવી જોઈએ.

આપણે ત્યાં આ કામ મોડે મોડે પણ હાથ ધરાય તે જરૂરનું છે. એમાં જે કાંઈ સિદ્ધિ મળશે તેનો યશ તો શ્રી ચંદ્રવદનને જ છે.

ડૉ. હરિપ્રસાદે વક્તાનો અને પ્રમુખનો આભાર માનતા બે શબ્દો કહ્યા બાદ સભા વિસર્જિત થઈ હતી.

# "અસ્મિતા"

માન. શ્રી કનૈયાલાલ મા. મુનશી

[ માન. શ્રી કનૈયાલાલ મુનશી "હૈમ સારસ્વતસત્ર"ની ઊજવણીને અર્થે પાટણ જતાં વચ્ચે અમદાવાદ ઊતરેલા, આ પ્રસંગે તા. ૫–૪–૩૯ ને બુધવારના રોજ પ્રેમાભાઇ હૉલમાં સાંજે પાંચ વાગ્યે આપણી સાહિત્યસભાને આશ્રયે "ગૂજરાતની અસ્મિતા " એ વિષય ઉપર તેમણે વ્યાખ્યાન આપ્યું હતું. આરંભમાં ડૉ. હરિપ્રસાદ દેસાઇએ વક્તાનો સત્કાર કરતાં તેમનો પરિચય આપ્યો હતો. તેમણે જણાવ્યું હતું કે માન. મુનશી આજે મુંબઈ ઇલાકાના ગૃહસચિવ છે એ ખરું, પણ આપણી દષ્ટિ તો રાજકારણ કરતાં સાહિત્યકીય પ્રથમ છે. એ દષ્ટિએ માન. મુનશી સાહિત્યકાર પહેલા અને પછી રાજકારણી છે. એમણે આપણને "પાટણની પ્રભુતા" પહેલી આપી છે. એમાં આપણે " પાટણની પ્રભુતા " ખરેખરી નિહાળી છે. એ પ્રભુતાને સાર્થક કરનારા જ્યોતિર્ધરોમાં આ. હેમચંદ્રનું નામ મા. મુનશીની બીજી કૃતિ "ગુજરાતના નાથ"માં આપણને મળે છે. માન. મુનશીએ એ ગ્રંથરત્નોમાં આપણને " અસ્મિતા "નું ભાન કરાવ્યું હતું. આજે એની સાચી સાર્થકતા કરવાને મા. મુનશીએ બીડું ઝડપ્યું છેઃ આપણને એનો સાક્ષાત્કાર પાટણમાં થશે. " હૈમસારસ્વતસત્ર "ની યોજના કરાંચીના સાહિત્ય સંમેલનમાં ઘડાઇ. રા. મુનશીની " સાહિત્યપ્રિયતા "ની આ નિશાની. તેમની સાહિત્ય જગતમાં જે લોકપ્રિયતા છે, તે આવી ઉદારતા અને ગુણજ્ઞતાને આભારી છે. આજે આ હૉલમાં બેસવા પણ જગ્યા નથી, એ શ્રી. મુનશીના કાર્યની કીમતનો આંક છે. શ્રી. મુનશીને ગુર્જર દેશ પ્રત્યે કેટલી દાઝ છે, તે ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીને હાલની સરકારે રૂ. ૧૨૦૦૦ ની વાર્ષિક ગ્રાન્ટ આપવાનું નક્કી કર્યું છે, તેમાં જણાઇ આવે છે. માત્ર કલ્પનાશીલ વિદ્વાનો હોય તેઓ મહાત્માજીને અને સરદાર વલ્લભભાઇને નથી ગમતા. એમને કરી બતાવે તેવા જોઇએ છે. અને તેથી જ સાતે પ્રાંતમાંનાં પ્રધાનમંડળમાં ભણ્યા સાથે ગણ્યા પ્રધાનો આપણે મેળવી શક્યા છીએ. મહાત્માજી વ્યવહારકુશળ સાથે આદર્શવાદી છે, તેથી તેમણે કવિઓને પકડી રાજકારણમાં ખોસ્યા છે. કવિઓની જમાત આજે રાજકારણમાં છે તે આપણું ધ્યેય સફળ કરશે.

ત્યારબાદ આજના મુખ્યવક્તા માન. શ્રી કનૈયાલાલ મા. મુનશીએ વ્યાખ્યાનનો આરંભ કરતાં જણાવ્યું હતું કે ]

હું ડૉ. હરિપ્રસાદને ઘણાં વર્ષોથી ઓળખું છું. કવિની કલ્પનાવાડીઓમાંથી એ ખસવા માગે છે, પણ આપણે એમને નહિ ખસવા દઇએ. તેમણે મારે માટે જે ખૂબ કહ્યું છે તે બધું બરોબર છે, તેમ નહિ માનો, એવી આશા રાખું છું.

હું અહીં નામ. મુનશી તરીકે નથી આવ્યો. ડૉ. હરિપ્રસાદે મારા ઉપર ખોટાં વખાણના ટોપલા ચઢાવ્યા છે, તેને હું સહન કરવાનો નથી. ગૂજરાત વર્નાકયુલર સોસાયટીને રૂ. ૧૨૦૦૦ મળ્યા તેનો જશ તેમણે મને આપ્યો છે. તે તો મુંબઇ સરકારને છે. દરેક ઠેકાણે પોસ્ટ-ગ્રેજ્યુએટ સ્ટડીને વેગ મળે તેવાં અનેક કાર્યો કર્યાં છે. આ ગ્રાન્ટ નક્કી થઈ તેમાં મારો તો થોડો જ હાથ છે. મને ગૂજરાત તરફ પક્ષપાત છે. તેનો ડૉ. હરિપ્રસાદે ઉલ્લેખ કર્યો છે. હું આશા રાખતો આવ્યો છું કે ગૂજરાતી પ્રજા પ્રગતિ સાધે છે, તે વધતી જાય તો પ્રજા જરૂર બળશાળી થશે.

એ સ્પષ્ટ વાત છે કે "બુદ્ધિ ગુમાવવામાં આવે તો બધી શક્તિઓ નિષ્ફળ થાય." ગૂજરાત એક જ છે; પણ આજે જુદાં જુદાં સ્ટેટ્સ ચાર વિભાગમાં વહેંચાયેલાં છે. કાઠિયાવાડમાં તો ગણ્યાં ગણાય નહિ, તેટલાં દેશી રાજ્યો આવેલાં છે. ગૂજરાતની હદ પહેલાં વિસ્તૃત હતી. આજે તેમાંથી કેટલોયે ભાગ સેન્ટ્રલ ઇન્ડિયા અને દક્ષિણમાં ચાલ્યો ગયો છે. બધા ગૂજરાતીઓ "ગૂજરાતનું અસ્મિતવ" રાખવું જોઈએ તે રાખતા નથી. ઇડરમાં ગૂજરાતીઓ જ વસે છે. વસ્તુસ્થિતિએ એ ગૂજરાત જ છે; છતાં આજે ઇડરવાસીઓને પોતાના ગૂજરાતીપણાનો ખ્યાલ છે ખરો? તેમને ગૂજરાતી તરીકે જ્ઞાન કે ભાન નથી. આ જ્ઞાન કે ભાન વેપારથી નથી મળતું, પણ "સંપૂર્ણ ગૂજરાતી બની" સંપૂર્ણપણે કાર્ય કરે ત્યારે આવે છે.

આજથી ૩૭ વર્ષ ઉપર મને સંસ્કૃત ભાષામાંથી "અસ્મિતા" શબ્દ મળ્યો; અને મેં એને વપરાશમાં મૂકયો: આટલાં વર્ષોમાં હું જોઈ શકયો છું કે આમ છતાં "ગૂજરાતીત્વ"નું તીવ્ર ભાન થવું જોઈએ તેટલું થયેલું જોવામાં આવ્યું નથી. કરાંચીમાં મળેલા સાહિત્ય સંમેલનમાં અનુભવવામાં આવ્યું કે સિંધમાં ગૂજરાતીઓ છે, પણ ત્યાં શાળાઓ હવે સિંધી થવા લાગી છે; કેમકે ગૂજરાતીઓ બધે વેપારી તરીકે જાય છે, તે તે ભાગને "ગૂજરાતી"

કરી મૂકે એવી બીક સિંધ સરકારને જાણે કે લાગી હોય તેમ જણાય છે. અને તેથી ત્યાં "ગૂજરાતીત્વ" જવાની તૈયારીમાં છે.

કવિ અને રાષ્ટ્રવિધાયકો જે "અસ્મિતા" કેળવવા ચાહે છે, તે તરફ સર્વની દૃષ્ટિ નથી; તેથી જ્યાંસુધી એકતા ન સમજાય ત્યાંસુધી ટૂકડા વધુ અને નાના થતા જવાના. ગૂજરાતમાં મહાત્માજીના પ્રયત્ને કેટલાંક વર્ષ થયાં એકતા આવી છે. લડતમાં ગૂજરાતીઓએ જાન અને ધન આપ્યાં છે એ મહાત્માજીએ સ્થાપેલી એકતાનાં સૂચક છે.

દિલગીરીની વાત છે કે ગૂજરાતીઓ સંસ્કારની પરવા કરતા નથી. જ્યાંસુધી તેમ થશે ત્યાંસુધી કશું થશે નહિ. સાહિત્ય પરિષદની બેઠકોમાં અનેક ઠરાવો થયા, પણ પરિણામ કશું આવ્યું નથી. આપણી એકતા સાધવાના પ્રયત્નમાં સાથ આપે એ ઉદ્દેશથી બહાર રહેતા ગૂજરાતીને કાગળ ઉપર કાગળ લખવામાં આવે છે, પણ તે જવાબ જ આપતો નથી. આ દુઃખદ સ્થિતિ છે. આપણે જોઈએ છીએ કે સિંધ, મારવાડ, દક્ષિણ જ્યાં જ્યાં આપણો ગૂજરાતી જાય છે, ત્યાં ત્યાં તે તે ભાષાઓના સંપર્કે "અસ્મિતા" ભૂલી પોતાની અને પરની બંને ભાષા અને સંસ્કૃતિ ગુમાવે છે.

આ ઉપરથી દાખલો લેવાનો તો એ છે કે ખુદ ગૂજરાતમાં રહેતા આપણે ગૂજરાતીઓમાં પરસ્પર સંપર્ક રાખી "અસ્મિતા" ન રાખીએ તો વાયવ્ય પ્રાંતમાંના ગૂજરાતીઓ કયાંથી સાધી શકે? માટે અહીંથી તેની શરૂઆત કરવી જોઈએ.

૧૯૨૫માં હું ગૂજરાતી સાહિત્ય પરિષદનો ઉપપ્રમુખ થયો, આજે પ્રમુખ છું. મેં દર વર્ષે ગૂજરાતને તેની "અસ્મિતા"નું ભાન કરાવવા પ્રયત્ન કર્યો છે, છતાં વસ્તુ હજી હાથમાં આવી શકી નથી. તેનું કારણ શું છે? એ જ કે હજી એકતા સાધી શકાઈ નથી. માતૃભાષાની આજે ઉન્નતિ થાય છે, પણ તેનો ચારે તરફ પ્રસાર થતો નથી. એ પણ જોવામાં આવે છે કે શિક્ષકો પણ સંસ્કારી ગૂજરાતી વાપરી શકતા નથી; અને પરિણામે સંસ્કારી કુટુંબનાં છોકરાંઓમાં ઊલટા સંસ્કાર નાખે છે.

માતૃભાષા કેળવવાનું અમે કહીએ છીએ તે પ્રાંતીય ગર્વ પોષવા માટે નહિ. તેવી માન્યતા તો ઝેરીલી છે અને કલંકરૂપ છે. હિંદમાં સર્વત્ર વ્યક્તિગત ભાષાકીય, પ્રજાકીય મોટાઈ જામે તેને હું અદેખાઈ કહું, પણ આમાં તો માત્ર માતૃભાષા ઉપર જ ભાર મૂકીએ છીએ; એમાં બીજા પ્રાંતની અદેખાઈનો ભાવ જ નથી. એ ભાવમાં દ્વેષ નથી. પણ માતૃભાષા એ જ એક સાધન છે

કે જેનાથી આપણો વિકાસ સિદ્ધ થઇ શકે છે, તે પછી હિંદનો ગમે તે ભાગ હોય. એ વિકાસ સધાયા પછી જ રાષ્ટ્રના ઉદ્ધારમાં સમષ્ટિગત સિદ્ધિ મેળવી શકવા તૈયાર થવાય છે.

ગૂજરાતીઓનો જ મોટો સમૂહ પ્રથમ કરવો હોય તો તે ગૂજરાતી ભાષાને એક ન કરીએ ત્યાંસુધી ન કરી શકાય. આ દોષ યુનિવર્સિટીની કેળવણીનો છે. યુનિવર્સિટીએ ઘરની ભાષાને સાવકાં છોકરાં જેવી કરી છે. બેશક અત્યારે અંગ્રેજી ભાષાનો મોહ ઓછો થયો છે, પણ એટલું એ સાથોસાથ ખરું કે આપણને માતૃભાષા તરફનો પ્રેમ જાગ્યો નથી. સારામાં સારો અંગ્રેજ અંગ્રેજ થઇને જ પોતાનું કાર્ય કરે છે. એ આદર્શ આપણે આપણી આંખ સમક્ષ રાખવો જોઈએ. એટલે ગૂજરાતી ગૂજરાતી રહીને જ પોતાનું કાર્ય કરે.

આજે આપણે આપણો એક સમૂહ સાધવો હોય તો તે માત્ર એક ભાષાનો જ પ્રથમ સાધી શકાય. રાષ્ટ્રિય પ્રચાર પણ ત્યારે જ થાય કે જ્યારે માતૃભાષાદ્વારા એક ભાષાભાષીઓનો એકવાર સમૂહ સિદ્ધ થઇ જાય. આ વસ્તુ કેળવણીમાં ન સ્વીકારાય ત્યાં સુધી દૂષણો રહેવાનાં જ.

ઉચ્ચ કેળવણીમાં હવે ગૂજરાતીને સ્થાન મળ્યું છે. પણ જ્યારે હું યુનિવર્સિટીમાં પેઠો ત્યારે ગૂજરાતી-મરાઠીના પ્રવેશની વાત કરતાંયે હાંસી થતી. આજે ૧૩ વર્ષે ગૂજરાતી ભાષાના પ્રોફેસરો નિમાયા તેથી કાંઈક હર્ષ થાય છે. ગૂજરાતી અને ગૂજરાતી ભાષાના પ્રોફેસરો નીમો તો જ સાચી ઉન્નતિ સાધી શકાશે. એક વર્ગ તમે ઊભો કરો કે જે ધ્યેયવાદી હોય. આવા વર્ગ ઊભા ન થાય ત્યાંસુધી સમૂહબળ સાધી ન શકાય.

ગૂજરાતી ભાષા લઈને પાસ થવામાં નાનમ લાગે છે, પણ જ્યાંસુધી તમે એવાં સ્થાન—અસ્મિતાવાળા વિદ્વાનો—ઊભાં ન કરો ત્યાંસુધી ઉન્નતિ સધાવાની નથી. આજે ૧૦-૧૨ પ્રોફેસરો એવા છે કે જેઓ આપણને ઉપરના જેવું કામ આપે છે. ગૂજરાતી ભાષા જેવી વર્તમાન બીજી કાઇ ભાષા નથી. એ ભાષા ૧૨૦૦ વર્ષની છે. એવું સાહિત્ય પરભાષામાં થોડું છે. આપણી અર્વાચીન સાહિત્યસમૃદ્ધિ પણ ઓછી નથી. મેં બીજી ભાષાનાં સાહિત્ય અને ઇતિહાસ વાંચ્યાં છે અને પછી એમ માનતો થયો છું કે ગૂજરાતીએ અવશ્ય થોડોવત્તો "પ્રોગ્રેસ" કર્યો છે. આજે ગૂજરાતીમાં ગદ્ય-સામર્થ્ય-ઊર્મિદર્શન વાર્તાસાહિત્યમાં બીજા પ્રાંતોથી ઉત્તમ છે. કવિતા લો તો તેમાં પણ રવીન્દ્ર બાબુની કવિતાથી બીજી હરોળમાં ઊભી શકે તેવી કવિતા આપણે ત્યાં છે; જો કે મને તેનાથી સંતોષ થયો નથી.

આપણે ત્યાં સાહિત્યનાં વર્ષોમાં કવચિત્ દુકાળ તો કવચિત્ સુકાળ આવે છે. આ બતાવે છે કે એકંદરે આપણાં સંસ્કારી કુટુંબોમાં સાહિત્ય-પ્રવૃત્તિ તરફ ઓછાં રસ લે છે. કેટલાક સાહિત્ય-રોગિષ્ઠ એવા જ હોય કે લખ્યા જ કરે; પણ તેમાં વિવેક રાખવાની ઓછી જરૂર નથી.

કવિતાના વિષયમાં એક એ કહેવાનું છે કે કવિ માટે આપણે ત્યાં ભૂમિકા ઓછી છે. તેને માટે આપણું હાલનું વાતાવરણ જ જવાબદાર છે. કવિઓએ પણ લોકભોગ્ય ગીતો બનાવવા તરફ લક્ષ્ય આપવું જોઇએ. એ માટે માત્ર સાહિત્યક્ષેત્રમાં પડી ન રહેતાં રાજકારણમાં પ્રવેશ કરવો જોઇએ. ખરો કવિ એમાંથી બચી જાય તો કલમને ખોટું ન લાગે ? કવિહૃદયમાં તો તેવી રાષ્ટ્રિય સૂક્ષ્મભાવનાનો ગર્વ આવવો જ જોઇએ.

આપણા જૂના કવિઓમાં નરસિંહ મહેતાને બાદ કરો તો ભાવના પાછળ મરી ફીટે તેવો કવિ અત્યાર સુધી યે ન મળે. પ્રેમાનંદને વાંચો. આપણ-ને એમાં મુખ્યત્વે " ગાગરિયા ભટ્ટ "નાં દર્શન થવાનાં. તેનો દીકરો તેની જ નાળ ભરી બીજાને પાવા મૂકી ગયો. માત્ર જે તલસાટ નરસિંહમાં હતો એ વચ્ચે કયાંય ન મળતાં છેક દયારામમાં મળે છે. બીજા કવિઓનાં વખાણ કરીએ તો તે થાય, પણ તે તલસાટ સિવાયના બીજા ક્ષેત્રમાં. મારો કહેવાનો મુદ્દો એ છે કે આપણે આપણી ઊણપો ન ટાળીએ તો હિત ન સધાય.

નાટકોના વિષયમાં તેમ જ રંગભૂમિના વિષયમાં એ કહેવું પ્રાપ્ત થાય છે કે મરાઠી રંગભૂમિ હજાર દરજ્જે ઊંચી છે. ગૂજરાતી રંગભૂમિને ઊંચે લાવવાને ડાહ્યાભાઈ ધોળશાજીએ પ્રયત્ન શરૂ કર્યો. ૧૯૦૩-૪માં બાલીવાલા થીયેટરમાં રંગભૂમિનાં જે દર્શન થતાં હતાં, તેના કરતાં આજે આપણે પાછા પડી ગયા છીએ. બંગાળામાં જુઓ, મહારાષ્ટ્રમાં જુઓ-કળાની દૃષ્ટિ એઓનાં નાટકો ઉપરથી ઓળખાય. સાહિત્ય સંગીતનું એ સત્ય રૂપ છે. એ પદ્ધતિનાં નાટકધર આપણે ત્યાં નથી જ.

નૃત્યમાં ગૂજરાતી સ્ત્રીઓ આગળ છે. ગરબાનૃત્યમાં પ્રગતિ આપણે ત્યાં થઈ છે. આ આપણું નવું નથી; આપણે આપણો જૂનો વારસો નવા સ્વરૂપમાં માત્ર રજૂ કરીએ છીએ. તેનાથી આગળ વધી સંગીત-રચના મૂકી રસ પૂર્યો હોય તેવું ખાસ નથી લાગતું.

આવી ઊણપો જોતાં ખરેખર દુઃખ થાય છે. મને નિરાશા એ માટે થાય છે કે આપણે જરા પ્રગતિ કરીએ કે તરત પાછા હઠીએ છીએ.

દુનિયાનો વ્યવહાર આપણને બહુ પ્રિય છે. ગૂજરાતી પ્રોફેસરને ૨૦૦–૨૫૦ વિના ચાલશે નહિ. એ જ શક્તિવાળા પ્રોફેસર બીજા પ્રાંતમાંથી રૂ. ૧૨૫ એ મળવાના. આ પ્રણાલિકા સુધારવાની જરૂર છે. બંગાળામાં–મહારાષ્ટ્રમાં થાય છે તેનું અનુકરણ કરવાની અહીં જરૂર છે. અહીં વાર્તા સિવાય બીજૂં કાંઈ રચાતું નથી. નવરાશ મળી કે આપણે ત્યાં વાર્તા વંચાય. નાટક વાંચવાથી તે મઝા ન મળે, અને કવિતા તો કોઈ વાંચતું જ નથી. એ તો ન છૂટકે થોડા સાક્ષરો વાંચે.

પ્રજાની આ ઊણપ સાહિત્યકારોથી પુરાય તેવી નથી. એ તો પ્રજામાં એવા પ્રકારના સંસ્કારો જાગ્રત થાય તો જ કામ સરે. કળામાં પ્રગતિ પણ આપણે ત્યાં ઓછી જ છે. साहित्यसंगीतकलाविहीन માંથી આપણે “સાહિત્ય-વિહીન” તો નથી, પણ સંગીત–કલાવિહીન તો કાંઈક ખરા જ. સંગીત અને કલાનો શોખ તો આપણે ત્યાં ઓછો જ છે. એ માટે જે વેગ જોઇએ તે મળતો નથી. એવો વેગ ન મળે ત્યાંસુધી “અસ્મિતા” ન સ્થપાય.

ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી ઘણાં વર્ષોથી કામ કરે છે. નાનું મંડલ કર્તવ્ય કે ધગશથી કામ કરે છે. આપણા વેગની હાલત મેં મુંબઈમાં પણ જોઈ છે. જરા વેગ આવે ને પાછું સૌ શાંત, જેમ હોય તેમ જ હોય.

આપણાં બધાં કાર્યો, માતૃભાષામાં કેળવણીનો શોખ ન વધે ત્યાંસુધી ન સરે. ૧લી ચોપડીથી માંડી ગ્રેજ્યુએટ થાય ત્યાંસુધીનો અભ્યાસ માતૃ-ભાષામાં થાય તો જ માતૃભાષાનો ઉદય થાય. આજે અંગ્રેજીદ્વારા અભ્યાસ થાય છે, એ જ ખામી છે. ખામી દૂર કરવાની જરૂર છે. રાષ્ટ્રનો વિકાસ જે થોડો થોડો થતો જાય છે, તેમાં આ બાબતમાંયે પ્રગતિ નથી કરતા, તેથી ગૂજરાત પાછું પડે છે.

રાષ્ટ્રભાષા તરીકે જે ભાષા સ્વીકારાય છે, તે બનારસની હિંદી કે યુ. પી. ની હિંદી નહિ. જે ભાષા પરપ્રાંતીયો સાથે વાતચીત કરતાં વાપરતા થઇએ, તે “રાષ્ટ્રભાષા.” તેમાં જ આપઆપણાં જેમ તેજ આવવાનાં છે.

મરાઠી સાહિત્ય આપણા પર અસર કરે છે, તેનો તે વિજય છે. તે પ્રમાણે હિંદીમાં આપણી વાર્તાઓ જાય છે, તે આપણો વિજય છે. પણ આપણે ત્યાં મોટે ભાગે અનુવાદો બંગાળીમાંથી આવે છે. કૂવામાં નહિ હોય તો અવાડામાં નહિ આવે. એટલે આ વિષયમાં વેગ સાધવો જોઇએ.

અને આખાં હિંદુસ્તાનનું સ્વતંત્ર રાષ્ટ્રિય સાહિત્ય ઊભું કરવા તત્પર થવું જોઇએ.

એ ચોક્કસ માનજો કે દર પાંચ વર્ષે રાષ્ટ્રિયતા વધતી જવાની છે. થોડાં વર્ષોમાં પ્રાંતીય ભેદો ભૂંસાઇ જશે; આપણે સૌ એકરૂપ થઈ જઇશું. આજની પ્રાંતિક સરકારો સર્વ એક થાય એ ઉદ્દેશે એકતાના ઠરાવો કરે છે. આપણા સમગ્ર દેશનું જીવન એક સરખું ઘડવાના આ પ્રયત્ન છે. મહાસભા જે કામ કરી રહી છે, તે થોડા વખતમાં આપણી પ્રાંતીય ભાવનાને જૂની કરાવી આપણને એકરૂપ બનાવશે. આપણા આ પ્રકારના સંગઠનની બીજાઓને અદેખાઇ પણ થાય છે, છતાં ઐકય લાવવાની મનોવૃત્તિ એટલી સબળ છે કે છેવટે બધું ભુલાઈ જશે અને આપણે એકરૂપ થઈ જઈશું.

હિંદ ભલે જૂનો દેશ કહેવાય, પણ તેને હું નાની ઉમરનું રાષ્ટ્ર કહું છું. રાષ્ટ્ર તરીકેનો હિંદનો જન્મ બીજી પ્રજાના પ્રમાણમાં નવો છે. સાધનો છિન્નભિન્ન થયાં નથી. બધી બીજી પ્રજાઓ થાકી હશે, પણ હિંદ તો નવજવાન બનતો જાય છે.

આજે લાખો માણસો એક સભાના હુકમે કામ કરી રહ્યાં છે. હિંદમાં પૂર્વે એક બીજામાં વઢવાડ કરવામાં ગૌરવ મનાતું. મુસ્લિમ રાજા મારવાડના રાજાને કહે કે એક લાખ રૂપિયા આપું, ફલાણાને હરાવવા મદદ કર. બસ તે તૈયાર. એવી રીતે બીજા પ્રાંતોના રાજાઓની હાલત. આ જ પ્રકારે સિંધિયા, હોલ્કર વગેરેની મદદથી વિદેશીઓ ફાવી ગયા.

જે ભાઇઓ જુવાન છે, તેઓને ૪૦ વર્ષ ઉપર કશો ખ્યાલ નહોતો. સદ્‌ભાગ્યે આજે હિંદમાં એક જ માણસના અવાજે લાખો માણસો તત્પર છે; જેલમાં સબડવા તૈયાર છે. આ જ વ્યવસ્થાશક્તિ હિંદને નવજુવાન બનાવે છે. રાજકીય પાર્ટીમાં પણ લાખો માણસો એકત્રિત થાય છે અને આખા દેશનો પ્રાણ એક હોય તેમ વર્તે છે. આજે હજારો માણસો ભાઇદાવે દેશહિતમાં પ્રવૃત્ત થાય છે.

હિંદમાં શક્તિ ન આવી હોત તો રાજકાર્યનો વિજય કયાંથી થાત? આ નવી શક્તિ વધારે ને વધારે સાધતા જઈએ તો જે કાર્ય કરવા ઉદ્યત થયા છીએ તે કરી શકીએ. પણ તેનો આરંભ તો માતૃભાષાથી જ થવાનો. નવા વિધાનના મંત્રો માતૃભાષામાં ઉતારીએ તો ગૂજરાતના સ્વાતંત્ર્યયજ્ઞમાં પૂરેપૂરો ફાળો આપી શકાય. માતૃભાષાની રાષ્ટ્રવિધાનમાં કીમત ઓછી

નથી. જેટલે અંશે સંસ્કાર કેળવે તેટલે અંશે સિદ્ધિ. આ જ ધ્યેય રાખી સાહિત્યકારો સાહિત્યરચના કરે તો રાષ્ટ્રિયતા જામે, દેશ એના ગૌરવને નીરખી શકે.

× × × ×

શ્રી મુનશીના ભાષણ પછી શ્રીમતી શારદાબેન મહેતાએ શ્રી મુનશીનો ઉપકાર માનતાં સાથે આજે બીજા પધારેલા મેમાન શ્રી જયશ્રીરામજીનો પરિચય આપ્યો હતો. એ પછી શ્રી ધૂમકેતુએ બોલતાં જણાવ્યું હતું કે આપણો દેશ સંસ્કારે અત્યંત ગરીબ છે, એ વસ્તુ આપણે હૃદયમાં રાખવી જોઇએ. સંસ્કારિતા જાળવવી હોય તો સાહિત્યની અપેક્ષા રહે છે. તેમ થાય તે દૃષ્ટિએ સાહિત્યરચન થવું જોઇએ. એ સાથે સંસ્કારિતા માટે પ્રૌઢ શિક્ષણની જરૂર છે. એમણે એ શબ્દો સાથે શ્રી મુનશીનો ઉપકાર માન્યો હતો, જેને શ્રી મધુસૂદન ચિમનલાલ મોદીના અનુમોદનના શબ્દો કહેવાયા પછી સભા વિસર્જિત થઇ હતી.

# વિભાગ ૩જો

## વાર્ષિક સભા

### સ્વ. રણજીતરામ સુવર્ણચંદ્રક અર્પણવિધિ

# વાર્ષિક સભા

### વાર્ષિક સમાલોચનાવાચન અને રણજિતરામ સુવર્ણચંદ્રક અર્પણવિધિ

તા. ૨૭-૮-૩૯ ને રવિવારને દિવસે સભાની વાર્ષિક બેઠક ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈના પ્રમુખપદે અત્રેના ભોળાનાથ સારાભાઈ લેડીઝ ઇન્સ્ટિટયૂટ હૉલમાં સાંઝના ૬।। થી ૮।। સુધી મળી હતી. આ પ્રસંગે સભાના સ્થાનિક ૭૦-૭૫ દ્વિવિધ સભ્યો ઉપરાંત વડોદરાના ગણીતા નવલકથાકાર શ્રી રમણલાલ વસંતલાલ દેશાઈએ પણ ભાગ લઇ આ પ્રસંગને દિપાવવામાં સાથ આપ્યો હતો. આરંભમાં સભાના એક મંત્રી શ્રી ચૈતન્યપ્રસાદ મો. દીવાનજીએ ગઈ સભાનો અહેવાલ વાંચી સંભળાવ્યા બાદ પ્રો. બળવંતરાય ક. ઠાકોરનો સહાનુભૂતિનો પત્ર વાંચી સંભળાવ્યો હતો, જે પછી પ્રમુખસ્થાનેથી સદ્દગત શ્રી ગીજુભાઈ બધેકાના શોકજનક અવસાનની દિલગીરી બતાવતો ઠરાવ રજૂ થયો હતો.

દરેક સભ્યે ઊભા થઈ એ ઠરાવને બહાલી આપી હતી.

તદનંતર મા. મંત્રી શ્રી ચૈતન્યપ્રસાદ દીવાનજીએ ગૂજરાતી સાહિત્ય પરિષદમાં સભા તરફથી મોકલવા નક્કી થયેલા નીચેના આઠ સભ્યોનાં નામ રજૂ કર્યાં હતાં; જેને શ્રી બચુભાઇ રાવતે અનુમોદન આપ્યું હતું.

શ્રી ગૌ. ગો. જોશી
,, મધુસૂદન મોદી
,, ગટુલાલ ધ્રુવ
,, ત્રિભુવનદાસ લુહાર
,, ઉમાશંકર જોશી
,, ડૉ. માધવજી મચ્છર
,, પ્રો. વીરમિત્ર દીવેટિયા
,, ઝીણાભાઈ દેશાઈ
,, રતિલાલ ત્રિવેદી

એ પછી ડૉ. હરિપ્રસાદ દેસાઈએ પોતાનું આરંભનું ભાષણ વાંચી સંભળાવ્યું હતું.

## રાષ્ટ્ર અને સાહિત્યકારો

**બહેનો અને ભાઈઓ,**

**પૂર્વ** અને પશ્ચિમની સંસ્કૃતિઓનો મંથનકાળ હવે પૂરો થયો છે, પ્રસૂતિ-વેદનામાંથી ભારતમાતા નવે અવતાર આવી છે, અને 'ધયડાંનાં પુણ્યે' પ્રાચીન આર્ય પ્રજા પુનર્જીવન પામી છે!

આરોગ્ય, બળ અને ઐશ્વર્ય પામવાની એને આશા ઉત્પન્ન થઈ છે.

નવું હિન્દ હવે કોઈ અજ્ઞાત ભાવિ તરફ ધસતું નથી. પણ એના આદર્શો ઘડાઈ ચૂકયા છે. અને એણે પ્રગતિને માર્ગે ઝડપી કૂચ શરૂ કરી છે.

સ્વતંત્રતા, સ્વરાજ્ય, પ્રજાસત્તા, સ્વદેશધર્મ, સમાન હક્ક, ન્યાય અને વ્યક્તિવિકાસ મેળવવા હિન્દ આજે ભગીરથ પ્રયત્ન કરે છે. અનેક વિઘ્નો છતાં, એણે વિશિષ્ટ સંસ્કારવાળા એક રાષ્ટ્રનું ઘડતર ઘડવાનું શરૂ કર્યું છે.

ધર્મ કે તત્ત્વજ્ઞાન એને પરાધીનતા અને ગુલામીમાં પડતાં નથી બચાવી શક્યું. એ પોતાનો મોટો દોષ એને સાલી રહ્યો છે.

પશ્ચિમની મહાન પ્રજાઓનાં પુરુષાર્થ, સંઘબળ, સુવ્યવસ્થાશક્તિ, સ્વદેશાભિમાન, શિસ્ત અને કુદરતી બળો પર મેળવેલું પ્રભુત્વ ઇત્યાદિ ગુણોનો આજે હિન્દ સ્વીકાર કરે છે, અને એ ગુણો અનુકરણ કરવા યોગ્ય માને છે.

પશ્ચિમનાં વિજ્ઞાન અને બુદ્ધિસ્વાતંત્ર્યની સાથે, હિન્દે શ્રદ્ધા, ભક્તિ અને પ્રેરણા જોડયાં છે અને ભગવદ્ગીતાના નિષ્કામ કર્મયોગને એણે સ્વધર્મ તરીકે સ્વીકાર્યો છે.

શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોક્ત સનાતન હિન્દુ ધર્મના સિદ્ધાન્તોને સમાજવાદ અને વિજ્ઞાનશાસ્ત્રની પ્રયોગશાળામાં એણે તપાસી જોયા છે, અને નવયુગની જરૂરિયાતોને પ્રેરણા આપી શકે એ રૂપે એમને પુનઃસર્જન કરવામાં આવ્યું છે,

સ્થાપત્ય, શિલ્પ, સંગીત અને ચિત્રકળા તથા નૃત્યમાં રહેલાં પોતાનાં સુન્દરેશ્વર અને મીનાક્ષીને એણે ઓળખ્યાં છે.

સંસ્કૃત, પાલિ અને માગધી સાહિત્યની સાથે ભવ્ય અંગ્રેજી ભાષા અને યુરોપી પ્રજાઓના સાહિત્યની એણે ખૂબ આરાધના કરી લોકભાષાઓને સમૃદ્ધ કરવા માંડી છે.

વિજ્ઞાન, ઈતિહાસ, સંપત્તિશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, સામ્યવાદ અને માનસ-શાસ્ત્ર એણે શીખી લીધાં છે.

જૂની ખંડિત મૂર્તિઓમાં નવા ભાવ અને નવી વિધિથી હિન્દે પ્રાણપ્રતિષ્ઠા શરૂ કરી છે, અને અંતર્ધાન થયેલાં દેવદેવીઓનાં એણે ફરી આવાહન કર્યાં છે.

તીર્થો, યજ્ઞો, તપ અને શ્રાદ્ધમાં એણે નવી પૂજાઅર્ચાનાં તત્ત્વો આધ્યાત્મિક ઉન્નતિ અર્થે મેળવ્યાં છે.

સદ્ભાગ્યે, એના રાજકીય જીવનનો નેતા એના ધર્મમાર્ગનો પણ નેતા છે. પ્રજામાં આત્મવિશ્વાસ, ગૌરવ, સ્વાશ્રય અને વીરતા એણે આણી આપ્યાં છે. સંકુચિત રાષ્ટ્રવાદનો ઝેરી રોગ, જે પશ્ચિમનાં મહારાજ્યોનાં હાડ અને માંસ ખાઇ રહ્યો છે તેનાથી એ પર છે, સત્ય અને અહિંસાને માર્ગે જ સ્વરાજ્ય મળે તો એને લેવું છે, નહિતો નથી લેવું.

સમસ્ત પૃથ્વી જે અત્યારે રાક્ષસો અને અસુરોના ભારથી ત્રાસી રહી છે તેને પણ બચાવી લેવાની અમર ઓષધિ પોતાની અને પોતાના દેશની પાસેથી મળશે એવી મહત્ત્વાકાંક્ષા એ સેવે છે. એની ધીરજ અગાધ છે. એના પ્રેમને સીમા નથી.

શસ્ત્રયુદ્ધથી, જે જે શૂરવીરતાના ગુણો ખીલી ઊઠે છે તે તે ગુણો, એણે ધર્મયુદ્ધથી, સત્યાગ્રહથી, દરિદ્રનારાયણની સેવાથી અને રચનાત્મક કાર્યથી ખીલવ્યા છે. એણે અબળાઓને સબળા બનાવી છે, બાળકોને સૈનિક બનાવ્યા છે.

સુધરેલું જગત આજે ભલે આત્મા–પરમાત્માની મશ્કરી કરતું હોય, હિન્દે તો આધ્યાત્મિક જીવનની સાચી મહત્તા સમજી લીધી છે. કહેવાતા જડ યાંત્રિક જગતમાં, પદાર્થવિજ્ઞાને જે શક્તિ જોઈ, તે શક્તિને હિન્દે એકલી શક્તિરૂપે નહિ પણ ચિન્મયી અને આનંદમયી શક્તિરૂપે પિછાની છે.

પ્લેટોએ એક વખત તત્ત્વજ્ઞાનીઓ રાજ્યકર્તા હોવા જોઈએ એમ કહ્યું હતું. આજે કૉંગ્રેસરાજ્યમાં કવિઓ અને સાક્ષરો, ભક્તો અને તત્ત્વજ્ઞાનીઓ રાજકારભાર ચલાવી રહ્યા છે. જેઓ ગઈ કાલ સુધી કેવળ સ્વપ્નદ્રષ્ટા અને શેખસલ્લીઓ કહેવાતા, તેઓને વાસ્તવવાદીઓ બની વ્યવહાર-માં પોતાના ભાવનામય સિદ્ધાન્તો ઉતારવાનું કર્ત્તવ્ય પ્રાપ્ત થયું છે.

બહેનો અને ભાઇઓ! સાહિત્યકારોને માટે આ જેવોતેવો અવસર નથી, ચારે તરફ નજર નાખો. મૂળ આદર્શોની ગેરસમજૂત. ઉદ્દેશોનું

અજ્ઞાન, કોમીવાદ, 'લીડરી'નો રોગ, રાગ, દ્વેષ, સમસ્ત દેશના કલ્યાણ આગળ પોતાના ક્ષુલ્લક સ્વાર્થને આગળ કરવાની દેશદ્રોહી વૃત્તિ એ ચોગરદમ ઘૂમી રહ્યાં છે. આવે વખતે શુદ્ધ પ્રેરક વિચારોનો ફેલાવો કરવાની બહુ જરૂર છે. ખરા કે ખોટા વિચારોનો જ દેશની આસુરી કે દૈવી પ્રવૃત્તિઓ ઉપર અમલ હોય છે, ત્યારે રાષ્ટ્રોન્નતિના ઉચ્ચ વિચારો સુન્દર કળાવિધાનથી આપ સાહિત્યકારો જ સરસમાં સરસ રીતે પ્રસારી શકશો.

તમે સર્જક કલ્પનાબળ, પ્રેમાળ હૃદય, જ્ઞાન અને જગતના ઇતિહાસોમાંથી ઉત્તમ દૃષ્ટાંતો મેળવવાની તાકાત ધરાવો છો. તમે ઊગતી પ્રજાના માનસને ઘડી શકો છો.

કેળવણી જડમૂળમાંથી સુધારવાની છે. પ્રૌઢશિક્ષણ, ગ્રામોદ્ધાર, જ્ઞાનપ્રચાર, સારાં સિનેમા, નાટકો, વાર્તાઓ, ગીતો અને કવિતા અત્યારે મહાન પ્રજા તૈયાર કરવાને માટે જોઇએ છે. હજી લોક-લાયબ્રેરીઓ માટે જોઈએ એવાં પુસ્તકો નથી. હજી જડ મંદિરોમાં જેટલાં લોક જાય છે એટલાં નવાં મંદિરોમાં આવતાં નથી. 'ભદ્રંભદ્રો' હજી કથાઓ કરે છે, અને ત્યાં હજારો સ્ત્રીપુરુષો દરરોજ જાય છે.

"સિનિક્સ"—સારામાં સારા કામની મશ્કરી કરનારા, મનુષ્યોના ધિક્કાર કરનારા, નિરાશાવાદીઓ અને કિસ્મતવાદીઓ અને ગમે તેવાં ઝેર ફેલાવનારા દેશદ્રોહીઓ, હજી આ અભાગિયા દેશમાં વસે છે.

સાહિત્યકારો પર ખુદ દેવી સરસ્વતીની કૃપા હોય છે, અને સુવિચારો શુદ્ધ ભાવનાઓ અને ઉચ્ચ સ્વદેશભક્તિ ઉત્પન્ન કરવાનું કામ રાજદ્વારીઓ કરતાં સાહિત્યકારો વધારે સારી કળાથી કરી શકે છે.

એકેએક વ્યક્તિ, જ્યાંસુધી દેશને અર્થે કાંઈ ને કાંઈ કામ નહિ કરે ત્યાંસુધી આપણા પતિત દેશનો ઉદ્ધાર થવાનો નથી.

કર્તવ્યભ્રષ્ટ થયેલી પ્રજાને આપે કર્મયોગ શિખવવાનો છે, અને કર્મમાત્રની પાછળ જે તત્ત્વજ્ઞાનની જરૂર છે તે નવા જમાનાનું તત્ત્વજ્ઞાન આપ રચો! રાષ્ટ્રગીતાએ સમસ્ત ગૂજરાતને, ત્રીસ વર્ષ ઉપર ખૂબ પ્રેરણા આપી હતી. એવાં બળવર્ધક પ્રેરક કાવ્યો અને નાટકો આપ લોકો આપો! ફ્રાન્સના અને આયરલૅન્ડના સાક્ષરોએ આવાં પવિત્ર કાર્યો કરેલાં છે.

આપ વખતે એમ ધારશો કે હું હિટલર કે મુસોલિની માફક સાક્ષરોને રાજકારણના જ પ્રચારકો બનાવવા માગું છું અને આધુનિક રાજકારણની ભાટાઈ કરવા કહું છું; પરન્તુ એમ નથી; હું આપનો સ્વતંત્ર ઉચ્ચ

અધિકાર ગુમાવવા કે આપને ક્ષણભંગુર વર્તમાનને તાબે થવા નથી કહેતો. હું તો સનાતન સત્યોને જ આ યુગમાં અવતારવા આપને વિનંતી કરું છું. નિરપેક્ષ જ્ઞાનને સાપેક્ષ કરવા, રાષ્ટ્રોદ્ધાર અને લોકસંગ્રહ માટે આપની વિદ્યાને વાપરવા મારી વિનંતી છે.

બધે "ધર્મની ગ્લાનિ થઈ છે. સાધુત્વના પરિત્રાણ અર્થે, દુષ્કૃતોના વિનાશ માટે અને ધર્મની સંસ્થાપના માટે" આપ સાહિત્યને નવો અવતાર આપવા કૃપા કરો!

## વાર્ષિક સમાલોચના

વડોદરાથી પ્રો. મંજુલાલ ર. મજમૂદારે એ પછી સને ૧૯૩૮ નાં પ્રકાશનોની સભાની પ્રેરણાથી જે સમાલોચના તૈયાર કરી હતી, તેમાંથી કેટલાક ઉપયોગી ભાગનું વાચન કર્યું હતું, જેમાં મુખ્યત્વે બાલસાહિત્ય અને નવલિકા સાહિત્યનો વિકાસ બતાવવા સાથે સ્વતંત્ર સમાલોચના વિષયક ત્રૈમાસિક શરૂ કરવા ઉપર ખાસ ભાર મૂકયો હતો.

## સુવર્ણચંદ્રપ્રદાન–અંગે

શ્રીરવિશંકર રાવળે આજને પ્રસંગે બોલતાં જણાવ્યું હતું કે—

**પ્રમુખ સાહેબ સજ્જનો અને સન્નારીઓ,**

કલાકાર કનુભાઈ દેસાઈના એક સ્વજન તરીકે આ પ્રસંગે બોલવાને મને પ્રમુખશ્રીએ જણાવ્યું તે માટે હું આભાર માનું છું. કનુભાઈએ ઘણાં વર્ષોથી આજ સુધી મારી સાથે જે અભિન્નતા જાળવી છે તેથી જ હું આજના દિવસને મારા જીવનનું સાફલ્ય માનું છું અને મને ભય છે કે આજે કાંઈ બોલવાથી મારી અંદરની ઊર્મિઓ હું સ્પષ્ટ કરી શકીશ નહિ. આજના દિવસનો આનંદ હું મૌનપણે માણવા ઇચ્છતો હતો, છતાં સાહિત્યસભાએ મને આજ્ઞા કરી તો મારે આજની ગૂજરાતી કલાના એક અગ્ર નાયકસમા કનુભાઈનું દૃષ્ટિબિંદુ સમજાવવા પ્રયત્ન કરવો એ મારી ફરજ સમજું છું.

કનુભાઈનો નવેસરથી પરિચય આપવાની ગૂજરાત માટે હવે જરૂર રહી નથી, એમ હું માનું છું. તેણે ગૂજરાતના એકએક ક્ષેત્રમાં પોતાની કલાનો પરિચય કરાવ્યો છે અને ગૂજરાતે તેની કલાને અપનાવી છે.

મારા જીવનના પ્રારમ્ભકાળમાં ગૂજરાતના વિદ્વાનો, પ્રોફેસરો શિક્ષકો, અને અમલદારોને 'કલા' કોઇ અજાણી બાબત હતી; કોઇ જ કલાને જીવનના ઉપયોગી તત્ત્વ તરીકે આદર આપતું. તો પછી ગૂજરાતની અસ્મિતા-રૂપ કલાકૃતિઓનો વિચાર જ કોણ કરે? સ્વ. રણજીતરામ જેવા કોઈ વિરલ

ગૂજરાતપ્રેમીના મનમાં એવો ખ્યાલ ઊંડો ઊંડો પણ ઊગી રહ્યો હતો અને સુરતમાં સાહિત્ય પરિષદ સાથે પહેલું કળાપ્રદર્શન થયું હતું. તોપણ એ વિષે સ્પષ્ટ દિશાસૂચન થતું નહોતું. પણ ધીરે ધીરે વીસમી સદીએ ગૂજરાતનાં પાત્રો, ગૂજરાતનાં દૃશ્યો વગેરેથી ગૂજરાતનાં કલાસ્વરૂપો તરફ પ્રજાનું ધ્યાન ખેંચ્યું. ચોપાનિયાંની મારફત કલાનો પ્રચાર શરૂ થયો, તેથી ગૂજરાતી કલાકારોને સાહિત્યના સમાગમ અને સહવાસનો એક અનિવાર્ય સંયોગ પ્રાપ્ત થયો. આથી લાભ અને ગેરલાભ બંને છે. સાહિત્યે ખેડેલી સંસ્કારિતા અને રસજ્ઞતાનો પરિચય કલાકારો પામે એ તેમનો લાભ અને સાહિત્યકારોની કૃતિઓને જ અનુસરી તેની છાયામાં કે અસર તળે ચિત્રનિર્માણ કરે એ તેની મૌલિકતાનો અંશ ઘટાવે એટલો ગેરલાભ. ચિત્રકારની કીર્તિ કે કલાશિષ્ટના illustration ગ્રન્થચિત્રકાર થવામાં ગણાતી નથી, પણ સ્વયંદષ્ટિથી સર્જેલી સ્વતંત્ર કલાકૃતિઓ પરત્વે અવલંબે છે. સમાજમાં એવી કૃતિઓના યોગ્ય આદરના અભાવે માત્ર નિર્વાહના કારણે જગતના ઘણા મહાન કલાકારોને પણ એ ધંધો કરવો પડયો છે. છતાં ઘણાએ એમાં પણ પોતાની પ્રતિભાના પ્રતાપે ગ્રન્થકર્તાની બરોબરી કરે એવી પણ કૃતિઓ સરજી છે. કનુભાઈને પણ એવી જ પરિસ્થિતિના કારણે ગ્રન્થસુશોભનો અને ગ્રન્થચિત્રો કરવાં પડે છે; એટલે ઘણીવાર આપણને સાહિત્ય કે કવિતાનાં ચિત્રકલામાં સુંદર ભાષાંતરો કે રૂપાંતરો મળેલાં છે. એ રીતે એક જ ગ્રન્થમાં બે કલાકૃતિઓનો લાભ મળે છે. સુભાગ્યે કનુભાઇએ એ કૃતિઓ ઉપર મદાર નહિ બાંધતાં પોતાની ઊર્મિથી ઘણાં સ્વતંત્ર ચિત્રો સર્જ્યાં છે અને જેઓ ગૂજરાતી સાહિત્યના પરિચયમાં નથી તેઓને તેની કલાનો આંતરરાષ્ટ્રિય પરિચય એ જ ચિત્રો કરાવી રહ્યાં છે. એની પાસેથી આપણે એવાં ચિત્રોની વિશેષ આશા રાખીએ અને તેમાં તેને સંપૂર્ણ સફળતા મળે અને જગદ્વ્યાપ્ત કીર્તિ મેળવે એવું જ ઇચ્છીએ.

કનુભાઇને સાહિત્યસભા સુવર્ણપદક આપે છે, તેથી જ તેણે સાહિત્ય અને કળા વચ્ચે જે અખંડ સંબંધ બાંધ્યો છે તેનો માનભર્યો સ્વીકાર દેખાય છે. કળા અને વાઙ્મય ઉભય, દેશની સંસ્કારિતાનાં વાહનો છે. એ બંનેના ઊગમપ્રદેશ અને પ્રતિભાનાં સ્વરૂપો એક સરખાં છે અને બંને પરપ્રજ્ઞાની પુત્રીઓ માજણી બેનડીઓ છે એમાં તો સંશય નથી. કવિતાને સમજવા કળાની પરિભાષા કામ લાગે. કલામાં કવિતાની ઊર્મિઓ જડશે. પ્રજા બંને કળાની એક સરખી ઉપાસના કરતી થશે ત્યારે જ માનસિક

જડતા દૂર થશે. નળાખ્યાનમાં વાંચ્યું હશે કે નળરાજાને એ વિદ્યાની પ્રાપ્તિ થઇ ત્યારે જ તેના શરીરમાંથી કળિયુગ ભાગ્યો.

સાથે સાથે એ પણ કહી દઉં કે કળાની શક્તિ લોકહૃદય જીતી લેવામાં જણાય છે. તત્ત્વજ્ઞાન કે વિજ્ઞાન અભ્યાસ અને દલીલોથી સિદ્ધ થાય છે, પણ કળામાં તો માતા બહેન કે પત્નીનો સ્નેહ પ્રકટ થવો જોઈએ. જે કળાનો પરિચય ભડકામણો કે આઘાત કરનારો અથવા મૂંઝવનારો નીવડે તે કળાનો પ્રકાર શિષ્ટ તો નજ કહી શકાય. કળાથી કામ કરી લેવું એ વાક્ય જે યુક્તિ અને સરળતા સૂચવે છે તે કળાકૃતિમાં મુખ્ય હોવાં જોઇએ એમ મારું સમજવું છે. રુચિરતા અને મનોરંજન તેના ઉપરના ગુણો હોય અને અંદર રહસ્ય સિદ્ધ હોય. ઉત્તમ કાવ્યના ગુણોમાં પણ સરળતા અને સુવાચ્યતાને પ્રથમ સ્થાન આપું. એ સિવાય તો એ કળાઓ માત્ર અભ્યાસીઓ અને વિભાગી રુચિ ધરાવતા જનો માટે રહેવાની. ગંગાના પટની માફક ભૂમિને આવરી લેતાં મહાકાવ્યોથી તે જુદી પડવાની.

કનુભાઈની કળા એ રીતે માનકળશ પ્રાપ્ત કરી શકે એવા ગુણોવાળી છે. તેથી જ તે સાહિત્યજ્ઞોને રીઝવી શકી છે, અને ધંધાર્થીઓને પણ ગમી ગઈ છે, એનું કારણ મુખ્યત્વે એ કળાનું સારલ્ય જ છે.

ટેકનિક અથવા કળાના કર્મકાંડના પ્રશ્નો તેની કળાની કદરમાં આડા આવતા નથી. એની કળાને બંગાળી હિંદી કે યુરોપીની છાપ લાગી શકે એમ નથી.

જે પ્રજા માટે તે નિર્માઈ છે તેને તે ગમી છે. એની ઊર્મિઓની તે પરિચિત ભાષા બની છે એટલું બસ છે અને તેથી જ તે ગૂજરાતની કળા છે.

ગૂજરાત પોતાના કળાકારોને અપનાવે અને સત્કારે એ પ્રસંગ રાષ્ટ્ર માટે ધન્ય છે. કળાકારોની પાછળ તેમની સમાધિ પર ફૂલ ચઢાવવા કરતાં તેમના જીવતા કંઠમાં ફૂલહારો આરોપવાનું પુણ્ય વિશેષ છે. રાષ્ટ્રની તે જાગૃતિ સૂચવે છે. ગૂજરાતનાં વિદ્વાનો, ધનાઢ્યો અને રાજવંશીઓ ગૂજરાતની કલાને અગ્રપદે રાખશે તો કામદુધા ગાયની જેમ તેમની સર્વ ઊર્મિઓને તૃપ્ત કરશે, ઉન્નત કરશે.

એ માટે યુરોપ જાપાન મુંબઈને શાંતિનિકેતનમાં ઢૂંઢવાની જરૂર નથી. કનુ દેસાઇએ તેની કલાની સૃષ્ટિ માટે ગૂજરાતનાં ગામડાં, શેરીઓ અને સંસ્થાઓમાં શોધ કરી છે અને ઘણી વાર તો સ્વાનુભવ અને સ્વજીવનક્રમમાંથી બનતા બનાવોમાંથી પણ ચિત્રપ્રસંગો ઊભા કર્યા છે. રાષ્ટ્રિય સંસ્કૃતિનું સુપોષણ એવી જ કળા કરી શકશે.

ઇંગ્લૅન્ડમાં એક વખત એવો હતો કે રાજમહેલોમાં અને અમીરોનાં ઘરોમાં યુરોપથી આયાત કરેલાં મોટાં મોટાં નામોવાળાં ચિત્રો લટકતાં. આ ચિત્રોને ઇંગ્લૅન્ડની સંસ્કૃતિ કે કોઇ ઇતિહાસ સાથે લેશ પણ સંબંધ નહોતો અને તેથી એ ચિત્રો માત્ર દિવાલની શોભા કે વૈભવ તરીકે રહેતાં; તેની જીવંત અસર પ્રજા પર જરાય નહોતી પડતી. ભાવનાશૂન્ય ઊર્મિ-વિહીન ચિત્રોથી કંટાળેલા Preraphilite ચિત્રકારોના મનમાં આથી બંડ ઊઠયું અને તેમણે ઈંગ્લૅન્ડનાં જ દશ્યો, ઇંગ્લૅન્ડની જ કથાઓ, બાઇબલના પુણ્ય પ્રસંગો અને અંગ્રેજી સાહિત્યની ઉત્તમોત્તમ કૃતિઓમાંના પ્રસંગો લઈ ચિત્રો કર્યાં ત્યારથી જ ઇંગ્લૅન્ડની કલાનો સાચો ઇતિહાસ શરૂ થયો છે. આજે ગૂજરાતમાં એવી જ ઘટના બની રહી છે અને એમાં કનુ દેસાઇનો ફાળો મહત્ત્વનો છે અને રહેશે.

**શ્રી રમણલાલ વ. દેસાઈનું ભાષણ**

શ્રી રવિશંકર રાવળના ભાષણ પછી શ્રી રમણલાલ દેસાઈ સૌના આગ્રહે ભાષણ માટે ઊભા થયા હતા. તેમણે જણાવ્યું હતું કે સાહિત્યકારનો, જનતાના કાર્યકરનો અને રાજકીય નેતાનો પરિચય કરાવવો એ સહેલું છે, પણ એક ચિત્રકારનો પરિચય કરાવવો એ મુશ્કેલીભરેલું છે. સબબ કે ચિત્રકારની એ ત્રણેય કરતાં જુદી જ કોટિ છે. સાહિત્યકાર, જનહિતકાર્યકર અને રાજકીય નેતા પાસે સાધનોની વિપુલતા છે; પણ કલાકાર પાસે તો છે માત્ર એક આંખ. કયાં કયાંથી રૂપ, રંગ, ગતિ ને રેખા લેવાનાં છે. તેમાંથી તેણે અદ્ભુત સૃષ્ટિ ઉપજાવવાની છે. ઉપરના ત્રણેને એવી કોઇ તકલીફ નથી ઉઠાવવી પડતી. આપણને વાસ્તવિકતા જોવી હોય તો ચિત્ર-સૃષ્ટિમાં મળે છે. વાસ્તવિકતાનો આદેશ તે સિવાય અન્યત્ર નથી મળવાનો. સંગીત, નૃત્ય એ આદિ જેમ ઉચ્ચ કળા છે, તેવી ચિત્રકળા પણ ઉચ્ચ છે; પણ તે સંગીત અને નૃત્યનો પણ આદર્શ—વાસ્તવિક આદર્શ આપણને ચિત્રકળા આપે છે. આ મૂંગી કળા વાણીવાળાઓની ઉપરની કળાઓથી એ રીતે ઉચ્ચતર છે.

જો કે ચિત્રકળાની મને સમજ નથી, પણ એટલું તો હું જોઈ શકું છું કે સંગીત અને નૃત્યકળાથી એ કાંઇ પણ રીતે ઊતરતી તો નથી જ. આમ જ્યાંસુધી આપણે નહિ સમજીએ ત્યાંસુધી આપણું જીવન ઉન્નત નહિ બને. હું તો ત્યાંસુધી કહેવા ચાહું છું કે ચિત્રકાર પણ સાહિત્યકાર જ છે. અને તે જ વસ્તુ નિર્વિવાદ રીતે સ્વીકારાવી જોઈએ.

આપણે ઇંટને ચૂના વચ્ચે ખડકાયેલી સંસ્થા જોઇએ છીએ, પણ એ તમને આશ્ચર્ય ઉપજાવશે કે મેં શ્રી રવિશંકર રાવળના હૃદયમાં સંસ્થા જોઈ છે, જેનું મૂર્ત સ્વરૂપ જોઈતું હોય વા આપણી આંખ સમક્ષ શ્રી. કનુ દેસાઈના સ્વરૂપમાં આપણને તે મળી રહે છે.

શ્રી. રાવળે કળાની અસ્મિતા આપી છે, એક જૂથ આખું તૈયાર કર્યું છે. હું કહેવામાં જરાય અતિશયોક્તિ કરતો નથી કે કલાકાર એ સાચો સર્જક છે, દેશનો નેતા છે.

પં. મોતીલાલ નહેરૂએ પં. જવાહર આપી ભારતની સેવા કરી છે, તો શ્રી રાવળે કનુભાઇ આપી સાચી સેવા કરી છે. આથી જેટલા ધન્યવાદ શ્રી કનુભાઇને તેટલા જ નહિ, તેથી સવાયા શ્રી રાવળને ઘટે છે. શ્રી કનુભાઈએ ગૂજરાતી કળાને ગૂજરાતી તરીકે આપી છે. તેમણે આપણી અસ્મિતા ખરેખર સાચી કરી આપી છે. બંગાળી કળાને સમજવાની મારી લાયકાત નથી થઇ, પણ ગૂજરાતી કળાને જગત સમક્ષ મૂકી શકાય તેવી ઉન્નત દશાએ પહોંચાડવાનું કાર્ય કનુભાઇએ કર્યું છે, એવી તો મને પ્રતીતિ છે જ. અને તેથી જ સાહિત્ય સભા એમને માન આપે છે તે વાજબી છે.

આપણને એ આનંદની વાત છે કે કનુભાઈથી આપણી ચિત્રકળાને International સ્થાન મળ્યું છે. ગાંધીજીવન એમણે રેખાચિત્રોથી આપી આપણને ગૌરવ આપ્યું છે.

રાજકારણમાં જેમ ડૉકટરો–વકીલો વગેરે પ્રવેશ કરે છે તેજ પ્રમાણે ચિત્રકારે પ્રવેશ કરવાની જરૂર છે, એવો હું મત ધરાવું છું. ચિત્રકારો રાજકારણમાં પ્રવેશે તો જુદા જ પ્રકારની પરિસ્થિતિ રજૂ થાય તેમ હું માનું છું. આ પ્રસંગ ઊજવવા માટે મારા સભાને તેમ જ શ્રી કનુભાઈ બંનેને ધન્યવાદ છે.

## સુવર્ણચંદ્રકપ્રદાનવિધિ

શ્રી રમણલાલ દેસાઇના વક્તવ્ય પછી પ્રમુખશ્રીએ શ્રી કનુભાઈ દેસાઇને રણજિતરામ સુવર્ણચંદ્રક અર્પવાનો વિધિ કર્યો હતો, જે પછી શ્રી કનુભાઇએ પોતાનું ભાષણ વાંચી સંભળાવ્યું હતું.

**કલાકારનો ધર્મ**

આપણી પ્રાચીન સંસ્કૃતિ અને તેમાં ફાલેલાં વિપુલ ચિત્રકળા અને સ્થાપત્ય અત્યારે એટલાં ભવ્ય અને આહ્‌લાદક છે કે તેની તોલે આવવાનું તો બાજૂએ રહ્યું પણ તેનો અભ્યાસ કરવા આખું જીવન તેની પાછળ ખર્ચીએ

તોએ તે પૂરું ન થાય, પરંતુ એ પ્રાચીન સંસ્કૃતિમાંથી પ્રેરણા લેવા ઉપરાંત સમયના પ્રવાહ પ્રમાણે જે નવીન સર્જનો, વિચારો તથા જ્ઞાન આગળ વધવાનાં, તેને અનુસરીને સાહિત્ય અને કળાનો પ્રકાશ તેમ જ વિકાસ પણ નવી રીતે થયા કરવાનો. હું માનું છું કે પુરાતન વારસાની પ્રેરણા ભરીને નવા આદર્શનું સર્જન કરવું એ કળાકારનો ધર્મ છે. આપણી વિલાતી સંસ્કૃતિના અમર કે કલ્યાણમય અવશેષોને નવે રૂપે રજૂ કરવામાં અથવા આપણી આસપાસ વહી રહેલાં જીવનનાં સજીવ સુંદર તત્ત્વોને મૂર્તિમંત કરવામાં કે હૃદયની કોઈ અણકથી ભાવના કે જીવનની કોઇ ધૂનના કર્તવ્યનું કાગળ પર રંગસર્જન કરી કૃતકૃત્ય થવામાં હું માનું છું.

**જીવનમાંથી જડેલાં**

આપણી આસપાસ અખંડ વહી રહેલા જીવનમાં, રસ્તા, ચોક, શેરી, ઝરૂખા, શાકબજાર કે નદીતટ પર જ્યાં નજર કરો ત્યાં ચિત્રવિષયોની જીવન્ત ધારા ચાલી જ જાય છે. તેમાં જણાતા વિષયો જુદા જુદા સ્વરૂપોમાં જુદી જુદી પદ્ધતિથી ચીતર્યા જ કરવાની. આકાંક્ષા મને રહ્યા જ કરી છે, અને અત્યાર સુધીનાં મારાં ચિત્રો તેવી જ રીતે જીવનમાંથી જડેલાં છે. આવી આકાંક્ષા હૃદયમાં સતત રહેતી હોવા છતાં દરેક ચિત્ર કે વિચાર તરતાતરત સરજી શકાતાં નથી. કોઈ વિષય શરૂઆત પામીને મહિનાઓ સુધી પડી રહે છે, તો વર્ષો સુધી વિના ચીતરાયું હૃદયમાં જડાઈ રહે છે, તો કોઈ વળી એક બે દિવસમાં મૂર્ત સ્વરૂપ પામી જાય છે: ઘણી વખતે ખૂબ સારા કાગળ પીંછી રંગો લઇ કોઈ સારી કલ્પનામાં ચીતરવા બેઠા હોઈએ અને તે વખતે વિષયની ધૂનમાં ન હોઇએ તો નવીન સંયોજનમાં પછી પ્રાણ રહેશે નહિ. તેમાં નહિ આવે કોઇ ભાવ, લાવણ્ય, કલ્પના કે પછી કવિતા; પરન્તુ તેથી જુદું કોઇ એવી ધન્ય ઘડીએ એવાં સારાં ચિત્રો ધૂનમાં આવી ચીતરાય છે કે તે પૂરું કરવામાં ચિત્રકારને ઉમંગ અને ઉત્સાહ રહે છે.

**ધૂનમાંથી અદ્‌ભુત ચિત્ર**

મને બરોબર યાદ છે કે ‘સત્યની શોધ’ અથવા ‘Lead kindly light’ નામનું મારું ચિત્ર મેં જ્યારે કર્યું ત્યારે મને સ્વપ્નેય ખ્યાલ નહોતો કે ‘દાંડી યાત્રા’ નું આટલું સરળ, સાદું અને પ્રતિક ચિત્ર હું ચીતરી શકીશ ! આ ચિત્રની પાછળની વાત, અહીં કહું તો એમ છે કે, હું દાંડી-યાત્રા કરીને, ખૂબ છબીઓ, રેખાચિત્રો પાડીને, રસ્તાની ધૂળથી, માણસોની

ધક્કામુક્કી, અને ઠઠથી જુદાં જુદાં ગામોના ખોરાક અને પાણીથી, ભાર ઉપાડીને દોડતાં કે ચાલીને ખૂબ થાક લાગવાથી પાછો અમદાવાદ આવ્યો હતો, પરંતુ સ્મરણપટ ઉપરથી આખો સમય એ જ પગયાત્રા, અસંખ્ય ગામડાંનાં ટોળેટોળાં અને 'રઘુપતિ રાઘવ રાજારામ'ની ધૂન વચ્ચે ચાલતાં, દોડતા એ ભવ્ય ડોસાને-તેમની પીઠને હું ભૂલ્યો ન હતો. અમદાવાદમાં બે ચાર દિવસો મોડી રાત્રે 'કુમાર કાર્યાલય'માં બેઠા બેઠા કાંઇ ચીતરવાનું મન થયું અને એ જ યાત્રાનું, ભવ્ય પુરુષનું, પ્રતિક ચિત્ર ચીતરાઇ ગયું. કેટલાએ દિવસોના વિચારો, મંથન અને ભાવના આટલી ઉતાવળે કોઇ અજબ ધૂનમાં ચીતરાઇ ગઇ. ત્યાર પછી તો એ વિષે અનેક જગ્યાએ છપાયું છે અને મૂળ ચિત્ર 'જર્મન ગેલેરી'માં મુકાયું છે. ઘણીએ વખત મને એવી ધૂનના આવેશમાં ચિત્રો કરવાની ઉત્કંઠા થાય છે. તેમાં જે ભાવના અને સંયોજન થાય છે તે બીજી કોઇ રીતે મૂકી શકાતાં નથી.

**રંગલહરીઓ**

ચિત્રકળામાં સુશોભનો લાવણ્ય અને ભાવવાહી સંજ્ઞાચિત્રો તરફ મને વિશેષ પક્ષપાત છે. અને ત્યાંસુધી તેવું મારાં ચિત્રોમાં લાવવાની તમન્ના હોય છે, એટલું જ નહિ પણ રંગલહરીઓ ઉડાવવાનું મન થાય છે. એ જ ધૂનમાં મેં અનેક સાહિત્યકૃતિઓ ચીતરી છે, કેટલાકને ગમી હશે, કેટલાકને નહિ ગમી હોય. તે જ પ્રમાણે મારી પ્રકટ થયેલી ચિત્રાવલિઓમાંથી કોઇને ગમી હશે, કોઇને નહિ ગમી હોય, પરંતુ એ બધા તો જુદા જુદા તરંગો મુક્તકો છે, જરાતરા રંગો છે; અને બીજી રેખાઓ છે તેમાં મહાકાવ્યો ભગીરથ સર્જનો કે અકથ્ય, અપાર્થિવ વિચારો નથી, તેમ છતાં તેમાંથી જે ગમશે તે રહેશે-નહિ ગમે તે સમયના પ્રવાહ સાથે અલોપ થશે.

**મહત્વાકાંક્ષા**

પરંતુ આથી મને તો આકાંક્ષા છે કે આપણી રંગશાળા, ચિત્રશાળા, બાળશાળાઓ, વિદ્યાપીઠો, અને ચિત્રપટઘરો કે મોટી મોટી વ્યાપારસંસ્થાઓની ભીંતો આપણા પ્રવાહી જીવનના ચિત્રમય પ્રસંગોથી રંગાઇ જાય, અને એ દ્વારા આપણી પ્રજાનું જીવન કલાથી રંગદર્શી બને. એ આકાંક્ષા અલબત્ત બહુ મોટી છે, કારણ કે ચિત્રકારોનાં આવાં ઉડ્ડયનોને આજીવિકાના પ્રશ્નો, આગળ જતાં અટકાવે છે. મને અને અનેક ચિત્રકારોને પોતાની કળા વેચવાનો વિચાર અવશ્ય મૂંઝવતો હશે. મને તો મૂંઝવે છે જ. ચિત્રકારને પોતાનો અણગમો સંપૂર્ણ હોવા છતાં તે કલા વેચવી પડે છે. ખરું તો તેણે સર્જનના આત્મસંતોષ ખાતર જ કલા પ્રકટાવવી જોઇએ, પરન્તુ

ગરીબ અને પરતંત્ર દેશના વાતાવરણમાં કલાને પ્રજાનું વણમાગ્યું પોષણ મળે એ અકલ્પ્ય વસ્તુ છે. જ્યાં રોટીનો પ્રશ્ન પહેલો હોય ત્યાં કલાકારોનો કોણ ભાવ પૂછે ? પરન્તુ એ રોટીના પ્રશ્ન ઉપરાંત પ્રજાની રસવૃત્તિનો પણ પ્રશ્ન ઊભો છે ખરો, કારણ કે પ્રજાનો એક વર્ગ ચિત્રો ખરીદે છે તો ખરો જ.

**પ્રાણ ધબકયાંનો સંતોષ**

બજારમાં મળતાં બેહુદાં ચિત્રો, અમુક બંગાલી કલાકારોનાં અર્ધ નગ્ન ચિત્રો, જૂની શૈલીના જડ અનુકરણ જેવાં વૈષ્ણવી ચિત્રો, કે દેશ પરદેશ ફરતા રાજા મહારાજાઓ અને શ્રીમંતો દ્વારા ખરીદાતાં મોંઘા જાપાની, ઇંગ્લિશ, અને ઇટાલિયન ચિત્રો આપણી ભીંતો પર સ્થાન પામે જ છે. સાહિત્ય સભાએ પોતાના દેશના એક અદના કલાકારની કરેલી આ કદરથી આપણી એ રસવૃત્તિ વિમાર્ગી મટીને સાચું દર્શન પામે, પોતાની જ આસપાસ ધબકી રહેલાં જીવનનાં કાવ્યમય પ્રતિબિંબો અને રંગદર્શનોની કદર કરતી થાય અને પોતાના પ્રાન્તની તળપદી કલા અને ભાવનાઓમાં રાચવાની દૃષ્ટિ તેમાં જાગે તો અમારા જેવાના નમ્ર પ્રયત્નો કૃતકૃત્યતા અનુભવશે અને દેશમાં સાચો પ્રાણ ધબકયાનો સંતોષ મળશે.

[ આ પછી આભારાદિ ઉપચાર અને ચા-પાન થયે સભાનું કાર્ય પૂર્ણ થયું હતું. ]

---

# ગૂજરાતી લઘુલિપિ-વર્ગનો અહેવાલ

**ગૂજરાત સાહિત્ય સભાના માનનીય પ્રમુખશ્રી**
**તથા કાર્યવાહક મંડળના સભ્યો જોગ,**

વિ. થોડા સમય પર બહાર પડેલું 'ગુજરાતી લઘુલિપિ'નું પુસ્તક, ટૂંકાક્ષરી લેખનના આપણા સાહિત્યમાં થયેલા બધા પ્રયત્નોમાં વધુ સફળ થયું છે, તથા જો ઉત્સાહી શીખનારા નીકળી આવે તો તેના લેખક, લાઠીવાળા શ્રી હરિકૃષ્ણ વ્યાસ તેના અભ્યાસ માટે માર્ગદર્શક સૂચનાઓ આપવા સારુ તેનો એક વર્ગ પણ ચલાવવા ખાહેશ ધરાવે છે એ પ્રકારની હકીકત તથા પ્રસ્તાવ કાર્યવાહક મંડળ આગળ રજૂ થતાં તા. ૩૧-૧-૩૮ ના રોજ મળેલી મંડળની બેઠકે એવી મતલબનો ઠરાવ કર્યો હતો કે શ્રી વ્યાસને ગૂજરાત સાહિત્યસભાના ઉપક્રમથી લઘુલિપિના વર્ગો ચલાવવા આમંત્રણ આપવું. આ કાર્યની સઘળી વ્યવસ્થા કરવાનું કાર્યવાહક મંડળે અમને સોંપ્યું હતું.

તે મુજબ શ્રી વ્યાસને આમંત્રણ આપવામાં આવ્યું હતું; અને તેમણે તા. ૧૧મી મેથી તા. ૨૦મી મે સુધીના દસ દિવસ સુધી અત્રે નવી ગૂજરાતી શાળાના મકાનમાં મજકુર વર્ગો ચલાવ્યા હતા.

પહેલેથી જ સ્થાનિક પત્રો દ્વારા આ હકીકતના ખબર જાહેર કરવામાં આવ્યા હતા. વિષય તદ્દન નવો જ હોવાથી, શરૂઆતમાં ભીતિ રહેલી કે કદાચ આ વ્યવસ્થાનો લાભ લેનારા બહુ નીકળી નહિ આવે. ઉપરાંત, એમ પણ લાગેલું કે કદાચ એવા નીકળી આવનારા છેક સુધી ઉત્સાહ નહિ ટકાવી શકે. પરંતુ એ બંને ભીતિ ખોટી ઠરી. તા. ૧૦મી મે સુધીમાં ૩૪ ઉમેદવાર વિદ્યાર્થીઓએ નામ નોંધાવ્યાં હતાં, અને વર્ગો શરૂ થયા પછી એ સંખ્યા ઘટવાને બદલે વધીને ૪૦ની થઈ હતી, એટલું જ નહિ, પણ અંત સુધી એટલી ને એટલી હાજરી કાયમ રહેતી હતી. એ ચાળીસે વિદ્યાર્થીઓનાં નામ, શિરનામાં તેમનાં વય તથા ધંધા વગેરેની માહિતી સહિત આ સાથેના પરિશિષ્ટમાં આપેલાં છે. હર્ષની એક વાત એ છે કે એમાં જ્યોતિસંઘની બહેનો પણ ઠીક સંખ્યામાં હતી.

શરૂઆતના ત્રણેક દિવસ, વિષયમાં પ્રાથમિક પ્રવેશ કરાવીને શ્રી વ્યાસે શીખનારાઓને વ્યવહારુ લેખન તરફ દોર્યા હતા; અને શીખેલા પાઠનાં ગૃહકાર્યની બધા વિદ્યાર્થીની નોટો રોજે રોજ તેઓ માર્ગદર્શક નોંધો સાથે સુધારી લાવતા. આ ક્રમ છેક છેલ્લા દિવસ સુધી ચાલુ રહ્યો હતો; અને તેને અંતે વિદ્યાર્થીઓએ સ્વતંત્રપણે પોતાનો અભ્યાસ ચલાવવા જેટલી પ્રગતિ સાધી હતી.

છેલ્લે દિવસે, નવી ગૂજરાતી શાળાના મકાનમાં આ વર્ગોની પૂર્ણાહુતિ માટે જે જાહેર સભા મળી હતી તેમાં, આ વ્યવસ્થાનો લાભ લેનારા વિદ્યાર્થીઓએ સાહિત્ય સભાનો આભાર માનવા ઉપરાંત એક એવી ઇચ્છા પણ વ્યક્ત કરી હતી કે સાહિત્યસભાના આશ્રય નીચે અમદાવાદમાં એક કાયમી 'લઘુલિપિ અભ્યાસક મંડળ' સ્થાપવામાં તથા ચલાવવામાં આવે, જેમાં આ વિષયનો આગળ અભ્યાસ ચલાવાય, તેમ જ તેમાં વિકાસ સાધનારાઓ જેઓ નિષ્ણાત થાય તેઓ, શ્રી વ્યાસની માફક, વર્ષો વર્ષ, ઉત્તરોત્તર, સાહિત્ય સભાના ઉપક્રમથી પ્રત્યેક ઉનાળાની વેકેશનમાં લઘુલિપિના વર્ગો ચલાવે, અને એમ આ વિષયના જ્ઞાનનો પ્રચાર કરે. શ્રી વ્યાસે પણ આ યોજનાને અનુમોદન આપ્યું હતું, અને એવા અભ્યાસક મંડળને જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ત્યારે પત્રવ્યવહાર મારફતે પોતાથી બનતું બધું માર્ગદર્શન કરાવવાની તથા સહાય કરવાની તત્પરતા દર્શાવી હતી.

અમારું આ નિવેદન પૂરું કરવા સાથે, લઘુલિપિના અભ્યાસીઓની એ માગણી પ્રત્યે કાર્યવાહક મંડળનું લક્ષ્ય દોરીને તે બાબતમાં ઘટતું કરવા અમે વિનંતી કરીએ છીએ.

જે પછી આભારવિધિ અને ચા પાન બાદ સભા બરખાસ્ત થઇ હતી.

લિ.

ચુનીલાલ વર્ધમાન શાહ
બચુભાઈ રાવત

# પરિશિષ્ટ

## ગૂજરાતી લઘુલિપિ વર્ગ, અમદાવાદ, ૨૦-૫-'૩૮

| નંબર | નામ | ઉમર | ધંધો | સરનામું – અમદાવાદ |
|---|---|---|---|---|
| ૧ | પેરીન મિસ્ત્રી | ૨૫ | શિક્ષિકા—જ્યોતિસંઘ | જ્યોતિસંઘ-રાયપુર |
| ૨ | પદ્મા ઠાકોર | ૨૭ | કાર્યકર્તા—જ્યોતિસંઘ | ખાડિયા, અમૃતલાલની પોળ, |
| ૩ | પ્રમિલા મહેતા | ૩૦ | ,, ,, | ખાડિયા, દેસાઈની પોળ |
| ૪ | ચારુમતિ યોદ્ધા | ૨૭ | ,, ,, | રાયપુર-જનીની પોળ |
| ૫ | સુભદ્રા દલાલ | ૨૪ | ,, ,, | કોચરબરોડવાઈટહાઉસ સામે એલિસબ્રિજ |
| ૬ | ઉદયપ્રભા તારકસવાળા | ૨૩ | ,, ,, | રાયપુર— |
| ૭ | રત્નપ્રભા કમોદિયા | ૨૦ | સભ્ય ,, | રાયપુર- |
| ૮ | પ્રવીણકાન્ત ધ્રુ | ૨૯ | શિક્ષક-શેઠ આ. પો. સ્કૂલ શાંતાક્રુઝ | C/o ગટુલાલ ગો. ધ્રુ. 'સ્વસ્તિક' એ.બ્રિજ |
| ૯ | ઉપેન્દ્ર દેસાઈ | ૨૦ | કોલેજ અભ્યાસ | C/o દમનલાલ છ. ધ્રુ. ખીજડાનીપોળ અ. |
| ૧૦ | ચતુરભુજ શાહ | | | માંડવીની પોળ-દેવનો શેરી |
| ૧૧ | પરમાનંદ શાહ | ૧૭ | અભ્યાસ | ,, |
| ૧૨ | સૂર્યપ્રસાદ શાહ | ૧૬ | અભ્યાસ | ,, |
| ૧૩ | બાલકૃષ્ણ શાહ | ૧૭ | ,, | ઝાંપડાની પોળ- |
| ૧૪ | વિષ્ણુપ્રસાદ કેશવલાલ ભટ્ટ | ૧૬ | ,, | રાયપુર પખાલીની પોળ |
| ૧૫ | મણિલાલ એમ. વાણંદ | ૨૬ | કલાર્ક-ઈરિગેશન ઑફિસ, | રાયપુર, પખાલીની પોળ-અગડાવાડ |
| ૧૬ | મગનલાલ શંકરભાઈ પટેલ | ૪૨ | પ્રી | કાપડીવાડ, પખાલીની પોળ |
| ૧૭ | લક્ષ્મીશંકર સાકરલાલ દવે | ૨૯ | કલાર્ક-લેબર ઑફિસ, અમદાવાદ | તાડની શેરી, તાજપુર |
| ૧૮ | ભાણાભાઈ એમ. વૈશ્ય | ૨૪ | ,, | ખાનપુર, જુનેગેટ પાછળ |

| નંબર | નામ | ઉંમર | ધંધો | સરનામું – અમદાવાદ |
|---|---|---|---|---|
| ૧૯ | નારણલાલ સોમનાથ પટેલ | ૧૬ | અભ્યાસ | શાહપુર-વનમાળીવાંકાની પોળ, નાનુંડેલું |
| ૨૦ | માણેકલાલ રામચંદ્ર દવે | ૧૬ | ,, | ,, |
| ૨૧ | જયંતીલાલ અમૃતલાલ મોદી | ૧૮ | ,, | દેવજી સરૈયાની પોળ, સાંકડીશેરી |
| ૨૨ | ભગવાનદાસ કાલિદાસ મકવાણા | ૧૯ | ,, | રાયપુર દરવાજા બહાર–ખાશીપુરામાં |
| ૨૩ | ચંપકલાલ મગનલાલ શુકલ | ૧૯ | દરજી | દોલતખાના, નવી ગૂજરાતી શાળા |
| ૨૪ | કરસનદાસ લાધાભાઈ | ૨૨ | મ્યુ. શિક્ષક | ,, |
| ૨૫ | નટવરલાલ ત્રિભોવનદાસ જાની | ૧૮ | ,, | રાયપુર, હજીરાની પોળ |
| ૨૬ | શાન્તિલાલ કેશવલાલ ભટ્ટ | ૧૮ | ,, | રાયપુર, પખાલીની પોળ |
| ૨૭ | સુરેન્દ્ર કીર્તિકર શાહ | ૧૩ | ,, | રાયપુર, કામેશ્વરની પોળ |
| ૨૮ | દશરથ નાનાલાલ પટેલ | ૧૪ | ,, | શાહપુર, વનમાળી વાંકાની પોળ, |
| ૨૯ | ચંદુલાલ નાનાલાલ પટેલ | ૧૧ | ,, | ,, |
| ૩૦ | ચીનુભાઈ ત્રિભોવનદાસ પટેલ | ૧૭ | ,, | ,, |
| ૩૧ | નાનાલાલ દલપતરામ પટેલ | ૩૮ | વેપાર | ,, |
| ૩૨ | કપિલપ્રસાદ ત્ર. દવે | ૩૭ | પત્રકારત્વ | સાંકડી શેરી |
| ૩૩ | હરિપ્રસાદ કેશવલાલ પટેલ | ૨૬ | ,, | રાયપુર, મકેરીવાડ |
| ૩૪ | વિનાયકરાય લક્ષ્મણરાય મહેતા | ૪૮ | ,, | રાયપુર, હવેલીની પોળ |
| ૩૫ | રમેશચંદ્ર મફતલાલ દવે [પુષ્પમ્] | ૧૭ | પત્રકારત્વ–અભ્યાસ | કડી (ઉ. ગુ.) |
| ૩૬ | રવિશંકર મહાશંકર રાવળ | ૪૬ | ચિત્રકારત્વ અને પત્રકારત્વ | કુમાર, કાર્યાલય, રાયપુર |
| ૩૭ | પ્રતાપજી મોતીજી પરમાર | ૨૦ | નોકરી | ધી રીટ્રીટ–શાહીબાગ |
| ૩૮ | નરહરિપ્રસાદ માણેકલાલ રાવળ | ૨૫ | પત્રકારત્વ | રાયપુર, પીંપરડીની પોળ |
| ૩૯ | શાહ નગીનભાઈ દલસુખભાઈ | ૩૦ | નોકરી | મજૂર મહાજન, મીરજાપુર |
| ૪૦ | શકરલાલ પુરુષોત્તમદાસ મકવાણા | ૨૦ | અભ્યાસ | વણકરવાસ, સરસપુર |

# સૂચી

## લેખક – ભાષણકર્તા


| | વિભાગ | પૃષ્ઠ |
|---|---|---|
| ૧. કનૈયાલાલ માણેકલાલ મુનશી | | |
| 'અસ્મિતા' | ૨ | ૬૭ |
| ૨. કનુભાઈ દેસાઈ | | |
| રણજીતરામ સુવર્ણચંદ્રકપ્રદાનવિધિનો જવાબ | ૩ | ૮૫ |
| ૩. ગણેશ વાસુદેવ માવળંકર | | |
| શોકસભા : શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ | ૨ | ૫૩ |
| ૪. ચતુભાઈ ઓ. ધ્રુવ | | |
| 'શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ વિષે' | ,, | ૫૬ |
| ૫. ચંદ્રવદન મહેતા | | |
| 'અમદાવાદમાં રેડિઓ-મથકની જરૂર' | ,, | ૬૩ |
| ૬. પ્રહ્લાદ ચંદ્રશેખર દીવાનજી | | |
| 'સ્મૃતિકાળની સંસ્કૃતિ' | ,, | ૯ |
| ૭. મંજુલાલ ર. મજમુદાર | | |
| 'આડત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય' | ૧ | ૧-૧૨૬ |
| ૮. મામા વરેરકર | | |
| સન્માન પ્રસંગે આપેલો જવાબ | ૨ | ૪૫ |
| ૯. રમણલાલ વસંતલાલ દેસાઈ | | |
| 'શ્રી કનુભાઈ, ચિત્રકાર તરીકે' | ,, | ૮૪ |
| ૧૦. રવિશંકર મ. રાવળ | | |
| 'શ્રી કનુભાઈ દેસાઈનો પરિચય' | ૩ | ૮૧ |
| ૧૧. રામચંદ્ર બ. આઠવળે | | |
| 'મહાનુભાવ પંથ' | ,, | ૩ |
| ૧૨. રામનારાયણ વિ. પાઠક | | |
| 'શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ વિષે' | ૨ | ૫૫ |
| ૧૩. શારદાબેન મહેતા | | |
| 'શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ' | ૨ | ૫૪ |
| ૧૪. સર સર્વપલ્લી રાધાકૃષ્ણન | | |
| માનપત્રનો જવાબ | ,, | ૪૦ |
| ૧૫. સ્વામી શ્રી અદ્વૈતાનંદજી | | |
| 'આધ્યાત્મિક સંસ્કૃતિનાં મૂળ' | ,, | ૫૭ |
| ૧૬. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ | | |
| વાર્ષિક વ્યાખ્યાન : રાષ્ટ્ર અને સાહિત્યકારો | ૩ | ૭૮ |

# ગૂજરાત સાહિત્ય સભાનાં પ્રકાશનો

| અનુક્રમ નંબર | પુસ્તકનું નામ | કર્તા | કીમત રૂ. | આ | પા. |
|---|---|---|---|---|---|
| ૧ | × ગુજરાતની સંસ્કૃતિનું વિહંગાવલોકન | રત્નમણિરાવ ભી. જોટે | | | |
| ૨ | × શાહે આલમ | ,, ,, | | | |
| ૩ | × ગુજરાતનું વહાણવટું | ,, ,, | | | |
| ૪ | શાહીબાગ | ,, ,, | ૦ | ૪ | ૦ |
| ૫ | ० ગુજરાતનું પાટનગર-અમદાવાદ | ,, ,, | ૬ | ૦ | ૦ |
| ૬ | જેતલસર | ,, ,, | ૦ | ૨ | ૦ |
| ૭ | અમદાવાદનું સ્થાપત્ય | ,, ,, | ૧ | ૦ | ૦ |
| ૮ | = ખંભાતનો ઇતિહાસ | ,, ,, | ૪ | ૮ | ૦ |
| ૯ | × વીર નર્મદ | વિશ્વનાથ મ. ભટ્ટ | ૧ | ૦ | ૦ |
| ૧૦ | નર્મદનું મંદિર (પદ્યવિભાગ) | ,, ,, | ૧ | ૮ | ૦ |
| ૧૧ | નર્મદનું મંદિર (ગદ્યવિભાગ) | ,, ,, | ૨ | ૮ | ૦ |
| ૧૨ | Return from Abroad | H. Chatopadhyay | ૦ | ૬ | ૦ |
| ૧૩ | સાહિત્ય સભાનો રજત મહોત્સવ | | ૦ | ૮ | ૦ |
| ૧૪ | ઉત્તર હિંદુસ્તાનની સંગીતની સંક્ષિપ્ત ઐતિહાસિક સમાલોચના | સુંદરલાલ હી. ગાંધી | ૦ | ૧૦ | ૦ |
| ૧૫ | સને ૧૯૨૯ના ગુજરાતી સાહિત્યનું દિગ્દર્શન | રામનારાયણ વિ. પાઠક | ૦ | ૬ | ૦ |
| ૧૬ | સને ૧૯૩૦ તથા ૩૧ના ગુજરાતી સાહિત્ય પર દૃષ્ટિપાત | ચુનીલાલ વ. શાહ | ૦ | ૬ | ૦ |
| ૧૭ | બત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય | વિજયરાય કલ્યાણરાય | ૦ | ૬ | ૦ |
| ૧૮ | ગુ. સા. સભાની કાર્યવહી સને ૧૯૩૩-૩૪ | વિશ્વનાથ મ. ભટ્ટ | ૦ | ૧૨ | ૦ |
| ૧૯ | ચોત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય | જ્યોતીન્દ્ર હ. દવે | ૦ | ૧૨ | ૦ |
| ૨૦ | ગુ. સા. સભાની કાર્યવહી સને ૧૯૩૫ | નવલરામ જ. ત્રિવેદી | ૦ | ૧૨ | ૦ |
| ૨૧ | ગુ. સા. સભાની કાર્યવહી સને સને ૧૯૩૬-૩૭ | ડોલરરાય માંકડ | ૦ | ૧૨ | ૦ |
| ૨૨ | ગુ. સા. સભાની કાર્યવહી સને ૧૯૩૭-૩૮ | અનંતરાય મ. રાવળ | ૦ | ૧૨ | ૦ |
| ૨૩ | જયંતીવ્યાખ્યાનો | છપાય છે. | | | |

**નોંધ:**— × નિશાનવાળાં પુસ્તકો ખલાસ થઈ ગયાં છે.

० નિશાનવાળું પુસ્તક સાહિત્ય સભાના સભ્યોને રૂ. ૪-૦-૦માં આપવામાં આવશે.

= નિશાનવાળું પુસ્તક સાહિત્ય સભાના સભ્યોને અડધી કીમતે આપવામાં આવશે.

